॥ श्रीविठ्ठलः ॥

અલૌકિક રસમય

# ધોળપદ સાગર.

( ભાગ ૧ લો. )

સંગ્રહકર્તા તથા પ્રકાશક:

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

॥ श्रीवल्लभः ॥

અલૌકિક-આનંદતરંગ-રસમય

# ધોળપદસાગર.

## [ પહેલો ભાગ. ]

૧૦ સંસ્કૃત પાઠ ગ્રંથો, ૮ વ્રજભાષાગ્રંથો, ૨૦૦ કીર્તનો,
૪ ગુજરાતી ગ્રંથો, ૪૦૦ ધોળનો મહાન્ સંગ્રહ.


સંગ્રહકર્તા તથા પ્રકાશક:
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
૧૭૪૮, રાજામહેતાની પોળ-અમદાવાદ.



આવૃત્તિ ૧ લી ]   સં. ૧૯૮૭   [ એક હજાર પ્રતિ.

મૂલ્ય સવા રૂપીઓ.

# અનુક્રમણિકા.

## સંસ્કૃત ગ્રન્થો ૧૦.



## વ્રજભાષાના.

# ગુજરાતી ગ્રંથો.

વિષય. ... પૃષ્ઠ.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

| વિષય. | પૃષ્ઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|

# રહી ગયલાં પદો.

## પદ ૧.

જય શ્રીકૃષ્ણરે ભાઇ; બોલો બોલો વૈષ્ણવરાઇ;
તેથી કલિ મલ જાય નસાઇ. જય શ્રીકૃષ્ણ. ૧
વલ્લભી વૈષ્ણવની એ રીત, જય શ્રીકૃષ્ણ ઘણા પવિત્ર,
તેથી પ્રસન્ન થાય નવનીત. જય શ્રીકૃષ્ણ. ૨
જેણે જય શ્રીકૃષ્ણ ગાયા, તે તો અડસઠતીર્થ નાહ્યા;
તેથી પરમ પદાર્થ પાયા. જય શ્રીકૃષ્ણ. ૩
નામ તણો પ્રતાપજ મોટો, તેથી આ જુગ લાગે છે ખોટો;
સર્વે મનભૂમિમાં લોટો. જય શ્રીકૃષ્ણ. ૪
જે જન જસોદાજી ઘણું જાણે, એમના સુતનો ઉદય વખાણે;
મનમાં મેહેર કરીને માને. જય શ્રીકૃષ્ણ. ૫
જસોદાસુતને પાન કરાવે, ગોપીજન સહુ આનંદ પામે;
વ્હાલો મારો વ્રજમાં લાડ લડાવે. જય શ્રીકૃષ્ણ. ૬
સુત તો પારણામાંથી જાગ્યા, સહુ ગોપીજન આનંદ પામ્યા,
વ્હાલે મારા તનના તાપ સમાવ્યા. જય શ્રીકૃષ્ણ. ૭
વૃંદાવનની રે વાટે, માર્ગ રોકો છો શા માટે;
વ્હાલે મારે રાસ રમાડયા રાતે. જય શ્રીકૃષ્ણ. ૮
જેણે જયશ્રીકૃષ્ણ ગાયા, તેની સફળ થઇ છે કાયા;
તે તો પાંચ પદાર્થ પાયા. જય શ્રીકૃષ્ણ. ૯
રાખો ચરણકમલની છાંય. તેનો ભવનો ફેરો જાય;
તે તો હરિદાસ ગુણ ગાય. જય શ્રીકૃષ્ણ. ૧૦

## પદ ૨.

ત્યજ મન હરિ વિમુખનકો સંગ; ટેક.
જાકે સંગતેં કુબુદ્ધિ ઉપજત, પરત ભજનમેં ભંગ. ૧

ખરકું કહા અરગજા લેપન, મર્કટ ભૂષન અંગ;
કાગકો કહા કપૂર ચુગાવત, શ્વાન ન્હવાવત ગંગ. ૨
કહા ભયો પયપાન કરાવત, વિષ નહિ ત્યજત ભુજંગ;
સૂરદાસ પ્રભુ કારી કામરીયા, ચઢે ન દૂજો રંગ. ૩

પદ ૩.

ભજ સખી ભાવ ભાવિક દેવ, ટેક૦
કોટિ સાધન કરો કોઉ, તોઉ ન માને સેવ. ૧
ધુમકેતુ કુમાર માંગ્યો, કોન માર્ગ રીતે;
પુરુષ તે ત્રિય ભાવ ઉપજ્યો, સબે ઉલટી રીતિ. ૨
બસન ભૂષણ પલટ પહેરે, ભાવ સોં સંજોય;
ઉલટ મુદ્રા દઈ અંકન વર્ણ સૂધે હોય. ૩
વેદ વિધિકો નેમ નાહીં, પ્રીતકી પહીચાન;
વ્રજવધૂ વશ કિયે મોહન, સુર ચતુર સુજાન. ૪

પદ ૪.

ગોપી પ્રેમકી ધ્વજા, ટેક૦
જિન ગોપાલ કિયો અપને વશ, ઉરધર શ્યામ ભુજા. ૧
શુક મુનિ વ્યાસ પ્રશંસા કીની, ઉધો સંત સરાહી;
ભરિ ભાગ્ય ગોકુલકી વનિતા, અતિ પુનિત ભવમાંહી. ૨
કહા ભયો જો વિપ્ર કુલ જન્મ્યો, જો હેં હરિ સેવા નાંઇ;
સોઇ કુલીન દાસ પરમાનંદ, જો હરિ સન્મુખ ધાઇ. ૩

પદ ૫.

જય શ્રીવલ્લભ જય શ્રીવિઠ્ઠલ, જય શ્રીયમુના શ્રીનાથજી.
કલિયુગના તો જીવ ઉદ્ધાર્યા, મસ્તક ધરીયા હાથજી.
વૈષ્ણવ જન પર કૃપા કરીને, દેજો વ્રજમાં વાસજી.
આગે પાછે ગૌ બિરાજે, બીચમેં મેરો નાથજી.

મોર મુકુટ પીતાંબર સોહિએ, મોરલી સોહે હાથજી.
જય શ્રીગિરિધર જય શ્રીગોવિંદ. જય શ્રીબાલકૃષ્ણજી.
જય શ્રીગોકુલપતિ જય શ્રીરઘુપતિ, જય શ્રીયદુપતિ ઘનસ્યામજી.
શ્રીગોકુલવાલે નાથ, મેરી દોરી તુમારે હાથજી.

જય શ્રીજમુના શ્રીગોવર્દ્ધનનાથ, મહાપ્રભુ શ્રીવિઠ્ઠલનાથ.
જય જય શ્રીગોકુલેશ શેષ ન રહે કલેશ,
ક્ષણું પળપળ સ્મરણ કીજે, નામ નિરંતર લીજેજી.
ચરણ શરણ રાખે મારો વ્હાલો, શ્રીગોકુળમાં અવતરીયેજી.

શ્રીગોકુલમાં તો વાસો વસિએ, સંત સમાગમ કરીએજી.
શ્રીવલ્લભ વલ્લભ મુખથી કહીએ, તો ભવસાગર તરીયેજી,
નિત્ય પ્રતિ રમણ રેતીમાં નાહીયે, ગુલાબછડી દર્શન કરીયે.
જે દર્શન બ્રહ્માને દુર્લભ, તે અપને અંગે કરીયે.

શ્રીવૃંદાવન શ્રીગોવર્દ્ધનધામ, રાધા માધવ સુંદર શ્યામ.
હરિદાસ હરિજનકો સેવક, દર્શન દીજે આઠો જામ.

શ્રીવલ્લભ જુગ જુગ રાજ કરો, શ્રીવલ્લભ વિઠ્ઠલ ગોપીનાથ.
દેવકીનંદન શ્રીરઘુનાથ, યશોદાનંદન નંદકિશોર.

શ્રીમુરલીધર માખણ ચોર,
સુરદાસ. કૃષ્ણદાસજી, પરમાનંદ, કુંભનદાસજી;
નંદદાસ ચતુર્ભુજદાસ છીતસ્વામિ ગોવિંદ શ્રીવલ્લભદેવકી જય.
પ્રાણ પ્યારેકી જય; શ્રીગોવર્દ્ધનનાથકી જય.

ચોરાશી વૈષ્ણવકી જય, બસેંબાવન વૈષ્ણવકી જય,
શ્રીઆચાર્યજી મહાપ્રભુજીકી જય, ગુરુદેવકી જય.

---

# ધોળ પદ સાગર—બીજો ભાગ.

થોડાજ સમયમાં પ્રકટ થશે. બારમાસી ઉત્સવપદો, પ્રકીર્ણ-પદો, શ્રીવલ્લભાખ્યાન જેવી બીજી બે શ્રીવલ્લભવેલો, શ્રીયમુનાનવાખ્યાન, શ્રીનાથજી, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, અન્ય હીંચહમચીનાં ધોળ તથા શ્રીદયારામભાઇના પદોનો મહાન્ સંગ્રહ પણ આના જેટલોજ.

**શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ**—એક કરોડ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું આ એકજ અપ્રતિમ માસિક વ્રજ હીન્દી તથા ગુજરાતી ભાષામાં પ્રકટ થાય છે. ઉત્તમોત્તમ આકર્ષક રંગીન લીલાત્મક ચિત્રો, સાંપ્રદાયિક ગ્રંથો, ભાવના, પ્રાચીન કીર્તનો, ભાષા ગ્રંથો, સામયિક લેખો, વિરોધીઓને સચોટ જવાબ આદિથી ભરપૂર માસિક છે. વર્ષે દહાડે માત્ર બે રૂપીઆ લઇને દર માસે તમારે ત્યાં પહોચતું કરાય છે.

**૧. શ્રીસર્વોત્તમસ્તોત્ર**—અઢીસો પાનાં, અનેક ચિત્રો, એક એક નામપર એક એક કીર્તન, નામાવલિ, ધોળ અને શ્રીગોકુલનાથજી અને શ્રીરઘુનાથજી તથા શ્રીગોપેશજીની સંસ્કૃત ટીકાઓનો સવિસ્તર અનુવાદ, છતાં મૂલ્ય અઢી આના, ટ. ખ. દોઢ આનો.

**૨. પુષ્ટિમાર્ગનો ઇતિહાસ**—શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી તથા શ્રીવલ્લભકુલના અસરકારક ઇતિહાસો, તેમાંએ મહાનુભાવરસખાનજી તથા શ્રીમતીતાજની વાર્તા તો વાંચ્યાજ કરશો. આવા મોટા પુસ્તકનું નોછાવર માત્ર ૭ આના, ટ. ખ. એક આનો.

**૩. શ્રીગોકુલેશજીનો માલાપ્રસંગ**—શ્રીગુસાંઇજીના ચોથા લાલજીએ જહાંગીરના જુલ્મો સામે જે અહિંસક ધર્મ યુદ્ધ વર્ષો સુધી ચલાવ્યું તેનું જલહલતી ભાષામાં વર્ણન, યુક્તિઓથી સમજાવેલું તિલકનું રહસ્ય, સચિત્ર પુસ્તક છતાં નોછાવર માત્ર દોઢ આનો.

**૪. શ્રીપુરુષોત્તમજીનું ચરિત્ર**—નવ લાખ શ્લોક લખનારા મહાન્ વિદ્વાન્ ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીનું ઐતિહાસિક ચરિત્ર તથા

શિવ મોટા કે વિષ્ણુ એ વિષે કવિ શ્રીદયારામભાઇનો ગ્રંથ વિષ્ણુ-દ્રોહીઓને તમાચો મારનાર આ ગ્રંથની નોછાવર માત્ર ચાર આના

૫. જ્વલંત મહાત્યાગ—પંચમપીઠાધીશ્વર શ્રીગોવિંદ પ્રભુએ જયપુર નરેશના જુલ્મો સામે ચલાવેલી લડતનો ઇતિહાસ વાંચી રડવું આવશે, ખુશી થશો, હસશો. સચિત્ર છતાં નોછાવર ચાર આના.

૬. વૈષ્ણવ નરેશો—હિન્દમાંના પુષ્ટિમાર્ગીય રાજામહારાજાઓના અદ્દભુત વૃત્તાંતો, સચિત્ર, મૂલ્ય ત્રણ આના. ટ.ખ. ૦ાા આનો

૭. આટલું તો કરજોજ—ટુંકામાં ટુંકો નિત્ય નિયમ ૩૦ ત્રીશ હજાર નકલો વેચાઇ ગઇ છે. નો. એક આનો ટ. ખ. ૦ાા આનો.

૮. શ્રીદયારામવાણી—કવિશ્રી દયારામભાઇના સુંદર પદોનો નાનો સંગ્રહ મૂ. એક આનો ટ. ખ. ૦ાા આનો.

૯. શ્રીહરિરાયવચનામૃત—મહાનુભાવ શ્રીહરિરાયમહાપ્રભુના ઉત્તમોત્તમ સંસ્કૃત ગ્રંથો ગુજરાતી અનુવાદ સાથે કાંઇક નવું જાણશો. મૂલ્ય બે આના. ટ. ખ. ૦ાા આનો.

૧૦. ન્યાયમૂર્ત્તિનો ચુકાદો—મુંબાઇના ન્યાયમૂર્તિ રાંગણેકરે ભગવદીય શેઠ પ્રાગજી સુરજીએ માંડેલા કેસમાં આપેલો અગત્યનો ચુકાદો વાંચીને સુધારકોની પોલ પારખી શકશો અને પુષ્ટિમાર્ગની જાહોજલાલી જોઇ શકશો. મૂલ્ય બે આના ટ. ખ. એક આનો.

૧૧. પંચાવન પાઠનો ગુટકો–પૃષ્ઠ ૨૫૬—નિત્ય નિયમના પંચાવન પાઠોનો આ ગુટકો (જે પહેલાં ૪૨ પાઠનો હતો તે) મોટા અક્ષરમાં હમણાં ફરી છપાવ્યો છે. મૂલ્ય માત્ર ત્રણ આના.

૧૨. શ્રીનટવરલાલનાં ધોળ—રાજનગરવાળા ચિ. ગો. શ્રીરણછોડલાલબાવાસાહેબનાં નિત્યલીલાસ્થ અ. સૌ. વહુજીએ રચેલાં છે. મૂલ્ય બે આના ટ. ખ. અર્ધો આનો.

બધા ગ્રંથોમાં ટપાલ ખર્ચ જુદું સમજવું.

ઠેકાણું:—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
૧૭૪૮, રાજામહેતાની પોળ અમદાવાદ નં. ૧

# આપણે કંઇક લહેરમાં રમીએ આવો ! !

એક વાર શ્રીગોકુલેશ બિરાજમાન છે, પાસે પ્રભુનાં કૃપાપાત્ર રમણીઓ સુંદર રાગે ધોળ પદ ગાઇ રહ્યાં છે, શ્રીવલ્લભાખ્યાનના પરમ રસિલાં ગ્રંથમાંથી દ્વિતીય આખ્યાન ગવાઇ રહ્યું છે, તેના રસની ધૂન વાતાવરણમાં આકાશમાં અને વૈષ્ણવ હૃદયોમાં રમી રહી છે, સર્વેય શ્રીવલ્લભાધીશનાં સ્વરૂપમાં તલ્લીન થઇ ગયાં છે. આ વખતે એક વાદી ખૂબ વેદાદિક ભણેલો શ્રીગોકુલેશ પાસે વાદ કરવા માટે આવ્યો. તર્કન્યાયાદિકનું પણ તેણે ખૂબ જ્ઞાન મેળવેલું. પણ જ્યાં પ્રેમશાસ્ત્રનું કે રસશાસ્ત્રનું જ્ઞાન નહિ ત્યાં અન્ય જ્ઞાનની શી કીંમત ! આ વાદી ધોળ ગવાતું સાંભળી વિચારમાં પડયો. તેને લાગ્યું કે આ તો અભણ સ્ત્રીઓનો બબડાટ છે. આમ ધારી તેણે શ્રીગોકુલેશને પ્રશ્ન કર્યો કે આ શું બોલાય છે ? શ્રીગોકુલેશ તો તેના પૂછવાનું હાર્દ જાણતા હતા એટલે આપશ્રીએ શ્રીમુખે કહ્યું કે “ આ તો શ્રુતિઓ સ્ત્રીશરીર ધારણ કરી પ્રગટ થઇ રસરૂપ પ્રભુનાં ગુણ ગાન કરે છે, શ્રુતિઓ આજ સુધી અક્ષરાત્મક કે શબ્દાત્મક હતી, તે હવે સ્વરૂપાત્મક પ્રકટ થઇ રસાત્મક પુરુષોત્તમનાં ગુણગાન કરે છે. ” આ સાંભળી પેલો વાદી ઠંડોગાર થઇ ગયો. શ્રીગોકુલેશની રસરૂપ પ્રભાવશાળી વાણી સાંભળી તે વાણીનાં ઓજસો ને શક્તિ ઉપરથી જાણ્યું કે આ મહાપુરુષને જીતવા કઠણ છે, એમ વિચારી વાદ કરવાનો વિચાર માંડી ત્યાંથી વિદાય થયો.

કહેવાનું તાત્પર્ય એ છે કે સ્ત્રીઓ સુંદર રાગે જ્યારે ધોળ પદ ગાય છે ત્યારે જાણે એ ધોળ પદ સ્વરૂપાત્મક બની તેની લીલાઓનાં દર્શન કરાવતું હોય એમ આપણને લાગે છે. શ્રુતિ એટલે સુંદર રતિ.

જેની પ્રભુમાં સુંદર રતિ એટલે પ્રીતિ છે તેવી સ્ત્રી શ્રુતિસમાન છે. આજ કારણથી શ્રીગોકુલેશે આવો જવાબ આપ્યો.

વળી બીજું આખ્યાન ગવાય છે, તેમાં શ્રીમહાપ્રભુજીની સ્તુતિ છે. સર્વે શ્રુતિઓ [1]શ્રીમહાપ્રભુજીની જ સ્તુતિ કરે છે. આ સ્ત્રીઓ પણ શ્રીમહાપ્રભુજીનું આખ્યાન પ્રેમપૂર્વક ગાય છે, માટે શ્રુતિ સમાન છે. એ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી.

હવે આપણે ધોળસંબંધી વિચાર કરીએ. મૂળ ધવલ શબ્દ સંસ્કૃત છે, તે ઉપરથી ધોળ શબ્દ થયો છે. ધવલ એટલે શું? આ શબ્દનો અર્થ જાણતાંજ ધોળનું સ્વરૂપ સમજાઇ જાય છે. એમાં બે શબ્દ છે ધવ અને લ. ધવ એટલે ધણી અથવા પતિ અને લ એટલે લય થવું–મતલબકે તદ્રૂપ થવું કે તલ્લીન થઇ જવું. ધવ એટલે ધણી કે પતિ કોણ થઇ શકે? પ્રભુજ સર્વનો ધવ એટલે ધણી કે પતિ છે. લૌકિક પતિનાં ગુણગાન એ ધોળ નથી. કારણ કે લૌકિક પતિ એ સાચો પતિ નથી. પતિ તો પ્રભુજ છે. જે સર્વ રીતે રક્ષણ કરે ( सर्वतः पाति इति पतिः ) તેજ પતિ થઇ શકે. સર્વ રીતે રક્ષણ કોણ કરે ? જે સર્વ રીતે નિર્ભય હોય ( अकुतोभयः ) તેજ સર્વ રીતે રક્ષણ કરે છે. પ્રભુજ કેવળ નિર્ભય છે અને તેજ સર્વશક્તિમાન છે માટે તેજ પતિ વા ધણી છે. **આથી પ્રભુ પતિમાં રસરૂપે કેવલ તલ્લીન કે તદ્દરૂપ થઇ એ પ્રભુરસના અનુભવનાં અથવા પતિના આસ્વાદનાં કરેલાં ગાન તે ધોળ કહેવાય** છે. આવાં પ્રભુમાં તદ્રૂપ થઇ કરેલાં ગુણગાનનાં

---

૧. કાશીવાળા શ્રીગિરિધરજી મહારાજે શ્રુતિરહસ્ય નામે એક સંસ્કૃત ગ્રંથ લખ્યો છે, તેમાં પ્રમાણપૂર્વક વિવેચન સાથે બતાવ્યું છે કે સર્વ શ્રુતિઓ શ્રીમહાપ્રભુજીનાંજ ગુણગાન કરે છે.

ધોળ ગાનાર પણ પ્રભુમાં તદ્રૂપ થઇ જાય છે. વારંવાર એવાં ધોળ-પદનાં ગાન અને અવગાહન કરવાથી એ અનુભવીઓની વાણી સ્વરૂપાત્મક બની સર્વ અંગ અંગોમાં પ્રવેશી જાય છે. જીભવડે ખાધેલો ખોરાક અથવા મુખવડે પીધેલું જળ જેમ પાચન થઇ અંગે અંગોને પોષે છે તેમ મુખવડે પ્રભુનાં કરેલાં ગુણગાન અને કાન રૂપી પડીયા વડે શ્રવણદ્વારા પીધેલો રસ અંગ અંગોમાં પ્રવેશીને સર્વ અંગોને અલૌકિક બનાવે છે.

અનુભવીઓનાં ધોળમાં ખૂબ શક્તિ છે, તે શક્તિ સ્વરૂપાત્મક હોવાથી જે એવાં ધોળ પદ પ્રેમભાવે ઉલ્લાસપૂર્વક ગાય છે, તેની પાસે પ્રભુને ખેંચી લાવે છે. પ્રભુ સ્વયશોગાનસંહૃષ્ટ છે તેથી સ્વયશનું ગાન સાંભળી પ્રસન્ન પ્રસન્ન થઇ જાય છે.

ધોળ, કીર્તન, જપ, ગરબી ઇત્યાદિક સર્વ પ્રકારની વાણી ગવાતા સ્થળમાં ધૂપની માફક ઓજસો અથવા સુગંધ ઉત્પન્ન કરે છે. જેમ કોઇ પદાર્થને હોમવામાં આવે ત્યારે તે પદાર્થના ગુણ પ્રમાણે હવામાં. તે સુગંધિ અથવા ઓજસો ઉત્પન્ન થાય છે તેમ વાણી પણ બોલનારના કે ગાનારના ગુણ પ્રમાણે સર્વત્ર અસર કરે છે. આ વિચારે જેઓનાં હૃદય પ્રભુનાં અનુભવરસની સુગંધથી ભરેલાં છે તેઓએ પ્રકટાવેલાં ધોળ પદ પ્રભુની સુગંધિથી ભરેલાં હોય છે, સદાજ ભરેલાં રહે છે, તેવાં અનુભવીઓનાં ધોળ પદ તેવાજ સ્વરૂપે બનીને ગાવાથી એ વાણીના ઉત્પાદકોના અનુભવ પ્રાપ્ત કરી શકાય છે. પ્રેમ એ દેવ છે અને પ્રેમ દેવને હૃદયમાં પધરાવીને ગવાતી વાણીને પ્રેમદેવ પ્રભુ પાસે રજુ કરે છે, પ્રભુને પહોંચાડે છે, જેવી રીતે આપણે કોઇ ચીજ બીજાની સાથે મંદિરમાં પ્રભુને પહોંચાડીએ તેમ પ્રેમદ્વારા આપણાં ગાન પ્રભુને પહોંચે છે. પ્રભુ એ વાણીનો સાક્ષાત્ અંગીકાર કરી ભક્ત પર કૃપા કરે છે.

આ પ્રમાણે અનુભવીઓનાં ધોળમાં અનુભવનો સુગંધરસ ભરેલો હોવાથી તે ધોળ પદને પ્રકટ થયાં સેંકડો વરસો વીત્યાં છતાં તેવો ને તેવોજ રસ તેમાંથી ચખાય છે. એ વાણી નિત્ય સિદ્ધ છે, ત્રિકાળાબાધિત છે, સાચા મોતી સમાન છે. આ પ્રમાણે આ ધોળ પદ વસ્તુઓ ઘણી ઉપયોગી હોવાથી પ્રકટ કરવામાં આવી છે.

પતિ એ સતીનો શણગાર છે કે શૃંગાર છે. એ શણગાર કે શૃંગાર રસ તદ્દન ઉજ્જ્વળ છે. ભગવદીય પણ ગાય છે કે "ઉજ્જ્વળ રસ શૃંગાર રસ" એટલે પ્રભુ પ્રત્યેનો શૃંગારરસ કેવળ ઉજ્જ્વળ છે. ઉજ્જ્વળ એટલે ઉજળું અથવા ધોળું પણ કહી શકાય. કોઇ પણ ડાઘ વગરની વસ્તુને ધવલ અથવા ધોળી કહેવાય છે તેમ આ ધોળ વસ્તુ પણ કેવળ પ્રભુના ઉજ્જ્વળ રસમાં તરબોળ કરનારી છે. માટેજ તેને ધોળ કહેવામાં આવે છે.

હવે આપણે ગરબી શબ્દ તરફ વળીએ. ગર્વી એટલે ગર્વવાળા ઉપરથી ગરબી શબ્દ થયો છે. અહીંઆં ગર્વ એટલે અભિમાન કે અહંતામમતા નથી પણ પ્રભુસંબંધી ગર્વ એટલે પ્રેમમદ-રસમદ-કહી શકાય. એવા રસમદ વાળા કે પ્રેમમદમાં છકેલા ભગવદીયો પોતાના અંતર વિલાસને બહાર ઘણી સ્વરૂપે પ્રકટ કરે તે ગરબી કહેવાય છે.

જ્યારે પ્રભુ ભક્તને સર્વ પ્રકારે આનંદનું કે રસનું દાન ( सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ) ઇત્યાદિ શ્રુતિમાં કહ્યા પ્રમાણે કરે છે ત્યારે પ્રથમ બાહ્યભેદથી પ્રભુ રમે છે, પછી રમણનો કે લીલાનો આનંદ વિરહ વગર આભ્યંતર ન પ્રવેશે માટે અંતર્ધાન થઇ જાય છે. અંતર્ધાન થતાં પ્રભુ સાથે ભક્તોએ અનુભવેલી લીલાઓ ભક્તના અંતરમાં પ્રવેશી જાય છે અને એ લીલાઓ સ્વરૂપ ધારણ કરી અંગેઅંગોમાં પ્રવેશતાં ભક્ત એ રસ

વડે વિદ્વાન્ બની જાય છે. જેમ ખાધેલા ખોરાકથી શરીરાદિક પુષ્ટ થઈ જાય છે તેમ આ અલૌકિક ખોરાક વડે પણ ભક્ત સર્વે અંગો અંગે પુષ્ટ થઇ રસમદવાળો કે પ્રેમમદવાળો બને છે. એ પ્રેમમદ વા ગર્વ ગાનદ્વારા બહાર પ્રકટે તેજ ગરબીઓ છે. ગોપીગીતને આપણે આ દૃષ્ટિએ સંસ્કૃત ગરબી કહી શકીએ અને એવા ગોપીજનોએ અનુભવેલો રસ ગાનમાં કે કોમળ શબ્દમાં ઉતારવો તેને પણ ગરબી કહેવાય. ભક્ત કવિ દયારામભાઇ પૂર્ણ અનુભવી હોવાથી તેમણે તેવી પ્રેમમદ કે રસમદથી ભરેલી ગરબીઓ બનાવી છે. આવાં ધોળ પદ કે ગરબીઓ જ સર્વવિસ્મારણપૂર્વક ભગવદાસક્તિ કરાવે છે. સર્વવિસ્મારણપૂર્વક ભગવદાસક્તિ એજ પુષ્ટિભક્તનો જીવન વ્યાપાર છે. એ વ્યાપાર આવાં ધોળ પદ કે ગરબીઓનાં ગાન વડે થઇ શકે.

હવે આ ગ્રંથને "**રસમય ધોળપદ સાગર**" કેમ કહેવામાં આવ્યો છે? તે જોઇએ. પ્રભુને શ્રુતિમાં रसो वै सः કહે છે. એજ रसो वै सः પ્રભુના રસના અનુભવીઓના આ રસગાન છે. માટે તેને રસમય શબ્દથી અલંકૃત કર્યા છે. સાગર કહેવાનું કારણ કે આમાં પ્રભુરસના સાગરો છે ભક્તોરૂપ ઘણી રસનદીઓનાં ગાનરસ-જળ આ સમુદ્રમાં એકત્રિત થતી નદીઓની માફક એકઠાં કર્યા છે માટે સાગર શબ્દ યોજ્યો છે. વળી ધોળ પદનો આવો મોટો અને વ્યવસ્થિત સંગ્રહ આજ સુધી સંપ્રદાયમાં પ્રકટ થયો નથી; માટે સાગર શબ્દથી અલંકૃત કરવામાં આવે છે. આ રસમય ધોળ પદ સાગર જરૂર ભક્તિભ્રતી સ્ત્રીઓ તથા પુરુષોને ભગવદ્રસસાગરમાં રસવિહાર કરાવશે.

હવે આપણે વિશિષ્ટ ધોળ પદો તરફ જરા વળીએ. શરૂઆતનાં સંસ્કૃત સ્તોત્રો પછી શ્રીયમુનાજીનાં ૪૦ પદ લેવામાં આવ્યાં છે.

આ પદો જે રોજ ચાલીસ વાર પાઠ કરે તેને જરૂર શ્રીયમુનાજીના સ્વરૂપનો અનુભવ થાય. ત્યાર પછી રાસપંચાધ્યાયીઇત્યાદિ ગ્રંથોનો ઉલ્લેખ કરી શ્રીવલ્લભાખ્યાન તરફ વળીએ. ગુર્જરગિરાને પુષ્ટ ભાષા તરીકે અંગીકાર કરાવનાર આ આખ્યાનો છે. "मूकं करोति वाचालम्" પ્રભુ મૂંગાને વાચાળ કરે છે આ વાક્ય જાણે શ્રીગુસાંઇજીએ મૂગા ગોપાળદાસને ચર્વણનું દાન કરી વાચાળ–દિવ્ય વાણીવાળા બનાવ્યા તેથી આ સ્થળને ઉદ્દેશીને વદાયું હોય એમ બંધ બેસે છે. દાન સાથે ગોપાળદાસજીને શ્રીગુસાંઇજીના સ્વરૂપનું જ્ઞાન થાય છે. પ્રથમ આખ્યાન પૂર્ણ થતાં શ્રીગુસાંઇજી મહાનુભાવી ગોપાલદાસ તરફ પુંઠ કરે છે. આ જોઇ ગોપાલદાસજી રિસાવાનું કારણ જાણવાને શ્રીગુસાંઇજીને વિનવે છે, એટલે શ્રીગુસાંઇજી આજ્ઞા કરે છે કે "બાપ પહેલા કે બેટા પહેલા"? મતલબકે પ્રથમ શ્રીમહાપ્રભુજીની સ્તુતિ કરવી જોઇએ તેને બદલે મારી કેમ કરી? આ સાંભળતાં શ્રીગુસાંઈજીના રસમદમાં છકેલા ગોપાલદાસજીએ વિનતિ કરી કે રાજ, હું તો બેઉ સ્વરૂપને એકજ જાણું છું. વળી મારા શ્રીમહાપ્રભુજી તો આપજ છો. આ સાંભળી શ્રીગુસાંઈજી પ્રસન્ન થયા. આમ છતાં આજ્ઞાદ્વારા શ્રીગુસાંઇજીએ શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ ગોપાલદાસજીના હૃદયમાં સ્થાપન કર્યું. એટલે ગોપાલદાસજી મહાપ્રભુજીના સ્વરૂપમાં તદ્રૂપ થઇ ગયા. શ્રીમહાપ્રભુજીનાં સ્વરૂપનો રસ ચાખતાં આપશ્રીના સ્વરૂપાનુભવમાં ડુબી ગયા, એ રસપાનનું ફળ તે શ્રીવલ્લભાખ્યાનનું બીજું આખ્યાન છે. આ આખ્યાન ગોપાલદાસજી શ્રીમહાપ્રભુજીની બધી પરિચર્યા આદિ લીલાઓ નિરખીને બનાવે છે. આથી એટલી બધી દિવ્યતા છે, કે આખાં નવેય આખ્યાનોએ શ્રીવલ્લભાખ્યાન એવું નામ ધારણ કર્યું છે. આ આખ્યાન રચતાં રચતાં શ્રીગોપાલદાસજી

કોઈ કોઈ સ્થાને રસમગ્ન થઈ જાય છે અને રચતાં અટકી જાય છે. શ્રીમહાપ્રભુજીનાં ચંપારણ્યનાં પ્રાકટ્ય પ્રથમ નજરે નિરખે છે, ને એ પ્રાકટ્યથી શરૂ કરે છે. તેથી "લક્ષ્મણસુત" શબ્દથી શરૂઆત કરે છે. શ્રીગુસાંઈજી શ્રુતિરૂપાનાં અધિષ્ઠાત્રી શ્રીચંદ્રાવલીજીનું સંગોગાત્મક સ્વરૂપ છે, તેજ સ્વરૂપ આગાઉના ગોપાલદાસજીના હૃદયમાં બિરાજી આ આખ્યાન રચે છે. માટે " યજ્ઞપુરુષ હરિના શ્રુતિ ગુણ ગાસજી " એ તૂક ગોપાળદાસ વદે છે. આ આખ્યાનની દિવ્યતાના અનુભવનો પાર નથી. છેવટે " સાર માંહે સાર " એટલું બોલી આખ્યાન પૂર્ણ કરે છે. આ આખ્યાન શ્રીવલ્લભાખ્યાનમાં મુકુટ સમાન છે.

ત્રીજા આખ્યાનમાં ગોપાલદાસજી શ્રીગુસાંઈજીનું પ્રાકટ્ય નિરખે છે, ને તે જાણે શ્રીગોપાળદાસજીની રૂબરૂ, અરે જાણે ગોપાલદાસજી પ્રસુતિગૃહમાં ઉભા હોય અને અનુભવ્યું હોય એમ બોલે છે. ખરેખર, કાળ પણ ભક્તોને અનુકૂળ હોઇ ભૂતકાળને વર્ત્તમાનકાળ બનાવે છે, કારણ કે કાળ-સમય પણ પ્રભુનું સ્વરૂપ છે. જેમ કોઇ માણસ રાજા પાસે ફૂલની છાબ ધરીને ઉભો રહે તેમ કાલરૂપી માળી ભક્તરૂપ રાજા પાસે પ્રભુની ભૂતકાળની લીલારૂપી પુષ્પોની છાબ ધરીને ઉભો રહે, તે એ લીલા રૂપ પુષ્પોને નિરખીને ભક્તો પ્રભુનાં ગુણગાન કરે છે. પ્રભુની ભૂતકાળની લીલાઓજ કાલ વા સમયે પ્રભુની પાસે ઉભી રહી ભક્તો પાસે ઉપસ્થિત થાય છે; તેના અનુભવ એજ અષ્ટ સખા આદિનાં કીર્તનો છે. આ આખ્યાનમાં પણ શ્રીગુસાંઇજી મોટી ઉંમરે પાસે બિરાજમાન છતાં આપશ્રીના જન્મનો સાક્ષાત્ અનુભવ ગોપાલદાસજી કરીને ગાય છે આપના પ્રાકટ્યનો ચિતાર "સૂતિકા સદન મોહામણું

શોભા "રૂડી લહેરડે જાય" ઇત્યાદિ પ્રાકટ્યના સ્થળની શોભા સાથે વર્ણવે છે. છેવટે ગોપાલદાસથી સાક્ષાત અનુભવ આખ્યાનમાંજ બોલી જવાય છે. તે જાણે ત્રાહિત બનીને બોલે છે કે "આ દાસનો દાસ જાય વારણે, બારણે રહ્યો રે ઉત્સવ જુએ, બારણે કોઇ એક ભાગ્યવાન્ (ભગવદીય) તે સમે" એ આમ બોલી પૂર્ણ કરે છે.

ચોથા આખ્યાનમાં શ્રીગુસાંઇજીની જીવનલીલા વર્ણવે છે અને એ બાર કડીનું આખ્યાન ગોપાલદાસજીને આખા શ્રીભાગવતજીના બાર સ્કંધનો સાક્ષાત અનુભવ આપે છે આથી છેવટે કહે છે "સ્કંધ સંખ્યાએ પદ સાર માંહે સાર" એમ વદે છે, આ આખ્યાનમાંની એક તૂક તે શ્રીભાગવતજીના એક સ્કંધ સમાન છે, તેથી તૂકને માટે પદ શબ્દ વાપર્યો છે.

પાંચમા આખ્યાનમાં શ્રીગુસાંઇજીનું શરણ સ્વીકારનાર ભક્તો પર શ્રીગુસાંઇજીએ કરેલી કૃપા સ્પષ્ટ વર્ણવે છે તેમાં શ્રીગુસાંઇજીનું અનહદ ઐશ્વર્ય બતાવે છે. મસ્ત ગોપાલદાસજી શ્રીમહાપ્રભુજીના માર્ગનું એટલું બધું અગાધપણું બતાવે છે કે ને એવી પ્રેમમસ્તીના ગાનમાં બોલે છે કે "એવો માર્ગ શ્રીવલ્લભ વરનોરે જેમાં પ્રવેશ નહિ વિધિ હરનોરે" શી સ્વમાર્ગના અનુભવની મસ્તી! આપણે પણ તદ્રૂપ બની આ આખ્યાનો જો ગાઇએ તો એ અનુભવ થાયજ થાય.

છઠ્ઠા આખ્યાનનાં ગોપાલદાસજી શ્રીઠાકુરજીની વ્રજમાંહેની બાલલીલાઓને કિશોરલીલાઓનો સાક્ષાત અનુભવ શ્રીગુસાંઇજીમાં કરે છે અને આખ્યાન શ્રીગુસાંઇજીની અને શ્રીનંદકુમાર કે શ્રીયશોદોત્સંગલાલિત પ્રભુની એકતા સ્વરૂપે ગાય છે. ગોચારણનો સાક્ષાત બાલલીલાઓનો અનુભવ કરતાં ગોચારણ કરી પાછા વ્રજમાં પધારતા પ્રભુનો અનુભવ શ્રીગુસાંઇજીમાં કરતાં ગોપાલદાસજી "વાસર

નિવોદ એમ કરે સખી સાયંકાલે પેખેજી, અલક મુખ ખુરરજ લાગી તે વિશેખેજી" એમ વદે છે. શ્રીગુસાંઇજીનું સ્વરૂપ શ્રીઠાકુરજીનાં બાહ્ય સ્વરૂપે નિરખે છે. વળી જેમ શ્રીઠાકુરજી ગાયો ચારીને પધારતાં અતિવિરહી ગોપીજનને ભાવાત્મક રૂપે ભેટીને ચાલતાં ચાલતાં તાપ શમાવે છે તેમ શ્રીગુસાંઇજીમાં અનુભવી ગોપાલદાસજી બોલે છે કે "ભુજ લતા ભીડી ભામિનીના દિવસ તાપ બુઝાવેજી" છેવટે નિકુંજાદિકના સુખદાનનો અનુભવ પણ આપશ્રીના સ્વરૂપમાં કરતાં બોલે છે કે "સકળ વ્રજમાં પોઢિયા કરે વિવિધ રસસુખદાનજી" આ તૂક બોલે છે છતાં સર્વ લીલાનો અનુભવ જાણે પોતાને ન થયો હોય તેમ છેવટે શ્રીગુસાંઈજીને ગોપાલદાસજી મીઠો ઠપકો આપે છે. એ ઠપકામાં જેમ કોઈની મૂકેલી થાપણ કોઇ ઓળવે તેથી તેને ઠપકો આપે તેમ શ્રીગુસાંઈજીએ કેટલીક લીલાઓ ઓળવી હોય તેમ જાણી બોલે છે કે "શ્રીવિઠ્ઠલ દ્વિજરૂપ તમારી લીલા એણીપેરે ઝાઝીજી, ઓળવ્યે કેમ ચાલશે જે પ્રીત અમશું બાઝીજી."

સાતમાં આખ્યાનમાં પોતે ભકતોને દિનચર્યા સાથે કેટલીક લીલાઓ અનુભવાવે છે. અને ભકતો શ્રીગુસાંઈજીની ટેલ–સેવા કરે છે તે બતાવે છે. વળી શ્રીગુસાંઈજી વાણીદ્વારા પણ વ્રજલીલાના અનુભવ આપે છે તે બતાવે છે.

આઠમા આખ્યાનમાં પણ શ્રીગુસાંઇજીના ઐશ્વર્યનું વર્ણન કરતાં કહે છે કે "ચરણ ચાખડી વંદે રાણોરાણ" મતલબ કે જેના ચરણની પાદુકાજીને રાજાઓના રાજા પણ વંદે છે. આસુરી યોનિમાં રહેલા હતિનપતિતાદિકનો ઉદ્ધાર પણ શ્રીગુસાંઈજી છે તે પણ બતાવે છે. આપશ્રી ચતુર હોવાથી લૌકિક વૈદિક કાર્યોમાં અલૌકિક દાન કરવાની ઇસારતો કરે છે. વેદાધ્યયનમાં હસ્તનાં ચલન

વર્ણન કરવાં પડે તેમાં સામાન્ય જીવો તો એમ જાણે કે આ વેદો ભણે છે, જ્યારે "વેદાધ્યન મિષે ભુજ ચરણે કરી શોભે સૌને તેડતા" આ તૂકમાં કહ્યા પ્રમાણે પોતે પ્રસારતે પોતાને શરણે આવવાની દૈવી જીવોને સંજ્ઞા કરે છે. પોતાનાજ શરણમાં આવનાર કેવળ સર્વ રીતે નિર્ભય છે એમ પણ આપશ્રી સ્પષ્ટ કરે છે. આ સંજ્ઞા આપના સંબંધવાળા દૈવી જીવોજ સમજી શકે છે.

છેલ્લા આખ્યાનમાં આખા શ્રીમહાપ્રભુજીના પરિવારનું વર્ણન સાતેય લાલજીનાં સ્વરૂપ ગુણો ટુંકામાં નામસાથે બતાવે છે. વળી આમાં બેટીજી વગેરેનાં નામ છે પણ શ્રીગુસાંઈજીનાં બે શ્રીવહુજી શ્રીરુક્મિણીવહુજી તથા શ્રીપદ્માવતીવહુજીનાં નામ નથી, આનું કારણ એ છે કે આ આખ્યાનો શ્રીગુસાંઈજી પોતેજ મહાનુભાવી ગોપાળદાસજીના હૃદયમાં બિરાજી ગોપાળદાસજીને નિમિત્ત બનાવી પ્રકટ કરે છે, આથી પોતાનાં શ્રીવહુજીનાં શાસ્ત્રીય નિયમ પ્રમાણે નામ ન બોલાય માટે બોલતા નથી.

શ્રીવલ્લભાખ્યાનના સંબંધમાં જરા વિસ્તારથી કહેવાનું પ્રયોજન એટલુંજ છે કે આ ગ્રંથ પુષ્ટિમાર્ગમાં કેવળ ફલાત્મક ગ્રંથ છે. ભગવદ્રસના સાગરો એના અક્ષરે અક્ષરમાં ભરેલા છે, એજ એ ગ્રંથની મહત્તા બતાવે છે. એના શબ્દેશબ્દમાં અનહદ અલૌકિક સ્વાદ છે. એ આસ્વાદ લેવાની ઇચ્છાવાળાએ સ્નેહપૂર્વક શ્રીવલ્લભાખ્યાનનું મનન કરવું જોઇએ.

વલ્લભાખ્યાન પછી મૂળ પુરુષ છે. મૂળ પુરુષમાં શ્રીમહાપ્રભુજીનાં લીલાવૃત્તાંત છે અને તે વિસ્તારથી કારણ સાથે આપવામાં આવ્યાં છે. પછી સુંદરદાસ સુલતાનપુરીઆ કૃત ચિંતનનું ધોળ છે, તેમાં શ્રીગોકુલેશાસક્ત સુંદરદાસ શ્રીગોકુલેશમાં અનુભવેલો રસાનંદ વ્યક્ત કરે છે. પછી સાધારણ સેવાવાળા વૈષ્ણવોને ઉપયોગી નિત્ય કીર્તન

છે, તે કીર્તનો બધા સમયનાં હોવાથી ઘણાં ઉપયોગી છે. જન્માષ્ટમીની વધાઇ પછી શ્રીનાથજીનાં ધોળ અને પછી અનુક્રમે સાતેય ગાદીના શ્રીઠાકોરજીનાં ધોળ પદ ગોદનાં સ્વરૂપો સાથે આપવામાં આવ્યાં છે. શ્રીમહાપ્રભુજીની, શ્રીગુસાંઇજીની તથા સાતેય બાળકોની વધાઇઓ પણ પ્રકટ કરી છે, પછી અન્ય શ્રીગોસ્વામી બાળકોનાં પણ ઉપયોગી ધોળ પદ નિત્ય ગવાય તેવાં આપ્યાં છે વ્રજલીલાદિકનાં ધોળ આપી શ્રીભાગવતજીના સ્કંધનાં ધોળ છે. વળી ભક્તિપોષણ સાથે દયારામભાઇનાં ખાસ ઉપયોગી ધોળ આપવામાં આવ્યાં છે કે જે વૈષ્ણવવૃંદને નિત્ય ઉપયોગી છે. આ પહેલાં આપેલાં હીંચનાં ધોળ તો હીંચના રસિકોને ખૂબ ઉપયોગી છે. હીંચ એ તો રાસ રસનો સાક્ષાત અનુભવ કરાવનારી વસ્તુ છે, એના ઉપયોગની જેટલી વાત કરીએ તેટલી ઓછી છે. હીંચ રસિકોને આ ધોળ પદ પણ ખૂબ આનંદ આપશેજ. ચોરાશી બસોબાવન વૈષ્ણવનાં ધોળ પદ પણ નિત્ય ગાવા જોઇએ, ભક્તોની યાદ એ તો પ્રભુને બહુ ગમે. પોંતાના પરના પ્રેમ કરતાં ભક્તોપર પ્રેમ રાખવાથી પ્રભુ વધારે પ્રસન્ન થાય છે. જેમ બાળકને પોષવાથી વા સંતોષ આપવાથી માબાપ પ્રસન્ન થાય તેવી આ વાત છે.

હવે તેની પછી આવનારાં પુષ્ટિમાર્ગનાં પાંચ તત્ત્વોના ધોળ તરફ વળીએ. આ ધોળ પદ વિસ્તારથી સમજીશું, તો આખો પુષ્ટિભક્તિમાર્ગ સમજાઇ જશે. જ્ઞાનમાર્ગમાં પણ જળ સ્થળ, વાયુ, તેજ અને આકાશ આ પાંચ તત્ત્વો ગણાવવામાં આવ્યાં છે ને એ પાંચ તત્ત્વોનું શરીર બન્યું છે એમ કહે છે. જ્યારે પુષ્ટિમાર્ગીય અલૌકિક સૃષ્ટિ આ પુષ્ટિમાર્ગ પાંચ તત્ત્વોની બનેલી છે, એ ટુંકામાં આ ધોળમાં બતાવ્યું છે. વાયુ તત્ત્વ પ્રાણ સમાન છે, અને તે વડેજ સર્વનાં જીવન છે એટલે પ્રાણ તત્ત્વ કે આત્મતત્ત્વ પ્રભુ અંશ છે, આ પ્રાણ રૂપ જીવન તત્ત્વ પ્રભુનો અંશ છે; એટલે

અહીં પ્રથમ તત્ત્વ તરીકે શ્રીઠાકુરજીને ગણવામાં આવ્યા છે. શ્રીઠાકુરજીને આ પાંચ તત્ત્વોમાં પ્રથમ તત્ત્વ તરીકે ગણવામાં આવે છે, એટલુંજ નહિ, પણ શ્રીઠાકુરજીના આનંદ સ્વરૂપ દિવ્ય અંગમાં પણ બાકીના તત્ત્વો બિરાજમાન છે. શ્રીનાથજી અને સાતેય સ્વરૂપોનાં નામ પ્રથમ તત્ત્વ તરીકે આપી બીજા તત્ત્વમાં શ્રીવલ્લભકુલને લે છે. શ્રીવલ્લભકુલ અગ્નિ કે તેજ તત્ત્વ છે. શ્રીઠાકુરજી સદા શ્રીસ્વામિનીજીને મળવાની આર્તિમાં કેવળ તાપમાં બિરાજે છે. આ તાપ આપશ્રીનાં સર્વ અંગોમાં બિરાજમાન છે. એજ શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ શ્રીવલ્લભાધીશ, એજ શ્રીવલ્લભાધીશ આખું શ્રીવલ્લભકુલ છે, માટે અહીં શ્રીવલ્લભકુલને દ્વિતીય વિરહાગ્નિના તેજ તત્ત્વરૂપે ગણે છે. ત્રીજું તત્ત્વ શ્રીગિરિરાજજી આપે છે તે આકાશ તત્ત્વસમાન છે. નિત્યલીલા શ્રીગિરિરાજજીની ભીતર બિરાજમાન છે. ભક્તના વિરહાગ્નિ સમાન બીજા તત્ત્વને લીધે પ્રભુને ભક્તનું મિલન થાય એ મિલન શ્રીગિરિરાજજીમાં ભીતરના આકાશ એટલે ખાલી જગામાં થાય છે, માટે લીલાસ્થળના ખાલી કે આકાશસ્થળ તરીકે શ્રીગિરિરાજજી છે, બહુજ અનુભવે આ વાત સમજાય તેવી છે. ચોથું તત્ત્વ શ્રીયમુનાજી છે, તે જળસમાન છે. શ્રીઠાકોરજી સદા યમુનાજીનાં જળજ આરોગે છે અથવા આપશ્રી ભક્તનો સંબંધ થતાં યમુના સ્વરૂપ પ્રેમતત્ત્વનું પાન કરે છે; એટલે શ્રીયમુનાતત્ત્વ પુષ્ટિમાર્ગનું ચતુર્થતત્ત્વ છે, આથી શ્રીયમુનાજીને તુરીયપ્રિયા અથવા ચતુર્થપ્રિયા કે ચતુર્થ પટરાણી પણ કહે છે. પાંચમું તત્ત્વ વ્રજભૂમિ છે આપ સદા વ્રજમાં બિરાજે છે એટલે વ્રજમાં પ્રકટ થતી વસ્તુઓને આપ આરોગે છે આથી આપશ્રીમાં બિરાજમાન સ્થળ તત્ત્વ તરીકે વ્રજભૂમિને આપનામાં આવ્યાં છે. હવે આપણે પાંચેય તત્ત્વો ટુંકામાં ફરી સમજીએ, એટલે આ ગૂઢ વાત છતાં સમજતાં સહેલી પડશે.

પ્રથમ તત્ત્વ શ્રીઠાકુરજી પોતે પ્રાણસમાન છે. શ્રીઠાકુરજી સદા

વ્રજભક્તોને મળવાની આર્તિમાં વિરાજે છે. તે આર્તિ વિરહાગ્નિ છે, એ વિરહાગ્નિ શ્રીમહાપ્રભુજી છે. શ્રીવલ્લભકુલ શ્રીમહાપ્રભુજી સમાન છે, માટે બીજું તત્ત્વ શ્રીવલ્લભકુલ છે. જેનો વિરહ હોય તેનું મિલન થાય જ થાય, આથી ભક્ત અને ભગવાનનું મિલન થાય છે એ ભક્ત મળતાં તેની સાથે લીલાનો આનંદ લૂંટાય છે. એ લીલાનો આનંદ લૂંટવા અધિષ્ઠાનની જરૂર છે. એ અધિષ્ઠાન એજ શ્રીગિરિરાજજી છે પ્રભુની લીલાઓ ગુપ્ત છે આથી આપશ્રી આ શ્રીગિરિરાજજી સ્વરૂપ અધિષ્ઠાનની અંદર બિરાજી નિત્ય લીલાના અનુભવની આપલે કરે છે તેથી ત્રીજું તત્ત્વ લીલાના અધિષ્ઠાનરૂપ શ્રીગિરિરાજજી છે આ તત્ત્વ આકાશ સ્વરૂપ છે.

ભક્ત અને પ્રભુ લીલાના અનુષ્ઠાનમાં ખેલે છે, આ ખેલમાં જે રસપાન થાય છે તેજ શ્રીયમુનાજી છે, તેથી ચોથું તત્ત્વ શ્રીયમુનાજી છે. પ્રભુ અને ભક્તનાં લીલારસનાં પાન સ્વરૂપાત્મક છે, તે જે સ્વરૂપ ધારણ કરે છે, તે શ્રીયમુનાજી છે. તેથીજ શ્રીયમુનાજીને લીલાશ્રમજલસ્વરૂપ કહેવામાં આવે છે. લીલારસાનંદજળ સ્વરૂપ ધારણ કરી બહાર પ્રકટે તે શ્રીયમુનાજી છે. એટલે ચતુર્થ તત્ત્વ તરીકે સ્પષ્ટ સમજાય તેવી વાત છે.

ઉપરની બધી વસ્તુઓ તત્ત્વો વ્રજભૂમિને અવલંબે છે અથવા એ સ્વરૂપાત્મક સર્વ તત્ત્વોના પોષણરૂપ વ્રજભૂમિ છે. શ્રીઠાકુરજી પોતે વ્રજભૂમિમાં ઉત્પન્ન થએલી વસ્તુઓ આરોગે છે, તેથી ભૂતત્ત્વ તરીકે આપશ્રીના શ્રીઅંગમાં ભૂતત્ત્વ એ વ્રજભૂમિ છે. પાંચમા તત્ત્વ તરીકે વ્રજભૂમિ ગણાય છે. આપણે હવે આનું અનુસંધાન ષોડશ ગ્રંથોમાંના પુષ્ટિ પ્રવાહ અને મર્યાદાભેદ ગ્રંથ સાથે કરીએ એટલે વધારે સ્પષ્ટ રીતે સમજી શકીશું.

પ્રવાહી સૃષ્ટિ શ્રીઠાકોરના મનમાંથી અને મર્યાદાસૃષ્ટિ વાણીમાંથી પ્રકટ થઇ છે; જ્યારે પુષ્ટિ સૃષ્ટિ પ્રભુના શ્રીઅંગમાંથી પ્રકટ થઇ છે. આટલું બરાબર સમજી જવાય તો પુષ્ટિ, પ્રવાહી અને મર્યાદા સૃષ્ટિમાં ભિન્નત્વ કેમ છે તે સમજી શકાય છે. શ્રીમહાપ્રભુજી પુષ્ટિં કાયેન નિશ્ચયઃ એવું પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ ગ્રંથમાં કહે છે. મતલબ કે પુષ્ટિસૃષ્ટિ કાયામાંથી નિશ્ચય પ્રકટ કરી છે. જે વસ્તુ જેમાંથી પ્રકટ થાય તેમાં તેજ તત્ત્વો હોય છે. આ વિચારે શ્રીપ્રભુના અંગમાંથી પ્રકટેલી પુષ્ટિસૃષ્ટિમાં પણ શ્રીપ્રભુનાજ શ્રીઅંગનાં તત્ત્વો છે. આ વસ્તુના સાક્ષાત અનુભવ માટેજ સેવા છે. ખરી રીતે પુષ્ટિસૃષ્ટિ જ પ્રભુએ સેવામાટે શ્રી અંગમાંથી પ્રકટ કરી છે અને તેથી પુષ્ટિસૃષ્ટિનાં સર્વ કાર્યો પ્રભુની સેવાજ છે. જેમ શરીરનો કોઇ પણ ભાગ કાર્ય કરે છે, તેનું ફલ તે શરીરનેજ પ્રાપ્ત થાય છે; તેમ પુષ્ટિસૃષ્ટિની બાબતમાં પણ સમજાય છે, પુષ્ટિ પ્રવાહ અને મર્યાદાભેદ ગ્રંથના મનન પરથી સ્પષ્ટ જણાય છે કે પુષ્ટિ, પ્રવાહી અને મર્યાદા સૃષ્ટિ મનથી, વાણીથી, ક્રિયાથી, ઇંદ્રિયોથી તેમ શારીરિક તત્ત્વોથી, પણ જુદી છે. આમ જુદાપણું હોવાથી વિશ્વમાં પણ તેમની વિલક્ષતા સ્પષ્ટ જણાય છે. ઉત્પત્તિથીજ જ્યાં જુદાપણું છે ત્યાં તેની સ્થિતિમાં સર્વ પ્રકારે વિવિધતા જણાઇ આવે એમાં નવાઇ નથી. આ વિચારે જે પુષ્ટિ જીવ કે વસ્તુ છે તેજ પ્રભુનું શરણ સ્વીકારે છે. અને જે શરણ સ્વીકારે છે, તેજ કૃપાપાત્ર પુષ્ટિ જીવ છે. આવો પ્રકટ અનુભવ થવા માટે શરણ સ્વીકાર્યા પછી શ્રીઠાકુરજીની સાક્ષાત સેવા છે. સેવા સ્મરણ તથા મનનથી જીવને પોતાનું ઉત્પત્તિ સ્વરૂપ શ્રીપ્રભુનો અનુભવ થાય છે. એ રીતે પોતે નવીનતનુ પ્રાપ્ત કરે છે.

શ્રીઠાકુરજી, શ્રીમહાપ્રભુજી, શ્રીગિરિરાજજી, શ્રીયમુનાજી તથા શ્રીવ્રજભૂમિ આ પાંચેય તત્ત્વ વસ્તુઓ પર સમાન પ્રેમથી વર્તનાર

ભક્ત જલદી અનુભવ પ્રાપ્ત કરે છે. અને એ વસ્તુઓ પ્રભુના સંબંધે પોતાનાં અંગોઅંગમાં પ્રવેશાવી પોતે નવીનતનું બની જાય છે. આ વસ્તુ અનુભવથી જાણી શકાય તેમ છે, અને તેની શરૂઆત શ્રીયમુનાજીની ખાસ કૃપાથી થાય છે, આથી "તનુનવત્વમેતાવતા" સ્વભાવવિજયો ભવેદ્ વગેરે શ્રીયમુનાષ્ટકમાં કહેવામાં આવ્યું છે. સ્વભાવમાં પ્રભુ બિરાજે એટલે સર્વાત્મભાવી સ્વભાવ થાય. સર્વત્ર લીલાનો અનુભવ દષ્ટિ નાખે તે તનુનવત્વ તથા સ્વભાવવિજય પ્રાપ્ત કરે છે. આવી બાબતો અનુભવી ભક્તોને મોઢે સાંભળી હોય તો બહુજ મજા આવે. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે વાણીમાં આવી શકે એવી નથી હોતી. માત્ર અનુભવગમ્યજ હોય છે એટલે તેને લેખનમાં કે વાણીમાં ઉતારતાં બહુ મુશ્કેલી પડે છે. છેવટે આ ગ્રંથમાં દીનતાનાં પદ છે. દીનતા પુષ્ટિભક્તના જીવનનું ભૂષણ છે. અને છેવટેજ ફળપ્રાપ્તિને સમયેજ દીનતા આવે છે. તેથી આમાં પણ દીનતાને આશ્રયનાં પદ છેક છેલ્લાં રાખવામાં આવ્યાં છે. જ્યારે શ્રીપ્રભુ સિવાયની અન્ય વસ્તુમાંથી ચિત્ત પ્રભુમાં તદ્રૂપ કે તલ્લીન થાય એ આશ્રયનું છેવટનું સ્વરૂપ છે અને તે પણ પ્રભુના સ્વરૂપનો સ્વાદ ચાખ્યા વગર બની શકે તેવી વસ્તુ નથી. પ્રભુનો સ્વાદ સત્સંગ વડે ચખાય છે. આ ગ્રંથ તે જાણે એજ ધોળપદ કરનારનો અને કીર્તનકારોનો સત્સંગ છે એવા વિચારે વૈષ્ણવ બંધુઓ ઉપયોગ કરશે તો મહેનતની સફળતા છે. છેવટે પુષ્ટિમાર્ગનાં પાંચેય તત્ત્વોને કોટાનકોટિવાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આ પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું. આમાં ભૂલ હોય તો ક્ષમા મળશે એવી આશાએ વિરમું છું.

કાર્તક સુ. ૧૨ } દીનકિંકર.
૧૯૮૭

# પ્રેમરસથી ભરેલા દિવ્ય ગ્રંથો.

૧ હાસ્યપ્રસંગો ભાગ ૧ લો. ... ... ... ૧-૦-૦

૨ હાસ્યપ્રસંગો ભા. ૨ જો અને શ્રીકનૈયાપ્રભુનું જીવનવૃત્તાંત ૧-૦-૦

૩ શ્રીહરિરાયજીનું જીવનચરિત્ર ( શિક્ષાપત્ર સહિત ) ... ૨-૦-૦

૪ રસિક વિલાસ... ... ... ... ... ૧-૦-૦

૫ લગ્નગીતસાગર સ્ત્રી ઉપયોગી ૨૫૨ ધોળનો સંગ્રહ ... ૧-૦-૦

૬ બાલપોથી ... ... ... ... ... ૦-૧-૦

૭ વૈષ્ણવ બાલશિક્ષાઓ ( ભાગ ૧ થી ૫ ) ... ... ૧-૨-૦

૮ બાલપ્રાર્થના ... ... ... ... ... ૦-૧-૦

૯ શ્રીકનૈયાપ્રભુનાં દીનતા આશ્રયનાં પદ અને પુષ્ટિશિક્ષા ૦-૧-૩

૧૦ શ્રીઈચ્છારામભટ્ટજીનાં રસિકબોધ વચન ... ... ૦-૪-૬

૧૧ શ્રીમગનલાલજીમહારાજનાં વચનામૃત અને હરિરાયવચનામૃત ૦-૨-૬

૧૨ વૈષ્ણવોના નિત્ય નિયમ... ... ... ... ૦-૩-૦

**દીનકિંકર.**

શ્રીભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા.

**દેસાઇવગો-નડિઆદ.**

श्रीलक्ष्मणतात्रिभङ्गिरायो जयति

# રસમય ધોળ-પદ-સાગર.

## પ્રાતઃસ્મરણમ્.

શ્રીગોવર્ધનનાથપાદયુગલં હૈયંગવીનપ્રિયં
નિત્યં શ્રીમથુરાધિપં સુખકરં શ્રીવિઠ્ઠલેશં મુદા ॥
શ્રીમદ્દ્વારવતીશગોકુલપતી શ્રીગોકુલેન્દું વિભું
શ્રીમન્મન્મથમોહનં નટવરં શ્રીબાલકૃષ્ણં ભજે ॥૧॥

(અર્થઃ—શ્રીનાથજી, શ્રીનવનીતપ્રિયાજી, શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારિકાધીશજી, શ્રીગોકુલનાથજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરલાલ અને શ્રીબાલકૃષ્ણજી, એમને હું સેવું છું.

શ્રીમદ્દવલ્લભવિઠ્ઠલૌ ગિરિધરં ગોવિંદરાયાભિધં
શ્રીમદ્દબાલકકૃષ્ણગોકુલપતી નાથં રઘૂણાંસ્તથા ॥
એવં શ્રીયદુનાયકં કિલ ઘનશ્યામં ચ તદ્વંશજાન્
કાલિન્દીં સ્વગુરું ગિરિં ગુરુવિભું સ્વીયપ્રભૂંશ્ચ સ્મરેત્ ॥

(અર્થઃ—શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી, ગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલના-

થજી, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી એમનો સમસ્તવંશ શ્રીવલ્લભકુલ,શ્રીયમુનાજી; પોતાના ગુરૂદેવ, શ્રીગિરિરાજજી, શ્રીદાઉદયાલ અને પોતાને માથે બિરાજતા પ્રભુ એ બધાનું સ્મરણ કરવું )

રાગ બિભાસ અથવા ભૈરવ.

જય જય શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલેશ સાથે,
નિજ જનપર કરત કૃપા, ધરત હાથ માથે;
દોષ સબે દૂર કરત, ભક્તિભાવ હૃદય ધરત,
કાજ સબેં સરત સદા, ગાવત ગુન ગાથે. જયજય.
કાહેકો દેહ દમત સાધન કર મૂરખ જન ?
વિદ્યમાન આનંદ ત્યજ ચલત કયોં અપાથે ?
રસિક ચરન શરન સદા રહત હેં બડભાગી જન,
અપનો કર ગોકુલપતિ ભરત તાહિ બાથે. જયજય.

શ્રીયમુનાજી તિહારો દરસ મોહે ભાવેં.
શ્રીગોકુલકે નિકટ બહત હો, લહરનકી છબ આવેં. શ્રી.
દુઃખહરની સુખદેની શ્રીયમુનાજી, જે જન પ્રાત ઉઠ નહાવેં
મદનમોહનજૂકી ખરી યે પીયારી, પટરાની જૂ કહાવં. શ્રી.
બૃંદાવનમેં રાસ રચ્યો હેં, મોહન મુરલી બજાવે;
સૂરદાસ પ્રભુ તિહારે મિલનકો, બેદ બિમલ જસ ગાવેં. શ્રી.

# મંગલાચરણ.

શ્રીકૃષ્ણાય નમઃ ।। શ્રીગોપીજનવલ્લભાય નમઃ ।।
શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ ।।
શ્રીગુસાઁઇજીપરમદયાલવે નમઃ ।।

ચિંતાસંતાનહંતારો યત્પાદાંબુજરેણવઃ ।।
સ્વીયાનાં તાન્નિજાચાર્યાન્ પ્રણમામિ મુહુર્મુહુઃ ।।૧।।
યદનુગ્રહતો જંતુઃ સર્વદુઃખાતિગો ભવેત્ ।
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ।।૨।।

# અથ શ્રીયમુનાષ્ટકમ્.

નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા, મુરારિ-પદપંકજસ્ફુરદમંદરેણૂત્કટામ્ ।। તટસ્થનવકાનનપ્રકટ-મોદપુષ્પાંબુના, સુરાસુરસુપૂજિતસ્મરપિતુઃ શ્રિયંબિભ્ર-તીમ્ ।। ૧ ।। કલિંદગિરિમસ્તકે પતદમંદપૂરોજ્જવલા, વિલાસગમનોલ્લસત્પ્રકટગંડશૈલોન્નતા ।। સઘોષગતિદં-તુરા સમધિરૂઢદોલોત્તમા,મુકુંદરતિવર્ધિની જયતિ પદ્મ-બંધોઃ સુતા ।। ૨ ।। ભુવં ભુવનપાવનીમધિગતામને-કસ્વનૈઃ પ્રિયાભિરિવ સેવિતાં શુકમયૂરહંસાદિભિઃ ।। તરંગભુજકંકણ પ્રકટ મુક્તિકાવાલુકાનિતંબતટ સુન્દરીં નમત કૃષ્ણતુર્યપ્રિયામ્ ।।૩।। અનંતગુણભૂષિતે શિવ-

વિરંચિદેવસ્તુતે ઘનાઘનનિભે સદા ધ્રુવપરાશરાભીષ્ટદે ॥ વિશુદ્ધમથુરાતટે સકલગોપગોપીવૃતે કૃપાજલધિસંશ્રિતે મમ મનઃ સુખં ભાવય ॥૪॥ યયા ચરણપદ્મજા મુરરિપોઃ પ્રિયંભાવુકા સમાગમનતોભવત્સકલસિદ્ધિદા સેવતામ્ ॥ તયા સદૃશતામિયાત્કમલજાસપત્નીવ યત્ હરિપ્રિયકલિંદયા મનસિ મે સદા સ્થીયતામ્ ॥ ૫ ॥ નમોસ્તુ યમુને સદા તવ ચરિત્રમત્યદ્ભુતં ન જાતુ યમયાતના ભવતિ તે પયઃપાનતઃ ॥ યમોપિ ભગિનીસુતાન્ કથમુ હંતિ દુષ્ટાનપિ પ્રિયો ભવતિ સેવનાત્તવ હરેર્યથા ગોપિકાઃ ॥ ૬ ॥ મમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા ન દુર્લભતમા રતિર્મુરરિપૌ મુકુંદપ્રિયે ॥ અતોસ્તુ તવ લાલના સુરધુની પરં સંગમાત્ તવૈવ ભુવિ કીર્તિતા ન તુ કદાપિ પુષ્ટિસ્થિતૈઃ ॥ ૭ ॥ સ્તુતિં તવ કરોતિ કઃ કમલજાસપત્નિ પ્રિયે હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષતઃ ॥ ઇયં તવ કથાધિકા સકલગોપિકાસંગમઃ સ્મરશ્રમજલાણુભિઃ સકલગાત્રજૈઃ સંગમઃ ॥ ૮ ॥ તવાષ્ટકમિદં મુદા પઠતિ સૂરસુતે સદા સમસ્તદુરિતક્ષયો ભવતિ વૈ મુકુંદે રતિઃ ॥ તયા સકલસિદ્ધયો મુરરિપુશ્ચ સંતુષ્યતિ સ્વભાવવિજયો ભવેદ્વદતિ વલ્લભઃ શ્રીહરેઃ॥૯॥ ઇતિશ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીયમુનાષ્ટકં સંપૂર્ણમ્.

# શ્રીકૃષ્ણાશ્રય.

સર્વમાર્ગેષુ નષ્ટેષુ કલૌ ચ ખલધર્મિણિ । પાષણ્ડપ્રચુરે લોકે કૃષ્ણ એવ ગતિર્મમ ॥૧॥ મ્લેચ્છાક્રાન્તેષુ દેશેષુ પાપૈકનિલયેષુ ચ; સત્પીડાવ્યગ્રલોકેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૨ ॥ ગંગાદિતીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ । તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૩ ॥ અહંકારવિમૂઢેષુ સત્સુ પાપાનુવર્તિષુ । લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૪॥ અપરિજ્ઞાનનષ્ટેષુ મંત્રેષ્વવ્રતયોગિષુ । તિરોહિતાર્થદેવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૫ ॥ નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ । પાષંડૈકપ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૬ ॥ અજામિલાદિદોષાણાં નાશકોનુભવે સ્થિતઃ । જ્ઞાપિતાખિલમાહાત્મ્યઃ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૭ ॥ પ્રાકૃતાઃ સકલા દેવા ગણિતાનંદકં બૃહત્ । પૂર્ણાનંદો હરિસ્તસ્માત્કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૮ ॥ વિવેકધૈર્યભક્ત્યાદિરહિતસ્ય વિશેષતઃ । પાપાસક્તસ્ય દીનસ્ય કૃષ્ણ એવ ગતિર્મમ ॥૯॥ સર્વસામર્થ્યસહિતઃ સર્વત્રૈવાખિલાર્થકૃત્ । શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ॥ ૧૦ ॥ કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં યઃ પઠેત્કૃષ્ણસંનિધૌ । તસ્યાશ્રયો ભવેત્કૃષ્ણ ઇતિશ્રીવ-

ह्लभोऽब्रवीत् ॥ ११ ॥ ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્રં સંપૂર્ણમ્ ॥

## અથ નવરત્નસ્તોત્રમ્.

ચિંતા કાપિ ન કાર્યા નિવેદિતાત્મભિઃ કદાપીતિ ।
ભગવાનપિ પુષ્ટિસ્થો ન કરિષ્યતિ લૌકિકીં ચ ગતિમ્ ૧
નિવેદનં તુ સ્મર્તવ્યં સર્વથા તાદૃશૈર્જનૈઃ ।
સર્વેશ્વરશ્ચ સર્વાત્મા નિજેચ્છાતઃ કરિષ્યતિ ॥૨॥
સર્વેષાં પ્રભુસંબંધો ન પ્રત્યેકમિતિસ્થિતિઃ ॥
અતોન્યવિનિયોગેપિ ચિંતા કા સ્વસ્ય સોપિ ચેત્ ॥
અજ્ઞાનાદથવા જ્ઞાનાત્કૃતમાત્મનિવેદનમ્ ॥
યૈઃ કૃષ્ણસાત્કૃતપ્રાણૈસ્તેષાં કા પરિદેવના ॥૪॥
તથા નિવેદને ચિંતા ત્યાજ્યા શ્રીપુરુષોત્તમે ॥
વિનિયોગેપિ સા ત્યાજ્યા સમર્થો હિ હરિઃ સ્વતઃ ॥૫॥
લોકે સ્વાસ્થ્યં તથા વેદે હરિસ્તુ ન કરિષ્યતિ ॥
પુષ્ટિમાર્ગસ્થિતો યસ્માત્ સાક્ષિણો ભવતાખિલાઃ ॥૬॥
સેવાકૃતિર્ગુરોરાજ્ઞાબાધનં વા હરીચ્છયા ॥
અંતઃસેવાપરં ચિત્તં વિધાય સ્થીયતાંસુખમ્ ॥૭॥

ચિત્તોદ્વેગં વિધાયાપિ હરિર્યદ્યત્કરિષ્યતિ ।
તથૈવ તસ્ય લીલેતિ મત્વા ચિંતાં દ્રુતં ત્યજેત્ ॥૮॥
તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ ।
વદદ્ભિરેવ સતતં સ્થેયમિત્યેવમે મતિઃ ॥ ૯ ॥
॥ ઇતિ શ્રીવલ્લભાચાર્યવિરચિતં નવરત્નસ્તોત્રં સંપૂર્ણમ્ ॥

# શ્રીસર્વોત્તમસ્તોત્ર.

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ । નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥૧॥ કલિકાલતમશ્છન્નદષ્ટિત્વાદ્વિદુષામપિ । સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ ભુવિ ॥ ૨ ॥ દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિઃ । વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥ તદુકતમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા । તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥ ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં છંદો જગત્યસૌ । શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥ ૫ ॥ વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને । કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥ આનંદઃ પરમાનંદઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ । દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ॥ ૭ ॥ શ્રીભાગવતગુઢાર્થપ્રકાશનપરાયણઃ ।

સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ॥ ૮ ॥ માયાવાદ-
નિરાકર્તા સર્વવાદિનિરાસકૃત્ । ભક્તિમાર્ગાબ્જમાર્તંડઃ
સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥ ૯ ॥ અંગીકૃત્યૈવ ગોપીશવલ્લ-
ભીકૃતમાનવઃ । અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ
॥ ૧૦ ॥ અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્ । પ્રાકૃતા-
નુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥ વૈશ્વાનરો વલ્લ-
ભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્ । જનશિક્ષાકૃતે કૃષ્ણભ-
ક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥ સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણ-
જ્ઞાનદો ગુરુઃ । સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ
॥ ૧૩ ॥ કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ । રોષ-
દૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિડ્ ભક્તસેવિતઃ ॥ ૧૪ ॥ સુખસે-
વ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ । ઉગ્રપ્રતાપો વાક્-
સીધુપૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥ શ્રીભાગવતપીયૂષસમુ-
દ્રમથનક્ષમઃ । તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ
॥૧૬॥ સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિમુક્તિદઃ । રાસ-
લીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥ વિરહાનુભવે-
કાર્થસર્વત્યાગોપદેશકઃ । ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમા-
ર્ગપ્રવર્ત્તકઃ ॥ ૧૮ ॥ યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપ-
દેશકઃ । પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ

॥૧૯॥ કૃષ્ણનામસહસ્રસ્ય વક્તા ભક્તપરાયણઃ । ભક-ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકઃ ॥ ૨૦ ॥ સ્વાર્થો-જ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ । સ્વદાસાર્થકૃ-તાશેષસાધનઃ સર્વશક્તિધૃક્ ॥ ૨૧ ॥ ભુવિ ભક્તિપ્રચા-રૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા । સ્વવંશે સ્થાપિતાશેષસ્વમા-હાત્મ્યઃ સ્મયાપહઃ ॥ ૨૨ ॥ પતિવ્રતાપતિઃ પારલૌકિકૈ-હિકદાનકૃત્ । નિગૂઢહૃદયોનન્યભકતેષુ જ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥ ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ । ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥ પૃથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ । પ્રતિક્ષણનિકું-જસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥ તત્કથાક્ષિપ્તચિત્તસ્ત-દ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ । પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલા-કર્તા રહઃપ્રિયઃ ॥ ૨૬ ॥ ભકતેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલી-લોતિમોહનઃ । સર્વાસકતો ભક્તમાત્રાસક્તઃ પતિતપાવનઃ ॥ ૨૭ ॥ સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ । યશઃપી-યૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ॥ ૨૮ ॥ લીલામૃતરસા-દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ । ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહસ્તલ્લી-લાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥ યજ્ઞભોક્તા યજ્ઞકર્તા ચતુર્વર્ગ-વિશારદઃ । સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદઃ

॥ ૩૦ ॥ સ્વકીર્તિવર્ધનસ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ । માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥ ૩૧ ॥ અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ । ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ॥ ૩૨ ॥ અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ । ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ॥ ૩૩ ॥ શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનં જનઃ । સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયમ્ ॥ ૩૪ ॥ તદપ્રાપ્તૌ વૃથા મોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા । અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ॥ ૩૫ ॥

ઇતિ શ્રીમદગ્નિકુમારપ્રોક્તં સર્વોત્તમસ્તોત્રં સંપૂર્ણમ.

---

# અથ શ્રીયમુનાજીનાં ૪૦ પદ.

પદ ૧ લું—રાગ રામકલી.

પિયસંગ રંગભરિ કરિ કલોલે, પિય૦ સબનકો સુખદેન, પીયસંગ કરત સેન; ચિત્તમેં તબ પરત ચેન, જબહી બોલે. ॥૧॥ અતિહી વિખ્યાત, સબ બાત ઇનકે હાથ, નામ લેત કૃપા કરે અતોલે; દરસ કરિ પરસ કરિ ધ્યાન હિયમેં ધરે, સદા વ્રજનાથ ઇનસંગ

ડોલે ॥૨॥ અતિહિ સુખકરન, દુખ સબનકે હરન, એહી લીનો પરન દેજુ કોલે; એસી યમુને જાન તુમ કરો ગુનગાન, રસિકપ્રીતમ પાય નગ અમોલે. ॥૩॥

શ્યામ સુખધામ જહાં નામ ઇનકે, નિશદિના પ્રાનપતિ આય હિયમેં બસે; જોઈ ગાવે સુજશ ભાગ્ય તિનકેં ॥૧॥ યેહિ જગમેં સાર, કહત વારંવાર, સબનકે આધાર, ધન નિર્ધનનકે; લેત યમુને નામ દેત અભયપદ દાન, રસિકપ્રીતમ પ્રિયા બસ જુ ઇનકે ॥૨॥

કહત શ્રુતિસાર નિર્ધાર કરિકે, કહત૦ ઇન બિના કોન એસી કરે હે સખિ, હરત દુઃખદંદ, સુખકંદ બરખે ॥૧॥ બ્રહ્મસંબંધ જબ હોત યા જીવકોં, તબહિં ઇનકી ભુજા વામ ફરકે; દોરિ કરિ સોર કરિ જાય પિયસોં કહે, અતિહિ આનંદ મનમેંજુ હરખે ॥૨॥ નામ નિર્મોલ નગ લે કોઉ ના સકે, ભક્ત રાખત હિયે હાર કરકે; રસિકપ્રીતમ જુકી, હોત જાપર કૃપા, સોઇ શ્રીયમુનાજીકો રૂપ પરખે ॥૩॥

નેનભરિ દેખિ અબ ભાનુ તનયા, કેલિ પિયસોં કરે ભ્રમર તબહિં પરે, શ્રમજલ ભરત આનંદ મનયા ॥૧॥ ચલત ટેઢી હોહિ લેત પિયકો મોહી, ઇન

બિના રહત નહિ એક છિનયા; રસિકપ્રીતમ રાસ કરત યમુના પાસ, માનો નિર્ધનનકી હેજુ ધન યા. ॥૨॥

શ્યામસંગ શ્યામ વ્હે રહી શ્રીયમુને. સુરતશ્રમ-બિંદુતેં સિંધુસી વહે ચલી; માનો આતુર અલી રહી ન ભવને. ॥૧॥ કોટિ કામ વારોં, રૂપ નેનન નિહારો, લાલ ગિરિધન સંગ કરત રમને; હરખિ ગોવિંદપ્રભુ નિરખી ઇનકી ઓર, માનો નવદુલહની આઇ ગવને ॥૨॥

ચરનપંકજરેણુ શ્રીયમુનેજુ દેની । કલિયુગ જીવ ઉદ્ધારન કારન, કાટત પાપ આબધાર પેની ॥૧॥ પ્રાનપતિ પ્રાનસુત, આયે ભક્તન હિત, સકલ સુખકી તુમ હો જુ શ્રેની ॥ ગોવિંદ પ્રભુ બિના રહત નહિ એક છિનું, અતિહી આતુર ચંચલ જુ નયની. ॥૨॥

શ્રીયમુનાસી નાહીં કોઉં ઓર દાતા. જો ઇનકી શરણ જાત હે દોરિકે; તાહિકોં તિહિ છિનુ કરિ સનાથા ।૧॥ એહિ ગુન ગાન રસખાન રસના, એક સહસ્ત્ર રસના કયોં ન દઇ બિધાતા; ગોવિંદ પ્રભુ તન મન ધન વારને, સબહિકો જીવન ઇનહીકે જુ હાથા॥૨॥

શ્રીયમુના જસ જગતમેં જોઇ ગાવે, તાકે આધીન વ્હે રહત હેં પ્રાનપતિ; નેન ઓર બેનમેં રસ જુ છાવે.

॥૧॥ વેદ પુરાનકિ બાત યહ અગમ હે, પ્રેમકો ભેદ કોઊ ન પાવે; કહત ગોવિંદ શ્રીયમુનેકી જાપર કૃપા, સોઇ શ્રીવલ્લભકુલ શરણ આવે ॥૨॥

ધાય કે જાય જો શ્રીયમુનાતીરે, તાકી મહિમા અબ કહાંલગ બરનિયે, જાય પરસત અંગ પ્રેમ નીરે. ॥૧॥ નિસ દિના કેલિ કરત મનમોહન, પિયાસંગ ભક્તનકી હે જુ ભીરે; છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્ઠલ, ઇન બિના નેક નહિ ધરત ધીરે ॥૨॥

જો મુખતેં શ્રીયમુને યહ નામ આવે, તાપર કૃપા કરેં શ્રીવલ્લભ પ્રભુ, સોઇ શ્રીયમુનાજીકો ભેદ પાવે. ॥૧॥ તન મન ધન સબ લાલ ગિરિધરનકો, દેકેં ચરન જબ ચિત્ત લાવે; છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્ઠલ, નેનન પ્રગટ લીલા દિખાવે ॥૨॥

ધન્ય શ્રીયમુને નિધિ દેનહારી, કરત ગુનગાન અજ્ઞાન અઘ દૂર કરિ; જાય મિલવત પ્રિય પ્રાનપ્યારી ॥૧॥ જીન કોઉ સંદેહ કરો બાત ચિત્તમેં ધરો, પુષ્ટિપથ અનુસરો સુખજુ કારી; પ્રેમકે પુંજમેં રાસ રસકુંજમે, તાહિ રાખત રસરંગ ભારી. ॥૨॥ શ્રીયમુને ઓર પ્રાનપતિ પ્રાન ઓર પ્રાનસુત, ચહું જને જીવપર દયા

બિચારી; છીતસ્વામી ગિરિધર શ્રીવિઠ્ઠલ, પ્રીતકે લીયે અબ સંગ ધારી ॥૩॥

ગુન અપાર મુખ એક કહાંલોં કહિયે, તજો સાધન ભજો નામ શ્રીયમુનાજીકો; લાલગિરિધરન વર તઅહિ પૈયે ॥૧॥ પરમપુનિત પ્રીતકી રીત સબ જાનકે, દૃઢ કરી ચરનકમલ જુ ગહીએ; છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્ઠલ, એસી નિાધ છાંડિ અબ કહાં જુ જૈયે ॥૨॥

ચિત્તમેં શ્રીયમુના નિસદિન જો રાખો, ભક્તકે વશ કૃપા કરતહેં સર્વદા; એસો શ્રીયમુનાજીકો હેજુ સાખો. ॥૧॥ જો મુખતેં શ્રીયમુને યહ નામ આવે, સંગ કીજે અબ જાય તાકો; ચતુર્ભુજદાસ અબ કહત હેં સબનસોં, તાતેં શ્રીયમુને યમુને જુ ભાખો ॥૨॥

પ્રાણપતિ વિહરત શ્રીયમુનાકૂલે, લુબ્ધ મકરંદકે ભ્રમર જ્યોં બસ ભયે; દેખી રવિઉદિય માનો કમલ ફૂલે. ॥૧॥ કરત ગુંજાર મુરલીજુ લે સાંવરો, સુનત વ્રજવધૂ તન સુધિ જુ ભૂલે, ચતુર્ભુજદાસ યમુને પ્રેમસિંધુમેં, લાલગિરિધરન સંગ હરખી ઝૂલે ॥૨॥

વારવાર શ્રીયમુને ગુનગાન કીજે, એહી રસના તેં ભજો નામરસ અમૃત; ભાગ્ય જાકે હેં સોઈ જુ પીજે

॥૧॥ ભાનુતનયા દયા અતિહી કરુણામયા, ઇનકી કરી આસ અબ સદાઇ જીજે; ચતુર્ભુજદાસ કહે સોઇ પિયપાસ રહે; જોઇ શ્રીયમુનાજીકે રસ જુ ભીજે ॥૨॥

હેત કરી દેત શ્રીયમુને વાસ કુંજે, જહાં નિસ વાસર રાસમેં રસિકવર; કહંલગ બરનિયે પ્રેમપુંજો॥૧॥ થકિત સરિતાનીર, થકિત વ્રજ વધૂ ભીર; કોઇ ન ધરત ધીર મુરલી સુનિ જે, ચતુર્ભુજદાસ યમુને પંકજ જાનિ, મધુપકી નાંઇ ચિત્ત લાય ગુંજે. ॥૨॥

ભક્તપર કરિ કૃપા શ્રીયમુને જુ એસી, છાંડ નિજ ધામ વિશ્રામ ભૂતલ કિયો, પ્રગટ લીલા દિખાઇ જુ તેસી. ॥૧॥ પરમ પરમારથ કરતહે સબનકોં, દેત અદ્ભુત રૂપ આપ જેસી. નંદદાસ યોં જાનિ દૃઢકરી ચરણ ગહે, એક રસના કહા કહોં વિસેષી. ॥૨॥

નેહ કારન શ્રીયમુને પ્રથમ આઇ. ભક્તકે ચિત્તકી વૃતિ સબ જાનહી; તહાંતેં અતિહી આતુર જુ ધાઇ ॥૧॥ જાકે મન જેસી ઇચ્છા હતી તાહીકી, તેસી સાધજુ પૂજાઇ; નંદદાસ પ્રભુ તાપર રીઝિ રહે જોઇ શ્રીયમુનાજીકો જસ જુ ગાઇ ॥૨॥

તાતેં શ્રીયમુને યમુને જુ ગાવો. શેષ સહસ્રમુખ

નિસદિના ગાવત; પાર નહિ પાવત તાહિ પાવો ॥૧॥ સકલ સુખ દેન હાર તાતેં કરો ઉચ્ચાર, કહતહુ વાર-વાર જીન ભુલાવો; ॥૨॥ નંદદાસકી આસ શ્રીયમુને પૂરન કરી, તાતેં ઘરી ઘરી ચિત્ત લાવો. ॥૩॥

ભાગ્ય સૌભાગ્ય શ્રીયમુને જુ દેઇ. બાત લૌકિક તજો પુષ્ટિ યમુને ભજો; લાલ ગિરિધરન વર તબ મિલેઇ. ॥૧॥ ભગવદીસંગ કરી બાત ઇનકી લહે, સદા સાન્નિધ્ય રહે કેલિ મેઈ; ॥૨॥ નંદદાસ જાપર કૃપા શ્રીવલ્લભ કરે, તાકે શ્રીયમુને સદા વસ જુ હોઇ ॥૩॥

નામમહિમા એસો જો જાનો, મર્યાદાદિક કહે લૌકિક સુખ લહે; પુષ્ટિકો પુષ્ટિપથ નિશ્ચે જુ બાનો. ॥૧॥ સ્વાતિ જલ બુંદ જબ પરત હે જાહિમેં, તાહિમેં હોત તેસો જુ વાનો, શ્રીયમુને કૃપા સિંધુ જાનિ, સ્વાતિ જલ બહુ માનિ સુર ગુન પૂર કહાલોં બખાનો ॥૨॥

ભક્તકો સુગમ શ્રીયમુને અગમ ઓરે. પ્રાતહી ન્હાત અઘ જાત તાકે સકલ; જમ હુ રહત તાહી હાથ જોરે. ॥૧॥ અનુભવી બિના અનુભવ કહા જાનહી, જાકો પિયા નહી ચિત્ત ચોરે; પ્રેમકે સિંધુકો મરમ જાન્યો નહિ, સૂર કહે કહા ભયો દેહ બોરે ॥૨॥

ફલફલિત હોય ફલરૂપ જાને, દેખિહૂ ના સુની તાહીકી આપુની; કાહુકી બાત કહો કેસે માને. ॥૧॥ તાહિકે હાથ નિર્મોલ નગ દીજીયે; જોઇ નીકે કરી પરખી જાને, સૂર કહે ક્રૂર તેં દૂર બસિયે સદા; શ્રીયમુનાજીકો નામ લીજે જુ છાને. ॥૨॥

શ્રીયમુને પતિ દાસકે ચિન્હ ન્યારે, ભગવદીકો ભગવત્સંગ મિલિ રહત હેં; જાકે હીયે બસત પ્રાણ પ્યારે ॥૧॥ ગૂઢ યમુને બાત સોઇ અબ જાનહી, જાકે મન મોહન નેનતારે; સૂર સુખસાર નિરધાર વે પાવહી, જાપર હોય શ્રીવલ્લભ કૃપારે. ॥૨॥

શ્રીયમુને રસખાનકો સીસ નાંઊ, એસી મહિમા જાન ભક્તકો સુખદાન; જોઇ માગો સોઇ જુ પાઊં ॥૧॥ પતિત પાવન કરન નામ લીનો તરન, દ્રઢ કરિ ગહી ચરન, કહું ન જાઊં; કુંભનદાસ લાલ ગિરિધરનમુખ નિરખત, યહિ ચાહત નહિ પલક લાઉં ॥૨॥

શ્રીયમુને અગનિત ગુન ગને ન જાઇ, યમુને તટ રેણુતેં હોત હે નવિન તનુ; ઇનકે સુખદેનકી કહા કરો બડાઇ ॥૧॥ ભક્ત માગત જોઇ દેત તેહી છિનું, સો એસી કો કરે પ્રન નિભાઇ, કુંભનદાસ લાલ ગિરિધર-

નમુખ નિરખત, કહો કૈસે કરિ મન અઘાઇ. ॥૨॥

શ્રીયમુનેપર તન મન પ્રાન વારો, જાકી કીરતિ કોન વિશદ અબ કહિ સકે? તાહી નૈનનતેં ન નેક ટારો. ॥૧॥ ચરનકમલ ઇનકે જુ ચિંતત રહો; નિસ દિના નામ મુખ તેં ઉચ્ચારો, કુંભનદાસ કહે લાલગિરિધરન મુખ ઇનકી કૃપા ભઇ તબ નિહારોં ॥૨॥

ભક્ત ઇચ્છા પૂરન શ્રીયમુનેજુ કરતા, બિના માગે હુ દેત કહાંલો કહો હેત જેસે કાહુકો કોઊ હોય ધરતા ॥૧॥ શ્રીયમુના પુલિન રાસ વ્રજ વધૂ લિયે પાસ, મંદમંદ હાસ કર મનજુ હરતા, કુંભનદાસ લાલગિરિધરનમુખ નિરખત યહી જીય લેખત શ્રી-યમુનેજુ ભરતા ॥૨॥

રાસરસસાગર શ્રીયમુને જુ જાની, બહત ધારા તન પ્રતિછિનુ નૂતન, રાખત અપને ઉરમેંજુ ઠાની. ॥૧॥ ભક્તકો સહિ ભાર, દેત જુ પ્રાનઆધાર, અતિહી બોલત મધુર મધુર બાની; શ્રીવિઠ્ઠલ ગિરિધરનવર વસ કીયે, કોનપેં જાત મહિમા બખાની ॥૨॥

ભક્તપ્રતિપાલ જંજાલ ટારે, અપને રસરંગમે સંગ રાખત સર્વદા જોઇ શ્રીયમુને નામ ઉચારે ॥૧॥ ઇનકી

કૃપા અબ કહાંલગ બરનિયે, જેસે રાખત જનની પુત્ર વારે; શ્રીવિઠ્ઠલગિરિધરન સંગ વિહરત, ભક્તકો એક છિન ના બિસારે. ॥ ૨ ॥

શ્રીયમુનાજીકો નામ લે સોઇ સુહાગી. ઇનકે સ્વરૂપકો સદા ચિંતન કરે, કલ ન પરત જાય લેહ લાગી. ॥૧॥ પુષ્ટિમારગમરમ અતિહી દુર્લભ કરમ છાંડી સબરે પરમ પ્રેમપાગી; શ્રીવિઠ્ઠલ ગિરિધરન એસી નિધિ ભક્તકો દેત હે બિના માગી ॥ ૨ ॥

કોનપે જાત શ્રીયમુને જુ બરની; સબહીકો મનમોહત મોહન, સો પિયકો મન હેજુ હરની. કોન ॥૧॥ ઇનબિના એકછિન રહત નહિ જીવનધન, વ્રજચંદમન આનંદકરની; શ્રીવિઠ્ઠલ ગિરિધરન સંગ આયે, ભક્તકે હેત અવતાર ધરની ॥૨॥

શ્રીયમુને તુમરસી એક હો જુ તુમહી, કરિ કૃપા દરસ નિસવાસર દીજિયે તિહારે ગુનગાનકો રહે ઉદ્યમહી ॥ તિહારે પાયેતેં સકલનિધિ પાવહી ચરનકમલ ચિત્ત ભ્રમર ભ્રમહી ॥૧॥ કૃષ્ણદાસ કહેં કોન યહ તપ કિયો ? તિહારે ઢિંગ રહત હેં લતા દ્રુમહી. ॥૨॥

કૃપા કીજીયે લીજીયે નામ; શ્રીયમુને જગવંદની

ગુન ન જાત કાહુ ગીની; જિનકે ઐસે ધની સુંદર-શ્યામ, દેત સંયોગરસ એસે પિયુ હેજુ બસ, સુનત તિહારો સુજસ પૂરે સબ કામ; કૃષ્ણદાસ કહે ભક્તહિત કારને; શ્રીયમુને એકછિન ન કરે વિશ્રામ. ॥૨॥

શ્રીયમુનાકે નામ અઘ દૂરિ ભાજે, જિનકે ગુન સુનનકો લાલગિરિધરન પિય, આય સનમુખ તાકે બિરાજે ॥૧॥ તિહિછિનું કાજ તાકે સગરે સરે, જાય કે મિલે વ્રજવધૂ સમાજે; કૃષ્ણદાસ કહે તાહિ કોનકો ડર, જાકે ઉપર શ્રીયમુનેસી ગાજે ॥૨॥

શ્રીયમુનાજીકો નામ તેહી જુ લેહેં, જાકી લગન લાગી નંદલાલસોં; સર્વસ્વ દેકે નિકટ રહેહેં ॥ ॥ જિનહી સુગમ જાનિ વાત સબ આનિ, બિના પહેચાંનિ કૈસેજુ પૈયે ॥૧॥ કૃષ્ણદાસ કહે શ્રીયમુનેનામ નૌકા ભક્ત ભવસિંધુતેં યોંહી જુ તરિયે. ॥૨॥

શ્રીયમુનેકી આસ અબ કરતહેં દાસ, મન કર્મ બચન કર જોરી કે માગત, નિશદિના રાખીએ અપને પાસ. ॥૧॥ જહાં પિય રસિકવર રસિકની રાધિકા, દોઉ જન સંગમિલિ કરત રાસ; દાસ પરમાનંદ પાયે અબ વ્રજચંદ, દેખ સિરાને નેન મંદહાસ ॥૨॥

શ્રીયમુનેકે સાથ અબ ફિરતહેં નાથ, ભક્તકે મનકે મનોરથ પૂરત સબ, કહાંલાં કહિયે ઇનકીજુ ગાથ ॥૧॥ વિવિધ સિંગાર આભૂખન પહેરેં, અંગ અંગ સોભા બહુત ભાંત; દાસ પરમાનંદ પાયે અબ વ્રજચંદ, રાખે અપને સરન બહે જુ જાત ॥૨॥

શ્રીયમુને પિયકોં બસ તુમજુ કીને, પ્રેમકે ફંદતેં ગહિજુ રાખે નિકટ, એસે નિર્મોલ નગ મોલ લીને ॥૧॥ તુમજો પઠવત તહાં અબ ધાવત સદા તિહારે રસરંગમેં રહત ભીને; દાસ પરમાનંદ પાયે અબ વ્રજચંદ, પરમ ઉદાર શ્રીયમુનેજુ દાન દીને. ॥૨॥

શ્રીયમુને સુખકરની પ્રાણપતિકે, જીન્હે ભુલિ જાત પિય તિન્હે સુધિ કરિ દેત, કહાંલો કહિયે ઇનકેજુ હિતકે. ॥૧॥ પિયસંગ ગાન કરે, ઉમંગી જો રસ ભરે, દેત તારી કર લેત ઝટકે; દાસ પરમાનંદ પાયે અબ વ્રજ-ચંદ, એહી જાનત પ્રેમગતિકે ॥૨॥

ઇતિ શ્રીયમુનાજીકે ૪૦ પદ સમાપ્ત.

## શ્રીહરિરાયજી કૃત શ્રીનિત્યલીલા.

પ્રાતસમે ઊઠી વ્રજબાલા, ગાવત મંગલ ગીત રસાલા । કર સિંગાર મથનીયાં ધોવે, અપનો અપનો દહ્યો બિલોવે ॥ મથન કરે મોહન જસ ગાવે, સુમરિ સુમરિ હરિગુન સચુ પાવે । માખન મિશ્રી દહી મલાઇ, ઓટયો દૂધ કપૂર મિલાઇ ॥ કછુક મનોરથકે પકવાન, થાર સજાવતિ સુંદરિવાન । નયે વસન ભૂષણ હરિ લાયક, લે ચલિ સુંદરી સબ સુખદાયક ॥ અતિહી સુરંગ ખિલોનાં લીને । વિવિધ મનોરથ મનમેં કીને । ઊઠે ગ્વાલ ખિરકકોં ચલે, અતિઆતુર ગાયનસોં મિલે. ટેર કરત સુરમી સમુદાઇ, કારી પિયરી દોરી આઇ. કાજર ધૂમર ઓર મજીઠી, સબ ગુન પૂરન સબે અનૂઠી. ઘંટા નાદ કરત સબ ડોલે, અપને અપને બછરન બોલે. શંખનાદ ખરકનમેં સોહે, શ્રવન સુનત સબકો મન મોહે. મંગલ શબ્દ કાન જબ પર્યો, સકલ સાજ કરમેં લે ધર્યો. યહ વિધિ સબ ઘર ઘર તેં ચલી, નંદ નંદનકો દેખન અલી ॥ સુખ સજ્યા પોઢે હરિરાઇ, વાર વાર કે જસુમતી માઇ । ફિર ઝાંખે ફિર ફિરકે આવે, કમલ નયનકો નાહી જગાવે ॥ તાહી સમે આઇ

બ્રજબાલા, માનહુ મત્તગયદંકી ચાલા । નૂપુરકી ધુનિ સુન નંદરાઇ, ચોંકિ ઉઠે તબ કુંવર કન્હાઇ ॥ નિકટ ગઇ જહાં જસોમતી માઇ, બદન દેખ કર લેત બલાઇ । બીથુરી અલક લટપટી પાઘ, પીક કપોલ મુખ અંજન લાગ ॥ ચંદન ઉરપર બિનગુન માલા, ભૂષણ ઇત ઉત પરમ રસાલા । યહ શોભા નિરખત બ્રજબાલા, રસ મસે નેન દેખે નંદલાલા ॥ જસુમતી ધાય ઉછંગહી લીનો, ચૂમિ વદન ઉર સીતલ કીનો । મંગલભોગ આનકે રાખ્યો, ગિરિધરલાલ સ્વાદસોં ચાખ્યો, ॥ માખનમિશ્રી મેલ ચટાવે, ધોરીકો પય અતિહી ભાવે । દધિકી છીટ લગી તન સોભિત, માનહુ ઉડગન અંબર લોપિત ॥ લપટાનો મુખ જસુમતિ દેખે, અપનો જન્મ સુફલ કર લેખે.

રંચક જમુના જલસોં ધોવે, પોંછિ વદન અંચલસોં જોવે. પુનિ અચવાય ખવાવે બીરી, સકલ સાજ સજી લાઈ અહીરી. મંગલાકી આરતી ઉતારી, શોભા દેખ રહી બ્રજનારી.

### સ્નાનસમય.

કનકપાટ બેઠે મનમોહન, લાગ રહી જસુમતી

અતિ ગોહન. કોઉ હરિકો તેલ લગાવે । પર સત અંગ પરમ સચુ પાવે ॥ કોઉ અંગ ઉબટનો કરે । વિવિધ મનોરથ મનમેં ધરે ॥ કોઉ બેની કરમેં લે રહે, તા ઉપરની કંગઇ કરે. કોઉ કનક ઘટ જલ લે રહે, કોઉ પદ અંબુજ કર ગહે. કોઉ હરિકો સ્નાન કરાવે, અંગવસ્ત્ર કરી અતિ સચુ પાવે. કોઉ તનિયા અંગ પહેરાવે, કોઉ સૂંથન સરસ બનાવે.

શૃંગારરસમય.

કોઉ વાગા પટુકા કરે, કોઉ બહુવિધ ભૂષન ધરે. કોઉ કુલહ સુરંગ ધરે સીસ, પાગ બંધાવે ગોકુલ ઇશ. તુમ તો હો વ્રજરાય લડંતે, સબ લરકનમેં ગુનન બડે તે. મોર ચંદ્રિકા ગુંજાહાર, વ્રજજનકે તુમ પ્રાન આધાર, કોઉ નેના અંજન અંજાવે। કોઉ મૃગમદતિલક બનાવે ॥ પહોપમાલ લે કંઠ ધરાવે, સંકેતસદનકી ડોર બતાવે. રતન જટિત મુરલી કર દઇ, મોહન પરમ પ્રીતસોં લઇ. તબ આઇ વૃષભાનકુમાર, છબિપર વારોં કોટિ કુમાર. હઠ કરી હરિ શૃંગાર કરાયો, બહુબિધિ ભૂખન વસન બનાયો. અંજન દ્રગ કેસરકી આડ, સબ જુવતિનમેં લાડલી લાડ. નખસિખલોં શૃંગાર કરાવે,

દેખ ગોપાલ પરમ સુખ પાવે, મધુ મેવા પકવાન મિઠાઇ, મુદિત જસોમતિ ગોદ ભરાઇ. સન્મુખ આય રહી વ્રજનારી, દર્પન દેખહુ કુંજબિહારી. વે તો હરિ મુખ કમલ નિહારે, હરિ રાધા વિધુવદન નિહારે. માનહુ મધુપ કમલરસ ચાખ્યો, કે જાનું પ્રીતિ અમૃત બાંટયો, નિરખનિરખ ફુલી વ્રજનારી, દર્શન દેત હે કુંજબિહારી. સોભા નિરખ રહી બ્રજનારી, હંસહંસ દેત પરસ્પર તારી.

ગોપીવલ્લભ-ભોગ.

ગોપીવલ્લભભોગ લે ધર્યો, સો તો ભુવનભુવન પ્રતિ કર્યો. પૂરી દહીં સંધાનો શાક, માંખણ બૂરો બહુવિધ પાક. સબહિનકે મનરંજન કારન, પ્રેમસહિત લીનો મન ભાવન. મનસા પૂરન નંદકુમાર, ઠાડે હે જસુમતી કે દ્વાર, મૈયા મથિમથિ ધૈયાં પ્યાવે, વાર વાર ઉર અંતર લાવે. બેની બઢે લાલ પય પીજે, ઇતનો કહ્યો હમારો કીજે ધોરીકો પય પરમ રસાલ, સાત ઘુંટ જો પીવો લાલ. વદન ધોય બીરા જબ લીનો. તબ મૈયા જુ ખીલૌનાં દીનો. ઠાડી રહી રોહની રાની, મીઠી વાત કહત મનમાની. ખીર સીરાત સ્વાદ નહિ આવે, પ્રાસ એક મેલો જ્યોં

ભાવે. અતિ હિતસોં હરિ ભોજન કીનો, લાલન મૈયાકો સુખ દિનો. ખેલત ફિરત સખા સંગ લીને, ખરિક ખોર ગિરિ ગહવર ભીને. અતિપ્રવીન જસોમતીકો પૂત, સબહીનકો મનં લીને ધૂત. ચોરી કરી સબહિન સુખદેત, ગોપીનકો સર્વસ્વ હરિ લેત. કર સંકેત બુલાઇ ગોપી, ઇનતેં સબ મર્યાદા લોપી. સબહિનકો કીયો મન ભાયો, તા કારન યહ બ્રજમેં આયો. જસોમતિ સખીયનકો જુ બુલાવે, કમલનેનકો કહૂં ન પાવે.

રાજભોગ.

દેખોરી ગોપાલ કહાંધોં ખેલત, કહો જાય બાબા તોહે બોલત. ભોજનકો બેઠે નંદરાય, તુમ સંગ ભોજન કરહુ આય. જબ માતાકી જાની પ્રીત, આય ગયે ગિરિધર સમીપ. બેઠે આય કનક આસનપર, નંદરાય પકરે કર સોં કર. કનક વરન ઝારી જમુનાજલ, ભરી દીની જસુમતી મન ઉજ્જવલ. [illegible]નવારો જેર્યો વિસ્તાર, તાપર ધર્યો કનકકો થાર. બેલા છોટે મોટે ધરે, ચમચ્યા રત્નજટિત તહાં [illegible]રે. અગર ધૂપ કીનો [illegible] ઠોર, હિતસોં પ્રભુજી લીનો કોર. અતિસુગંધ ચાંવરકો ભાત, આન ધર્યો હે જસુમતી માત. ઠાડે મુંગ અરુ દારિ બનાઇ

તાકે પાસ કઢી લે આઈ. મિરચનકે કીને બહુ શાક; હિતસોં જસુમતી કીને પાક. સીખરન ભાત અરુ પીરો ભાત, ખાટા મીઠા વડીકો ભાત. તીન ભાંતકી તુરઇ કરી, પાપર ભુંજે અરુ તિલવરી તરી, ભરતા બેંગન ચકતા કરી, અરવી સૂરન સબ લે ધરી. કરેલા મુરેલા કંકોડા કરે, ખંડવા ખંડવી ગલકા ધરે. સકરકંદકો કીનો શાક, પેઠામેં મીશ્રીકો પાક. રાઇતાં કીને ઇકઇસ ભાંતિ, સંધાનેકી કેતિક પાંતિ. બિલસારૂ કીનો જુ બનાઇ, જેંવત હરિકો મન ન અઘાઇ. બહુવિધકી કચરીયાં તરી, બહુભાંતકી ભાજી કરી, બિંજન બહુ વિધ ગીને ન જાઈ, વારવાર જસોદા લાઇ. રોટી પૂરી લીટી કરી, મીસી રોટી ઘીસું ભરી. માંખન બૂરા પાસ ધરાયો, લુચ્ચઇ લે સીખરનસોં ખાયો. સેવ બહુત બૂરાસોં કરી. સો તો જાય નિકટ લે ધરી. બરા મઠાકે સુંદર કીને, તીનકૂડા અતિરસસોં ભીને. મૈયા મોંકું સીખરન ભાવે, બેલા ભર ભર રોહિની લાવે. સુરભિ ઘૃતસોં બેલા ભર્યો, સો તો જાય સીખરપર ધર્યો. ઓટયો દુધ દહીંકો બેલા, મીઠે આંબ અરુ સુંદર કેલા, આંબનકો સીરા જુ કીનો, સો તો હરિ જુ રુચિસોં

લીનો. ખરબૂજા અરુ આલો મેવા, યહ વિધ જસુમત્તી કીની સેવા. છોંકયો મઠા પરમ રુચિદાયક, સો તો કેવલ હરિજુકે લાયક. યહ વિધ લાલન ભોજન કીનો, માત જસોમતીકો સુખ દીનો. કર અચવન ઠાડે આંગનમેં, અતિ સુગંધ બીરા આનનમેં. શ્રીકરમેં બીરા જબ લીનો, સો તો વાંટિ સખનકો દીનો. થાક વિચિત્ર કુંદકી માલા, લે આઇ પહેરે નંદલાલા. કર મુરલી અરુ વેત ગહાઇ, બ્રજવનિતા નિરખી સુખ પાઇ. નીરાંજન બહુ વિધસોં કીનો, સો તો દેખ વારનો લીનો. જો લોં હરિ ભોજન કરિ આવે, તો લોં સહચરી કુંજ બનાવે. ઓલી ભર ભર પહોપ લે આવેં, પરમ પ્રીતિસોં સેજ બિછાવે. ફૂલ મહલકે ખંભ ચોવારે, ફૂલનકે કલસા અતિ ભારે. ફૂલનકી સૈયા લે રચી, તકીયા ગેંદુવા ફૂલન સચી. સેજબંદ ફૂલનકે કરે, રંગ રંગ ફૂલનસોં ભરે. ફૂલનકી ચોકી લે કરી. તાપર કરવા કુંજા ધરી. અંગરાગ કે બેલા ભરે, અતિસુગંધ બીરા તહાં ધરે. પુષ્પમાલ અતિસુંદર કરી, સો તો પ્યારી ઉર પર ધરી. ફૂલનકે પંખા લે આવે, સો તો કમલ-નેનકો ભાવે. સકલ પદારથ આગે ધરે; વિવિધ મનો-

તારે; કુમુદ પોતાની સુંદરતા નહિ લેખતાંરે. ૧૭
નાસા અધર શોભા શક્તિ નથી ભાખવારે, જેમ કીર
વદન બિંબ ફળ ચાખવારે, ૧૮ ચંચલ અરૂણ સજલ
નયન યુગલ નિરખતારે, ખંજન કમલ મીન રહ્યાં
શ્વાસ વરખતાંરે, ૧૯ જીતી કામની કમાન કાનતેં ખરીરે
કુટિલ ભ્રુકુટીના ભંગ નેહથી કરીરે. ૨૦ મકર કુંડલની
ઝલક કપોળ ફલકમાં રે, મન અટકી રહ્યું ખીટલીયાળા
અલકમાંરે. ૨૧ વેસર મુક્તામણિ લપન ઉપર એમ
લસેરે, ચંદ્ર ચુંબવાને તારા આવી અહીં વસેરે. ૨૨
મંદ હસન દશન શોભા તે ઘણી બનીરે, ચિબુક વિમળ
વજ્ર કાંતિ તેહમાં સનીરે. ૨૩ લર શીશફુલ અલકાવલી
વાંકનીરે, તિલક તણી શોભા ઘણી નાગ ડાંકનીરે. ૨૪
મોર મુગટની લટક મનમાં વસીરે, શત ચંદ્રની શોભાને
જોઇ તે હસીરે. ૨૫ ખર્વ ગર્વ થયો વેણી જોઇ નાગનોરે,
તેથી વાસ કીધો અધે ભૂમિ ભાગનોરે ૨૬ વેણુ રાગથી
સરાગ ચિત્તને કીધુંરે, વેત્ર ધરીને નેત્ર યુગ્મને તે સુખ
દીધુંરે ૨૭ તારાં વચન સુધા કર્ણ ચષકમાં ભરીરે;
ચિત્ત તૃપ્તિ નથી થાતું પાનનેં કરીરે ૨૮ એવાં રાધા
વચન સુણી હરિ આવીયારે, કુંજ કેલિ કરી ઘણા
મન ભાવીયારે. ૨૯ હળીમળી કુંજપુંજથી સદન

ગયારે, કરી હાસને વિલાસ બે મગન થયાંરે. ૩૦ રસ-રૂપ એવા શ્યામને શ્યામા બેઉરે, એઉનું ધ્યાન ધરે પ્રેમથી નિજજન સઉરે. ૩૧ દાસ માગે લીલાનંદ મને આપજોરે, એજ ધ્યાન હૃદે સ્થિર કરી થાપજોરે ૩.૧

ધોળ ૧૮

આવો આવોરે સુહાગી વલ્લભીનો સાથ, સખી મેવાડે પધાર્યા શ્રીગોવર્દ્ધનનાથ. ૧ સખી મનકર્મ વચન તજો ગ્રહનાં કાજ, મેલો વેદ મર્યાદાને કુલની લાજ. ૨ છોડો માત પિતા પતિ સુત પરિવાર, આપણે નયને નિરખો શ્રીનંદકુમાર. ૩ વહાલો રૂપે છે રૂડલા ને બીનલે-વાન, ગંડસ્થલ મંડિત કુંડલ કાન. ૪ બીરાજે અલક તિલક જાણીએ કંચન રેખ, નાસા ગજમોતીને નટવર ભેખ. ૫ શિસ પાગ સોરંગી ઉપર ચંદ્રિકા મોર; વહાલો મનોહર મૂર્તિ ને ચિત્તડાંના ચોર. ૬ વહાલો બંક અવ-લોકની ભ્રકુટી કમાન. એઉના નયન અણીવાળાં શા બાણ. ૭ વહાલો ચંચળ ચપળતા વારૂ ખંજન મીન, શોભા જોઇને મૃગ થયા આધીન. ૮ બિંબાધર છે અતિ અરૂણ પ્રવાલ. મુખ માધુરી મધુરી વાંસલડી રસાળ. ૯ જરે કુસમ ઝરે મંદ મુસકની હાંસ; ઝળકે દંડ દાડમ જેમ બીજ પ્રકાશ. ૧૦ કંઠે કંઠ ભરી ગળે ગુંજાનો હાર.

બાજુબંધ પોંહોચીનો ઝુમકસાર. ૧૧ પાય પોહલ નૂપુરનો ઠમકાર. ચાલે ગજગતિ ચાલ ઘુઘરી ઘમકાર. ૧૨ કટિ કાછની કિંકણીનો ઝમકાર, પાય અણુવટ વિછુવાને ઠમકાર. ૧૩ જીરે સોળ કળાએ ઉદયો ચંદ, વ્રજ જુવતી સુંદરીને મન ઉમંગ. ૧૪ એઉની આરતી ઉતારે શ્રીવલ્લભરાય, શોભા જોઈ જન વલ્લભ બલિ જાય. ૧૫

ધોળ ૧૯.

સાચા સગા છો શ્રીનાથજી સોહાગી મારે, સાચા સગા છો શ્રીનાથજી. ૧ બીજું સગું તે સૌ મુખથી કહેવાનું. દુઃખમાં નહિ આવે કોઈ સાથજી. ૨ અખિલ બ્રહ્માંડના ઇશ છે એ મહાપ્રભુ જગતની દોરી છે જેને હાથજી. ૩ એ પ્રભુને છોડી બીજે જ્યાં જાઓ ત્યાં છે ધુમાડાની બાથજી. ૪ ગોપાલલાલ એમના ચરણમાં જવાને શરણ પડયો છું અનાથજી. ૫.

ધોળ ૨૦.

સૈયર ચિત્ત ચોટયું શ્રીનાથજીના ચરણે હાંરે ચાલો જઇએ શ્રીમહાપ્રભુજીનાં શરણે ૧ હાંરે નખ ચંદ્રિકા દેખીને લાગ્યો ચટકો. હાંરે હું તો મોહી જોઈ મુદ્રિકાનો લટકો ૨ હાંરે ષોડશ ચિન્હ ચરણ કમળ

માંહે નિરખી હાંરે બની બાવરી હૈયામાં ઘણું હરખી. ૩ હાંરે ભુલી ભાન બાન હું તો ઘુઘરીના ઘમકે, હાંરે લાગ્યો નેહ બેની નૂપુરના ઠમકે ૪ હાંરે જેમાં ભક્તના સમાજ આવી વસીયા, હાંરે જેની સુગંધે થયા છે ભમર રસીયા ૫ હાંરે લાલાલહેરીની વિનતિ ઉર ધારી, હાંરે પ્રભુ ચરણમાં રાખો હું જાઉં વારી ૬.

ધોળ ૨૧.

સૈયર ચિત્ત ચોર્યું શ્રી નાથજી ધુતારે, કાળજડું કોર્યું એ નંદના દુલારે. ૧ હાંરે મને મુરલી સુણાવી વશ કીધી, હાંરે મને ફંદમાં ફસાવી બાંધી લીધી. ૨ હાંરે એણે અણીઆળી આંખ મને મારી, હાંરે તેથી હૈયામાં ઘા પડયો છે કારી. ૩ હાંરે વશકરણી ને મીઠી એની વાણી, હાંરે હું તો સાંભળીને વણમૂલે વેચાણી. ૪ હાંરે એનું મનહર મુખ મોહકારી, હાંરે એણે મંદ મંદ હસી મુને મારી. ૫ હાંરે સખી એ વિના મેં નથી રહેવાતું, હાંરે દર્દ કાળજાનું કાંઈ નથી કહેવાતું. ૬ હાંરે લાલા લહેરીને તલાવેલી લાગી, હાંરે દરશન આપોને દાસને સોહાગી. ૭

ધોળ ૨૨.

સૈયર મન મોહ્યું શ્રીનાથજી લટકે, હાંરે એના લટકે

મટકેને પીરે પટકે ૧ હાંરે કીધું કામણ મોરલીના કટકે. હાંરે એનાં કુટિલ નેણ બાણ હૈયે અટકે, ૨ હાં ધમકતી શી ચાલે ચિત્ત ચટકે, હાંરે એનું રૂપ જોઇ કાળજું છટકે ૩ હાંરે એની છેલ છબીલી છબી ખટકે, હાંરે એને જોયા વિના જીવ ઝટકે. ૪ હાંરે છુટી લટર આવી ભાલ પર લટકે, હાંરે જાણે અધરપાન કરે આવી ગટકે. ૫ હાંરે મોટા મુનિજન મોહ્યા છે જેને મટકે, હાંરે તેનો વિરહ થતાં ફાટી મરૂં ફટકે. ૬ હાંરે એના ચરણકમલમાં મન ભટકે, હાંરે લાલા દહેરીને બોલાવી લેશો લટકે. ૭.

ધોળ ૨૩.

શ્રીનાથજીને નીરખી આ ચિતડું ચળ્યું છે, હાંરે મારૂં મનડું મોહનને મળ્યું છે. ૧ હાંરે વહાલે વાંકી નજર વડે જોયું, હાંરે સખી ત્યારથી આ મન મારૂં મોહ્યુ. ૨ હાંરે એની અલબેલી આંખ અણીઆળી, હારે રસરંગ ભરેલી રતનાળી. ૩ હાંરે એની ભ્રકુટીમાં ભુરકી ભરેલી, હાંરે તેથી વ્રજસુંદરીઓ વશ કરેલી. ૪ હાંરે એની મુરલીમાં મોહની ભરી છે, હારે માહરી સુધ બુધ સાન સૌ હરી છે. ૫ હાંરે સખી નખસિખ એ કામણભર્યાં છે, હાંરે મારા મનથી મેં વર એ વર્યાં

છે. ૫ હાંરે સખી છેલ છબીલો એ પ્રુવારો, હાંરે લાલા લહેરીને પ્રાણથી એ પ્યારો. ૭

ધોળ ૨૪.

તમે જુઓ મારી બેનો શ્રીનાથજીને ખંમા. કુસુંબલ પાગ કેસરીયો વાગો, પટકાપર લાગી લુંમા લુંમા.૧ લાલ લકુટી કરમાં વાંસળી બિરાજે, ગોપીયોનું મન ભ્રંમા ભ્રંમા. ૨ બાંહે બાજુબંધ બેરખા બિરાજે, મુદ્રિકા ઝટક દંમા દંમા..૩ ગોળ કપોળ મનોહર સુંદર, શ્રીરાધિકાનું મન રંમા રંમા. ૪ નયન વિશાળ ભ્રકુટિ લર લળકે, અલક ઝલક શંમા શંમા. ૫ પીચ કારી લેઇ હોરી ખેલે, ફુલ છડીથી ધંમા ધંમા. ૬ વ્રજની ને ગોપીયો ગુલાલ લેઇને ચાલ ચાલે છે ઠંમા ઠંમા. ૭ પંચ શબ્દ વાજં વાજતાં ત્યાં, ઝાલર ઘંટાની ટંમા ટંમા. ૮ સુરપુર વનિતા નીરખી વારે છે, ફુલ નાખે છે નારદ બ્રંહ્મા બ્રહ્મા. ૯ મેવાને મીઠી ભોગ ધરી છે, પ્રેમથી પ્રસાદ પંમા પંમા.૧૦ શ્રીવિઠ્ઠલ પ્રભુ લીલા દેખે, અગમનિગમ ગંમા ગંમા. ૧૧

ધોળ ૨૫.

શ્રીનાથજી તે છેલ બિરાજતાજો. ટેક.

સખી ચાલો નો જઇએ શ્રીજી શહેરમાંજો.

શ્રીગોવર્દ્ધનનાથજી બિરાજે લીલાલહેરમાંજો. શ્રીનાથજી.૧
પહેલાં દર્શન તે મંગળાનાં હરખીયાંજો,
મ્હારા નાથનાં સ્વરૂપ નેણે નિરખીયાંજો. શ્રીનાથજી ૨
બીજા દર્શનમાં શૃંગાર વહાલે બહુ ધર્યાજો;
મ્હારા નાથને શ્રીલક્ષ્મીજી વર્યા જો. શ્રીનાથજી. ૩
ત્રીજાં દર્શન તે ગ્વાલ બાલભોગનાં જો,
મુખે મુરલી ને છડી લીધી છેલમાં જો. શ્રીનાથજી. ૪
ચોથાં દર્શન તે રૂડા રાજભોગનાં જો,
વિવિધ ભાતની સામગ્રી સંજોગમાં જો. શ્રીનાથજી. ૫
પાંચમા દર્શન તે ઉત્થાપનનાં સાંભળ્યાં જો,
શંખ વાગ્યો ને વૈષ્ણવ થયા ઉતાવળા જો. શ્રીનાથજી.૬
છઠ્ઠાં દર્શન તે ભોગ સંજોગના જો,
વિવિધ અમૃત મેવા ધર્યા ઉમંગમાં જો. શ્રીનાથજી. ૭
સાતમાં દર્શન તે આરતીનાં મન ઠર્યા જો,
ભીડ ભારીને વૈષ્ણવ બહુ મળ્યા જો. શ્રીનાથજી. ૮
આઠમાં દર્શન તે શયન કર્યા શ્રીહરિજો,
દર્શન કરીને વૈષ્ણવ આનંદ ભર્યા જો. શ્રીનાથજી. ૯
ચટ્ટુલાલ મટુલાલજી જોડે છે જો;
ગિરિધરલાલજી બિરાજે લીલા લહેરમાં જો. શ્રીનાથજી ૧૦

વહુજી ભાભીજીને બેટીજી મહારાજ છે જો,
એમને આઠે દર્શનનો ઘણો ભાવ છે જો. શ્રીનાથજી. ૧૧
જે કોઈ ગાય શિખેને સાંભળે જો,
ત્હેનો ચરણ કમળમાં વાસ છે જો. શ્રીનાથજી. ૧૨
એમના દર્શ થકી સુખ થાય છે જો,
હરિદાસ શ્રીવલ્લભ ગુણ ગાય છે જો. શ્રીનાથજી. ૧૩

ધોળ ૨૬.

શ્રીગોવર્ધનધર તેરો ધ્યાન ધરત લટ છુટ રહી કાલી નાગનીયાં. (ટેક) મોર મુગટ મકરાકૃત કુંડલ સીસફુલ કલગી લરકનીયાં. શ્રીગોવર્ધન ૧ સુંદર ભાલપર તિલક બિરાજે, ખુબ બની અલકાવલીયાં; નાસા મોતી અધર બિરાજે, ચિબુક બિરાજે વહાલો ઝલકનીયાં. ૨ શ્રીકંઠનમેં હંસુલા કઠલા, કંઠ માલા હાર મોતિન મનીયાં; દોઉ કરમેં બાજુબંદ પહોંચી કડાં હસ્ત સાંકલાં મુદરીયાં. ૩ કટિ કિંકિની રૂમ ઝુમ કર બાજે, ક્ષુદ્ર ઘંટિકા નૂપુર વહાં સાજે; ઠાડે વસ્ત્ર મુંગાકી માળા, ગુંજ ચંદનહાર વિશાલા. ૪ ચંબેલીકે હાર ગુલાબકી માળા, ફુલનકે ગજરા છડી દુસાલા; વેન વેત્ર ધરી દરશ મોયે દીજે, આરસી દિખાવત વ્રજકી બાલા. ૫ ગોપીવલ્લભ ધરાવે, ભોગ નંદ

જશોમતીકે મનકો માન્યો; પુરુષોતમ પ્રભુકી છબિ નીરખત, ચરનકમલ ચિત્ત અનુરાગ. ૬

ધોળ ૨૭.

મેવાડમાં, સિંહાડમાં, પહાડમાંરે, મારો શ્રીજી બિરાજે મેવાડમાં. (૨) ટેક. વ્રજ છોડીને વહાલો મેવાડે પધાર્યા, દરશન આપે છે લાડમાંરે. (૨) ૧ અજબ કુંવરીને કાજે પ્હાડમાં પધાર્યા, દરશન આપે છે લાડમાંરે. (૨) ૨ દેશદેશથી જાત્રાળુ આવે, સદાયે બિરાજે સુખચેનમાંરે. (૨) ૩ પુરુષોત્તમ પ્રભુકી છબી નિરખત, સદાયે બિરાજે મેવાડમાંરે. (૨) ૪

ધોળ ૨૮.

તનમેં શ્રીજી, મનમેં શ્રીજી, ગાઉં શ્રીજી સુંદર શ્યામ (૨) (ટેક) શ્રીજી માનું, શ્રીજી જાનું, શ્રીજી તેહી મેરો કામ. તનમેં શ્રીજી. ૧ શ્રીજી માનું, શ્રીજી જાનું; શ્રીજી રાખું હિય બીચ ઠામ; શ્રીજી સુખ કરતા, ભવ દુઃખ હરતા, શ્રીજીકી ભુજા એક ઉંચી વામ. ૨ શ્રીજી પ્યારે નંદ દુલારે, શ્રીજીકો હે ગોપાલપુર ગામ; શ્રીજી સ્વામી અંતરજામી, શ્રીજી બિન સબ જુઠો ધામ. ૩ ચલો શ્રીજી ચરણ વ્રજમેં પધારો, યાદ કરે ભૈયા બલરામ; કલ્યાણરાય દરસનકે પ્યાસે, સદાહી રટે શ્રીજીકો નામ. ૪

ધોળ ૨૯

મને તો માહારો શ્રીજી નાથ લાગે પ્યારો એ તો સદા હી મગન મતવાળો મને, ટેક. ડોલ તીબારીમાં ભીડ ભરાણી તો વૈષ્ણવ બહોત ભરાયે, ઝાપટીઆ તો ઝાપટ મારે પાપ શરીરમાંથી જાયે, મને. ૧ મોર મુગટ પીતાંબર પીળાં તો કાને કુંડળ વાળો; હબચી ઉપર હીરલો સોહીયે તો હાથે કાંડા બાજુવાળો, મને. ૨ ખીર ખાંડ ધૃત ભોગ ધરાવે ને મેવા બહોત મંગાયો, ચંદન ચોકીપર થાળ ધરાવે, તો ભોગ આરોગે બંસીવાળો મને ૩ લટપટી પાગ કેસરીયા વાગા તોરે તાર હજારો. ડુગડુગી ઉપર સોહીએ કલગી તો આપ બિરાજે મુરલીવાળો. મને. ૪ દ્વે કર જોડી કરત હું વિનતિ ઇતની અરજ મોરી માનો; માધવદાસ પ્રભુ એટલું માગે લક્ષ ચોરાશીથી ટાળો. મને ૫.

ધોળ ૩૦.

ચાલો ચાલો કાલિંદીને કાંડડે, ગિરિધારી ચારે ગાય; શ્રીનાથજીને નિરખીયે. ૧ હરિના સીસ ફુલની શોભા ઘણી એમને છોગલડે શૃંગાર, શ્રીનાથ. હરિને ભાલ તિલક સોહે કેસરી, એમના ખીટળીઆળા છે કેશ. ૩ હરિના બોલ સદા રસ મીઠડા એમની આંખલડી

અમૃત. ૪ હરિને કાને કર્ણ ફુલ શોભતાં એમનાં કુંડળ રત્ન જડાવ. ૫ હરિને હડપચીએ હીરલો ઝગમગે, એમના તેજ તણો નહિ પાર. ૬ હરિને કંઠે તે માળા શોભતી એમને ઉર ગજ મોતીના હાર. ૭ હરિને બાંહે બાજુબંધ બેરખા, એમની પહોંચી છે રત્નજડાવ. ૮ હરિને પીળાં પીતામ્બર શોભિતાં વ્હાલે ઓઢયા ઉપરણા સાર. ૯ હરિને કેડે સોહીએ કટિમેખલા, એમના ઝાંઝરનો ઝમકાર. ૧૦ હરિને ચરણે ચાખડી શોભતી, એમની ચતુરાઇની છે ચાલ. ૧૧ હરિને હાથે સોહીએ લાલ લાકડી, એ તો ધેનુ ચરાવાને જાય. ૧૨ હરિને સંગે ને સરખા ગોવાળીયા ત્યાં ખેલે નંદકુમાર. ૧૪ એ સ્વરૂપની શોભા જોઇને બલિહાર જાય માધવદાસ. ૧૫

ધોળ ૩૧

નહાના સરખા શ્રીનાથજી નહાના નહાનારે હાથ. નાહાની લખુટીઓ કરયહી સુંદર દીસો છો પ્રાણનાથ ૧ નહાના સરખા ગોવાળીઆ, નહાની સરખી ગાય, માથે સીંગડીરે શોભતી ગૌ ધેન ચરાવાને જાય. ૨ નહાની બંસીરે કર ગ્રહી હર્યાં ગોપીનાં મન, રૂડો નંદજીનો લાડીલો રૂડું થી વૃંદાવન. નહાના. ૩ નહાની સરખીરે મોજડી નહાના સરખા પાય, પાયે રણઝણ

ધુત્તરી અણુબટ વીંઝુવા સાર, નહાના. ૪ પ્રભુજીના મુખપર મુરલી વાઈ વેણુ રસાળ, શબ્દે મોહીરે ગોપિકા રોતાં મેલ્યાં છે બાળ, નહાના. ૫ કાલિંદીને કાંઠડે ઉભા વગાડો છો વેણુ, જવાદોને કે જાદવા કે વ્રજમાં થાશે પોકાર, નહાના. ૬ આંગળી સાહીને હરિ તાણુશો પ્રભુ મારૂં ધ્રુજે છે અંગ, સઘળી ગોપિકા આવશે તમને ઘેરશે મહારાજ, નહાના. ૭ કે બંસીબટના ચોકમાં ઉભા વજાવો છો વેણ; માધવદાસની વિનતિ આપો શ્રી વ્રજમાં વાસ નહાના. ૮

ધોળ ૬૨

મ્હારે મંદિરે પધારો શ્રીનાથજી, હું તો જોઉં રે તમારી વાટ. ૧ હું તો શેરી વળાવી સજ કરૂં, હું તો ફુલડાં વેરાવું સારી વાટ, ૨ હું તો ચીરના ચંદરવા બંધાવતી હું તો પથરાવું લીલા પીળા પાટ. ૩ હું તો કંકુ કેસરના ગારા ઘાલું, હું તો મોટી કસ્તૂરી પડાવું ભાત હું તો ગોખે ગોખેરે દીવા કરૂં, હરખે બંધાવું હીંચોળા ખાટ. હું તો શણગાર સજી રે શોભિતા, ચરણા ચોળી ગરચોળાંને ઘાટ. હું તો આડ કરૂં રે કેસર તણી, હું તો ચોખલીઆ ચોડું લલાટ. શૃંગાર ધરાવું હરિને ભાવતા, હું તો દર્પણ દેખાડું મારા

નાથ. ૪ હું તો સુંદર મંગાવું રે સુખડી; જીવણુ જમવા તમારે કાજ, ૫ હું તો મીઠડા મેવા મંગાવતી આરોગો શ્રીવૈકુંઠનાથ. ૫ હું તો શીરો કરાવું સ્નેહ તણો, જીવણુ આરોગો પ્રભુ હાથ. ૬ હું તો જમુનાજળ ઝારી ભરાવતી, આચમન કરો વૈકુંઠનાથ. ૭ બાસઠ પાનનાં બીડલાં બંધાવતી, મુખવાસ કરો શ્રીવૈકુંઠનાથ. ૮ હું તો સોનાનાં સોગટડાં મંગાવતી, રમત રમજો સારી રાત. ૯ હું તો સજ્યા પથરાવું સ્નેહતણી પોઢણુ કરો શ્રીગોકુલનાથ. ૧૦ હું તો ફુલના પંખા ભરાવતી વીંજણુ કરૂં રે સારી રાત. ૧૧ હું તો ફુલની જાળી ભરાવતી માંહે બિરાજો શ્રીગોકુલનાથ. ૧૨ હું તો થાળ ભરૂં સગમોતીએ, વધાવું શ્રીવલ્લભકુલ પરિવાર. ૧૩ હું તો કર જોડી કરૂ વિનતિ, બલિહારી જાય માધવદાસ. ૧૪

ધોળ. ૩૩

દયા કરી દર્શન આપશે શ્રીનાથજી દયા કરી દર્શન આપશે. ૧ શ્રીમહાપ્રભુજીની કાની થકી આ, દૈવી જીવનાં ત્રિવિધ દુઃખ કાપશે. ૨ વિષયની વાસનાને મનની અવિદ્યા, દૈવીનાં દિલમાંથી ઉથાપશે. ૩ નિકુંજનાયક મને નિજજન જાણી, દાસી થવાની છાપ છાપશે. ૪ દયાનિધિ છે દોષ નહિ જુએ દાસના,

મનમાં અનન્ય ભક્તિ આપશે. ૫ લાડીલો લાલ વહાલો લાલા લહેરીને ચરણુ સેવામાં થાપશે. ૬

ધોળ ૩૪ મું.

શ્રીનાથજીના ચરણકમલે ચિત્ત રાખો, હાંહાંરે ભક્તિ સુધારસ ચાખો.૧ હાંહાંરે અહર્નિશ મુખે કૃષ્ણ-કૃષ્ણ ભાખો, હાંહાંરે એથી જન્મ સફળ થશે આખો.૨ હાંહાંરે ઘર બાર ધન માલ ખજાના, હાંહાંરે તેમાં તારૂં નથી ઓ દિવાના. ૩ હાંહાંરે માત તાત સુત ભ્રાત ભગિની દારા, હાંહાંરે તેમાં કોઈ નહિ છોડાવે જમના મારા. ૪ હાંહાંરે સગાં સંબંધી તે સૌ સુખનાં બેલી, હાંહાં રે આખર સમે ઉપર મૂકશે ધકેલી. હાંહારે દયા કરી તને મનુષ્યદેહ દીધો, હાંહાંરે તોયે તેં હરિનો આશરો ન કીધો. ૬ હાંહાંરે ચેતી લે ચેતાય તો એ સારૂં, હાંહાં રે હજુ વહી ગયું નથી આયુષ્ય તારૂં. ૭ હાંહાંરે વાર વાર લાખ ચોરાશી રઝળશે; હાંહાં રે ફરી આવો જન્મ કયાં થકી મળશે? ૮ હાંહાં રે તારા હાથમાં આવ્યો છે પારસમણિ, હાંહાંરે તારે માથે બિરાજે શ્રીનાથજી ધણી. ૯ હાંહાં રે એઉની સેવા કરે સુખ થાશે, હાંહાં રે તારાં પાપને સંતાપ દૂર જાશે. ૧૦ હાંહાં રે હરિના દાસનો દાસ થઈ રહેજે; હાંહાં રે મુખે

નામ નિરંતર લેજે. ૧૧ હાંહાં રે લાલા લહેરીનાં વચન સુખકારી, હાંહાં રે સાચા માનીને સેવો ગિરિધારી. ૧૨

ધોળ ૩૫

શ્રીનાથજીના વિરહે મહાદુઃખ થાય છે,
હાંહાં રે મારો જીવ જવાને અકળાય છે. શ્રીનાથજી. ૧
હાંહાં રે મને ઘરમાં ઘડી નથી ગમતું,
હાંહાં રે મારૂં મન ઘણું રહે છે ભમતું. શ્રીનાથજી. ૨
હાંહાં રે ઘડી સાઠ પહોર આઠ રહું ઉદાસી,
હાંહાં રે સુંદર મુખડું જેવાને અભિલાષી.શ્રીનાથજી. ૩
હાંહાં રે કર જોડીને માગે છે લાલો લહેરી,
હાંહાં રે જરા દ્દષ્ટિ કરો ને કૃપા કરી. શ્રીનાથજી. ૪

ધોળ ૩૬

શ્રીવ્રજમંડલના ચંદ્ર શ્રીગોવર્ધનનાથજી. કમળનેન આગીયાળાં સોહે લાલજો, સમેસમેનાં દરશન આપે શ્રીનાથજી, પ્રેમભક્તિવશ કીધા વ્રજની બાલજો. શ્રી. વ્રજ. ૧ નિશા પાછલી ગાગર બોલે રાતની, આવે નાથુવાસથકી ગોવાળજો; મારા પ્રાણપ્રભુજીના સેવકને હેલો પડયો; અતિ આતુર થઇ આવે સૌ તત્કાળજો. ૨ મુખ્યાજી ભીતરીઆ સેવક સહુ મળી, કરતા સેવા જે જેના અધિકારજો, પ્રથમ શ્રીપ્રભુજીને

જગાડ્યા પ્રેમશું, પછી જગાડ્યા પ્યારા શ્રીનંદ કુમારજો. ૩ ગોસ્વામી ટિકેત વ... સહુ, આનંદે આવે મંદિર માંહેજો; શંખ ધુનિ ત્યાં ત્રણવાર કીધી સહી, ધુનિ સુણી શ્રી ગોવર્ધનધર જાગ્યા જો, ૪ શ્રીમુખ નિરખી હૃદયકમળ શીતળ થયાં, મંગળ ભોગ ધરાવ્યો, કંચન થાળજો; જળ જમુનાની ઝારી લેઇ પાસે ધરી, પ્રેમ સહિત આરોગ્યા પ્રાણજીવન જો. ૫ સજ્જ્યાની સેવા સીંગારી કરે, સેજ સમારતાં સમય એટલો થાયજો; આચમન કરાવી મુખવસ્ત્ર કરી બીડાં ધર્યાં, દર્શન ખોલ્યાં ને કીર્તન થાયજો. ૬

ધોળ ૩૬.

શ્રીનાથજીકો ધ્યાન મેરે નિસદિનારી માઇ;
સાંવરી સુરત માધુરી મૂરત, ચિત્ત લીયો હે ચુરાઇ. ૧

લાલ પાગ લટકે ભાલ, ચિબુક વેસર કંઠમાલ;
કરનફુલ મંદહાસ, લોચન સુખદાઇ. ૨

મોરપક્ષ સીસ ધરે, મોતિનકી માલ ગરે;
બાજુબંદ પહુંચી કર મુદ્રિકા સુહાઇ, ૩

કટિ ક્ષુદ્ર ઘંટિકા, જેહર વિછીયા સુદેશ;
અંગ અંગ શોભા, ફિર આનંદ ન સમાઇ. ૪

મુરલી અધર ધરે શ્યામ, ઠાડે વ્રજ જુવતીન માઝ;
સપ્ત સુરન તાન ગાન શ્રીગોવર્દ્ધનરાઈ. ૫
નિરખરૂપ અતિ અનૂપ, થાકે સુર નર વિમાન;
શ્રીવલ્લભપદકી દામોદર બલ જાઈ. ૬

ધોળ ૩૭.

એકવાર દરશન દીજીએ, શ્રીનાથજી. જીવ અનાદિથી અવિદ્યાનો ભરેલો, દોષ દેખી નવ ખીજીએ, ૧ કૃપાનાથ કરુણાના સિંધુ, દીન જાણી દયામાં ભીજીએ. ૨ શ્રીગુરુએ તો મને તમને સોંપ્યો છે, શ્રીમહાપ્રભુજીની કાની થકી લીજીએ. ૩ પુષ્ટિમાર્ગમાં પડ્યો રે પતિત હું, બોલ્યા વચન પાળી લીજીએ. ૪ વલ્લભના દાસનો દાસ હું કહાવું, વ્રજભક્તની દાસી મુને કીજીએ. ૫

ધોળ ૩૮.

હાંરે વહાલો એહી હમારે શ્રીનાથજી, હાંરે ભવતારણહાર. એહી ૧ દેવ ન યાચું દુસરો મન કીયો હે વિચાર એહી. ૨ યોગ યાગ વ્રત કો કરેજી, હાંરે જપતપતીર્થ અપાર એહી. ૩ સોચ સબે જીયા વ્હે ગયો રે, મન માની લે મોરાર. એહી ૪ દો અક્ષર સૂરદાસ કહેરે, ભવસારમેં એ સાર. એહી ૫

ધોળ ૩૯.

શ્રીનાથજીનું વદનકમળ જોયું, જેણે એકવાર શ્રીનાથજીનું. કોટિ કલ્પનું મેલું થયેલું મન, એક પલકમાં ધોયું. જેણે. ૧ મનુષ્યદેહ ધર્યો તેનો સફળ છે, જન્મમરણ દુઃખ ખોયું. જેણે. ૨ મેવાડ દેશમાં બિરાજે મારો વહાલમો, શેષ શંકર ચિત્ત પ્રોયું. ૩ કમળચોક રત્નચોક જગમોહન જોયું, રાચ્યો એકબાકી સર્વ ખોયું. ૪ દયાના પ્રીતમજી શું પ્રીત નથી જેને, માત પિતા નામને વગોવ્યું. ૫.

ધોળ ૪૦.

શ્રીનાથજીના નામ સમાન કોઈ ન આવે. (૨) કોઈ જાયે ગંગા ને કોઇ જાય કાશી, કોટિ કોટિ તીરથ મનાવે ૧ કોઈ કરાવે પૃથ્વી પરિક્રમા, કોટિ કોટિ કન્યાને પરણાવે. ૨ કોઇ દીયે હાથી ને કોઇ દીયે ઘોડા, કોટિ કોટિ ગાયોને દેવરાવે. ૩ શ્રીવલ્લભના સ્વામી-પ્રભુ રસિકશિરોમણિ, ચરનકમલ ચિત્ત લાવે. ૪

શ્રીનવનીતપ્રિયજીનાં ધોળ. ૧

સાખી—નંદાલય નિજ ધામનાં કરીએ દર્શન ચાલ;
બાલવિનોદ સોહાવનો શ્રી નવનીતપ્રિયલાલ.

વલણ–મુખ છબી લાગે મને પ્યારી શ્રીનવનીત લાલ. (૨) મારા લાડીલા લાલની બલિહારી. ૧ ઘુંઘરવાળા કેશ ઘુસર સીસપર સોહે, અલકાવલી તિલક મન મોહે. ૨ અરૂણ કમળ નેત્રમાં અંજન ફેલ્યાં, રુદન કરી બહાર્યાં છે રેલ્યાં. ૩ પ્રમાણમાં તે ઝુમખી તારા જોત ઝળકે, નાસા બેસર મોતી લરકે. ૪ નવનીત આરોગો મુખ કપોલ જલેસી, યહ છબી મનડામાં પેસી. ૫ હુલરી હાંસ કંઠલા કંઠ લરકે શોભા ભારી, કટિ કિંકણી ઘુઘરીયાળી. ૬ બાજુ કડાં પહોંચી ફુમકાંજ ફરકે, નંદ જસોદાજી જોઇ હરખે. ૭ ચરણકમળમાં નૂપુર ઝણકારા, શ્રીનંદજસોદાજી નિરખે વારંવારા. ૮ શ્રીમદનમોહન શ્રીબાલકૃષ્ણલાલ, શ્રીનવનીતપ્રિયાજી રમે ખ્યાલ. ૯ રતન જટિત ચોકમાં ઘુટુરન લીલા ખેલે, જુજન સુસન રમે મુખે મેલી. દૂધની દંતુલી બીજ મુખમાંજ દીસે; કિલકી કિલકીને વ્હાલો હસે. ૧૧ બીજન પ્રકારે ભોગ આવે મુખ મોડે, શ્રીહસ્તકમળ વચ્ચે વચ્ચે બોલે. ૧૨ આચમન કરાવતાં ધાર પકડ વાને જાય, મુખવસ્ત્ર કરી જે સુખ થાય. ૧૩ એક સ્વરૂપ શ્રીજસોદાજીની પાસે, એક સ્વરૂપે રમે રાસ. ૧૪ જગમોહન સિંહપોળ મન મોહે, કૃષ્ણ ભંડાર પરસતાં

સોહે. ૧૫ આઠે દર્શનમાં ભોગ આવે છે સુખે, સમર્થ શું વર્ણવી શકું મુખે. ૧૬ કૃષ્ણકમલા બાલલીલા સહુ નિરખે; જન્મ સફલ કરી હરખે. ૧૭

ધોળ ૨.

શ્રીનવનીતપ્રિયાની ખુબી ન્યારી; એ સખી જુઓ શ્રી. ૧ શામળી સુરત એની મોહની મૂર્તિ, મનહર મુખ પર વારી. ૨ નિત્ય પ્રતિ દુધ દહીં નવનીત લેઈને, ભોગ ધરાવે વ્રજ નારી. ૩ તનક સેવા કરે કોઈ રાઈ કણ જેવી, તેને મેરુ સમાન લે છે ધારી. ૪ પ્રગટ બિરાજે પ્રભુ વલ્લભકુળમાં, ભાગ્ય સુજાતિનાં ભારી. ૫ ગોપાલલાલ પ્રભુની છબી નિરખી, ચરણકમળ બલિહારી.

શ્રીમથુરેશજીનાં ધોળ.

ધોળ ૧.

રસરૂપ રંગીલારે, શ્રીમથુરેશ કહુ;
ગુણના ગરવીલારે, ચરણકમલમાંજ રહું. ૧
ગાઉં પ્રેમ ભરીનેરે, પ્રેમરસસિંધુ ભર્યા;
થાઉં અંતર આતુરરૈ, ઈંદુ અજવાળાં કર્યાં. ૨
તેજ ત્રિભુવન કેરાંરે, વ્રજજનનો પ્યારા;
કવિ વરણું શું ત્યાં હેરે, લોચનના તારા. ૩

ભુજા ચાર બિરાજેરે, વર્ણવું શી શોભા ?
આયુધ તેમાં રાજેરે, જોતાં મન થાય લોભા, ૪
પદ્મ પ્રાણપતિનું રે, મુખ્ય સ્વામિનીજી જાણો;
ગદા કહિયે કુમારિકારે, શ્યામાજી મન આણો. ૫
ચક્ર તેજ ચંદ્રાવળીનાંરે, શ્રુતિરૂપા સંગે;
શંખ જમુના મહારાણીરે, શ્યામ સુંદર રંગે. ૬
ગુપ્ત ભાવથી મનમાંરે કરે ચિંતવન હરખે;
રસકુંજની લીલારે, પ્રેમ સહિત બરખે. ૭
બીજો ભાવ પ્રસિદ્ધ છેરે, પદ્મ જન તાપ હરે;
ગદા દુષ્ટ સંહારેરે; સુદર્શન રક્ષા કરે. ૮
મહિમા છે અગણિતરે, શંખે ભક્ત કાજ સરે,
ધ્યાન રાખે હૃદયમાંરે, સહેજે સંસાર તરે. ૯
કાંઈક વરણવું પ્રકરણેરે; જેમ પ્રાકટય થયું;
મથુરેશ શામળીયારે, સ્વરૂપ ન જાય કહ્યું. ૧૦
એક સમે શ્રીમહાપ્રભુજીરે, બિરાજે શ્રીજમુનાતીરે;
ત્યાં તો તૂટયો કરેડોરે, દીઠા શ્યામ શરીરે. ૧૧
દોડીને પાસે આવ્યારે, કહ્યું મારી સેવા કરો;
શ્રીમહાપ્રભુ હસી બોલ્યારે, ન્હાનું તમે રૂપ ધરો. ૧૨
સ્વરૂપ તાડ સમોવડરે, સેવા કયમ થાશે ?
કલિયુગના જીવથીરે કયાં લગી પહોંચાશે ? ૧૩

આવી ગોદમાં બેઠારે, ચિબુક લગી આવ્યા ત્યારે;
કૌતક ત્યાં ભુલ્યારે દીઠાં એવાં સ્વરૂપ જ્યારે. ૧૪
પદ્મનાભદાસ કેરારે, મનોરથ પૂર્ણ કર્યા;
ચમત્કાર દેખાડ્યારે ત્યારે એવાં રૂપ ધર્યા. ૧૫
વ્રજ ચિન્હ શ્રીઅંગમાં રે, ભાગ્ય હોય તે જાણે;
પુષ્ટિ ભક્ત કૃપાથી રે, નિજજન મન આણે. ૧૬

શ્રીમથુરાધીશની ગોદના શ્રીનટવરલાલનાં ધોળ.

ધોળ ૧.

શ્રીનટવરલાલ રસાલ બાલ સ્વરૂપ ધરી;
કીધાં નિજ જનને ઘણા ન્યાલ બાલ ચરિત્ર કરી. ૧
કરે નૃત્ય ભૃત્ય સુખદાન સત્ય સ્વરૂપ હરિ,
હરિ માનિની કેરાં માન પ્રેમ કટાક્ષ કરી. ૨
કટિ મણિમય કિંકિણી જાલ નૂપુર શબ્દ વાણું,
આપે શ્રુતિસુખ પરમ વિશાળ એક મુખ કેમ ભણું ? ૩
માટ વામ કર કંજ લીધું તે મિષ્ટ મૃદુ,
લીધું દક્ષિણ કર નવનીત શોભા કેમ વદું. ૪
પદ પદ્મ કોમળતા ભાર જીતી પદ્મ પ્રભુ,
કીધું તે શિર પદ આધાર તો એ છે પોતે વિભુ. ૫
અરુણ અધર ને પાસ દંત બે એમ લસે,
જાણે નવપલ્લવને પાસ કુંદ કળી જુગલ વસે. ૬

શુભ નાસાની પાસ મુક્તાફળ વિલસે,
જાણે શુક ચંચુને પાસ મલ્લિકા કોષ લસે. ૭
નયન નલિનની કોર કાજળ શોભા લખી,
જાણે ઉમગ્યો રસ શૃંગાર રાધા વદન દેખી. ૮
ભ્રુકુટિ કામ કમાન પાસે બિંદુ અંજનનું,
જાણે છુપ્યો મિલિંદ નિદાન ભય દગ ખંજનનું ૯
મુખ ઈંદીવર પાસ શામ કુટિલ ચલે,
અલક નિકર રસ આશ આવ્યા મધુપ મલે. ૧૦
કર્ણ ફુલ જુગ કર્ણ હીરાએ રચિત જાણે,
મુખ શશી તણું સૌખ્ય તપન શિશુ બે શું માણે. ૧૧
ભુજ જુગ જુગ ભુજ બંધ રત્ન કર કટક ધર્યા,
ચપલ હસ્ત સુખ કંદ ખેલે પ્રેમ ભર્યા. ૧૨
કંઠે મુક્તામાલનું જાલ પદક વચે બહુ વિલસે,
શશધર તારા સાથ મેઘપર શું હુલસે ? ૧૩
બાળભાવથી નગ્ન બોલે છે મુગ્ધ મુખે,
છાયા દેખી હસે સુખ મગ્ન ભક્ત જન પૂર્યા સુખે. ૧૪
ખેલે ખેલ રસાળ બાળનાં જાલ લઈ,
જઇ મણિમય આંગન માંહ્ય અગણિતાનંદમઈ. ૧૫
કરે રાજનગરનું રાજ શ્યામ પ્રભુ સાથ લઈ,
સાર્યાં સેવક જનનાં કાજ ચરણારવિંદ માથે લઇ. ૧૬

એણી પેરે લીલા અનંત અનત ન જાય કહી,
સર્વ સુખ દાતા ભગવંત સંત ચિત્ત ચારુ સહી. ૧૭
આપે સુખ સંયોગ અપાર અચળ નિજ ભક્ત મણિ.
દુઃખ ટાળ્યાં અપરમપાર સુખ સંપત્ત આપી ઘણી. ૧૮
આપે પુત્ર પૌત્ર પરિવાર સેવા અનુભવને,
ટાળે દુર્બુદ્ધિનો તાર બનાવે છે જે ભવને. ૧૯
નિજ જનના જીવન પ્રાણ માગું કર જોડી,
આપો ચરણકમળનું ધ્યાન ભવ બાધા તોડી. ૨૦

[ ઉપદનું ધોળ મુંબાઈવાળા નિત્યલીલાસ્થ ગોસ્વામી શ્રીજીવનજી મહારાજે રચેલું છે. ]

ધોળ ૨.

[ નીચેનાં ૭ ધોળ તથા ખ્યાલ વગેરે ચિ. ગો. શ્રીરણછોડલાલ બાવાનાં નિત્યલીલાસ્થ વહુજી અ. સૌ. ગો. શ્રીકમલપ્રિયા વહુજીએ રચેલાં છે. ]

' શ્રીગોકુલચંદ્ર લાગો છો વહાલા. ' એ રાગ.

લીલારસ ગાઉં હું પ્રેમ ધારી, રહો મારાં ચિત્ત-રૂંમાં સ્થિરકારી, ૧ કૃપા શ્રીવલ્લભપ્રભુની ભારી, અધિકકૃપા નિજ વંશે ધારી. ૨ લીલા ગાઈ વ્રજગોકુલ કેરી, નંદાલયનિકુંજની ભેળી. ૩ લીલા નિજભક્તે હૃદય ધારી, આનંદમય અમૃત સુખકારી. ૪ વલ્લભપ્રભુ વિનતિ સુણો મારી, ચરણ પર કમલપ્રિય વારી. ૫

ધોળ ૩.

'ગોવર્દ્ધન રસિયારે' એ રાગ.

વારિ વારિ શ્રીનટવરલાલ તમારા લટકાને, બલિહારી છબીલા છેલ તમારા ચટકાને. ૧ આ લટકમટક નંદઆંગન ખેલત, કર માંખન મહી મટુકારે, બાલ કિશોર પ્રભુ પાંચ વરસના, સંગ સરખા વ્રજ લરકા. ૨ સિરપર પાગ ટિપારો સોહે, લર મુકતાના લટકારે, અલક તિલક સિસ ફૂલ બિરાજે, કર્ણ કુંડલના ઝલકા. ૩ કમલનેન કુટિલ અણીયારાં, ભ્રુકુટિના અદ્ભુત મટકાં રે. વેસર મોતી અધર બિરાજે, ચિબુક પિયે રસ ચટકા. ૪ બહાંયે બાજુબંધ પહોંચી કડાં કર, ઉરમાળા હાર લપટયારે, આગળ ગુંજાની માળા બિરાજે, પીતવર્ણના પટકા. ૫ કટિકાછની કટિકિંકિણી વાગે, પદ નૂપુરના ઠમકારે, વ્રજવનિતા સંગ નૃત્ય કરે પ્યારો, નંદજશોદાના લરકા. ૬ લંકો જોઈ શિવબ્રહ્માદિ મોહ્યા, વ્રજસુખવિનમિથ્યા ભટકયારે. ધન્ય વ્રજનારી જેને વશ છે મુરારિ, રતિપતિને લાગ્યા ફટકા ૭ શ્રીનટવરલીલા નિરખું નિરંતર, દાસ જાણીને મન માંકયારે; કમલપ્રિયા ગુણગાય આનંદ ભરી; ચરણકમળ ચિત્ત અટકયાં. ૮

ધોળ ૪.

"વ્રજમંડળના ચંદ્ર શ્રીગોવર્ધનનાથજી" એ રાગ.

શ્રીનટવર નીરખીને મન મારૂં મોહ્યું સખી,
આ દર્શન કરતાં ઉપજે આનંદ અંગ જો;
માથે મુકુટ મકરાકૃત કુંડલ શોભતાં;
શ્વેત વસ્ત્ર ધર્યાં છે વ્રજના ભૂપ જો. શ્રીન૦. ૧
અલકતિલક ચિબુક મુખ શોભા શી કહું ?
નાસાવેસર કંઠ કૌસ્તુભના હાર જો;
બહાયેં બાજુબંધ બેરખા પહોચી જડી,
કરકંકણને ચૂડી ગુજરીયાં લાલ જો. શ્રી. ૨
દુલરી તીલરી પંચલરી પ્રભુએ ધરી,
હંસલી હાર હમેલ ગુંજાની માળ જો;
કટિકિંકિણી કટિ વાગે વ્રજ ગાજે સહી,
શ્રવણ સુણી ભામિની આતુર ઉઠ ધાય જો. શ્રી. ૩
ચરણ કમળમાં નૂપુરશબ્દ સોહામણા,
અણવટ વીછુવા ધર્યાં છે વ્રજના વહાલ જો;
નખ ચંદ્ર તણા પ્રકાશે વ્રજ મોહ્યું સહી,
રૂપ સ્વરૂપે કંદર્પ કોટિ વારે જો. શ્રી. ૪
શરદનિશા વનમાં વનમાળી બિરાજતા,
વેણુ વગાડી મધુરા સ્વરથી રસાળ જો;

નામ લઇ લઈ ચારે યૂથ બોલાવીયાં.
કમલપ્રિયા એ ચાર યૂથની દાસી જો. શ્રી. ૫
સાખી—નટવરની મુરલી સુણી, નિકળ્યા સહુ વન દોડી,
"અર્ધનિશા તુમ કહાં ચલી" એમ પૂછે નંદકિશોર. ૧

ધોળ ૫.

"ઓરા આવોને શ્રીનાથજી સોહામણા રે" એ રાગ

હાં રે ઘેર જાઓ તમે ગજગામિની જો,
તમારો ધર્મ નથી આ વ્રજભામિની જો. ઘેર. ૧
ધર્મ છોડીને વનમાં નવ આવીએ જો,
નિજ પતિતણી આજ્ઞા સહુ પાળીએ જો;
વેદવાક્યને સદા નવ વિસારીએ જો. ઘેર. ૨
વચન સુણી વ્રજવનિતા વ્યાકુળ થયાં જો.
વિના પૂછે ધર્મ કોઇને કહીએ નહી જો.
અમે આવ્યાં તમારી આશા કરી જો. ઘેર. ૩
એવાં વચન સુણી પ્રભુ મન હરખીઆ જો.
પ્રકટ રાસ કીધા પરાસોલી કુંજમાં જો;
મદ ગુમાન જાણી નાથ અંતર્હિત થયા જો; ઘેર. ૪
વનિતા વ્યાકુળ થયા ત્યાં ચિત્ત ના ઠરે જો.
હવે શો ઉપાય ? જેથી વ્રજપતિ મળે જો;
પ્રાણ જાય સખી લાડીલા ક્યાં મળે જો? ઘેર. ૫

પૂછે વૃક્ષલતા વન પાન ફુલને જો,
તમે દીઠા કે જસોદાના સુતને જો;
એવાં વચન બોલી સુંદરી ધરણી ઢળ્યાં જો. ઘેર. ૬
એમ કરતાં શ્રીયમુનાતટે આવિયાં જો,
રુદન કરતાં અંગવસ્ત્ર ભીંજાવિયાં જો;
એવાં દુઃખ જોઇ નાથ ત્યાં પ્રગટ થયા જો. ઘેર. ૭
રસરાસ રમે એ નાગર નંદ તણો જો,
વ્રજવનિતાને આનંદ હવે અતિઘણો જો,
સહુસંગ મળી નૃત્ય કરે રસતણો જો. ઘેર. ૮
ચંદ્ર થાકીને પશ્ચિમમાં તો નવ ચળે જો,
એવા સુખનું તે ધ્યાન નિજજન કરે જો,
રાસલીલામાં કમલપ્રિયા ઉર ધરે જો. ઘેર. ૯

ધોળ ૬.

"ગોકુલની ગોપીરે ચાલી જલ ભરવા" એ રાગ.

શ્રીનટવરલાલને રે કે નિરખું નયનભરી,
ગુણ ગાઉં તમારારે કે નિતપ્રતિ નેમ ધરી. ૧
છો સુંદર શામળા રે કે બાલકિશોર વળી;
નંદ આંગણ ઠાડા રે, કે પગ નૂપુર ધરી, ૨
ગળે ગુંજા બિરાજે રે, કે સહજ સિંગાર કરી,
શિર પાગ ગુલાબી રે, કે ચંદ્રિકા એક ધરી. ૩

શ્રીજમુનાજીને તીરે, કે ભક્તની ભીડ ઘણી,
ગ્વાલની સંગ ખેલો રે, કે કર ગેદુંક ધરી. ૪
નિકુંજના નાયક રે, કે આનંદ ખેલ કરી;
કમલપ્રિયા ગુણ ગાયે રે, કે ચિત્ત ચરણેય ધરી. ૬

ધોળ ૭.

"શ્રીવલ્લભજી કરૂં વિનતિ" એ રાગમાં.

શ્રીનટવરમુખ નિરખું સદા, ચરણ કમળે ધરૂં ચિત્ત;
નૂતનલીલા હૃદયે ધરૂં, ગુણ ગાઉં અહર્નિશ. શ્રી. ૧
નિકુંજનાયક શ્રીનાથજી રે, મારા પ્રાણઆધાર;
મુખનિરખીચિત્તચરણેધરૂં, સ્મરણનિશદિનધરિધ્યાન.
નંદનાલાલ તમે લાડીલા રે, જસોદાના જીવનપ્રાણ;
રીંગણ ખેલે ને વ્રજસુખવિલસે, કરનવનીતમનવખાણ.
સુખસહાયક ગિરિરાજજી રે, જેનું કરીએ પૂજન;
શ્રીપાદુકાજી ધન્યધન્ય છે, જેમાં અગણિત ગુણ ગણ.
બે સખી શ્રીનટવરતણી રે, નિશદિન રહે પ્રભુ પાસ;
ભાગ્યસોહાગ સુખ શું વર્ણવું ? કહેતાં ન આવે પાર.
એ સર્વ સ્વરૂપ છે ગોહનાં રે, બિરાજે છે પ્રભુ પાસ;
શ્રીમુખની શોભા તે શી કહું ! લીલા પરમ સુખરાશ.
શ્રીવલ્લભપદ વદંન કરૂં રે, જેણે આપ્યાં અદેયપદ દાન;
નિતપ્રતિ હૃદયે રમણ કરો, કમલપ્રિયા કરે ગુણગાન.

### શ્રીનટવરલાલના ખ્યાલ.

"શ્યામરંગ સમીપે ન જાઉં" એ રાગ.

લાલરસાલ સુખકારી શ્રીનટવરલાલ રસાલ સુખ-કારી. નંદાલયમેં પ્યારો નિશદિન ડોલત, હોત હે કુંજબિહારી. ૧ એક કરમેં નવનીત બિરાજત, એક કર માટે સુભારી. શ્રી. ૨ કમલપ્રિયા ગુનગાન તિહારે, ચરનકમલપર વારી. શ્રી. ૩

રાગ ઉપરનો.

શ્રી નટવર નામ ઉચ્ચારૂં હું નિશદિન નટવરનામ ઉચ્ચારૂં. ૧ નામથકી અઘ જાય કલિનાં, આનંદમાં દિન ગાળું હું. ૨ નટવર નામ છે નિજજન પાલક, ભક્તને પ્રાણથી પ્યારૂં હું. ૩ કમલપ્રિયા ગુણગાય નિરંતર, ચરણ કમલ શિર નામું. હું ૪

"જાન દે શ્રીયમુના પાણી કન્હૈયા મોહે" એ રાગમાં.

શ્રીનટવરગુન ગાઉં નિશદિન શ્રીનટવરન ગાઉં. જો ગુન બેદપુરાન બખાને, સો સ્વરૂપ હૃદય પધરાવું. હું. ૧ જો સુખ શિવબ્રહ્માદિક દુર્લભ, સો સુખ છિનમેં પાઉં. હું. ૨ અનાથ કે નાથ પ્રભુ દીનકે બંધુ, બિન સાધન ફલ પાઉં. કમલપ્રિયા ગુન ગાય નિરંતર, ચરણ કમલ સિર નાંઉં હું. ૪

"બડો મેવા હે ટેંટી બ્રજમે" એ રાગમાં.

ઠાડો શ્રીયમુનાઘાટ શ્રીનટવર, મેં જઈ જમુના ભરન ચલીરી, સંગ સહેલી હાટરી. ૧ કરમુરલી મુખ ચટપટી બતિયાં, રોકત ટોકત બાટરી. ૨ ગગરી ફોરી મોરી બૈયાં મરોરી, મોતીનકી લર તોરી. ૩ કમલપ્રિયા પ્રભુ એસે અચગરે, ઈંડુરી જલમેં બોરી. ૪

"કહા કરૂં વૈકુંઠે જાય" એ રાગ.

મોતીનલર કયોં તોરી તુમ મેરી ? નીકે જનત હાં નંદનંદન, મત જાનો મોહે ભોરી. ૧ નંદઘર નવલખ ધેનુ દૂઝત, ખાત મહીમાંખન ચોરી; મનભાઈ મુખ બોલત બાની, ચલન દેત વ્રજ ખોરી. ૨ યુવતિબચન સુનત મનમોહન, હંસ કહી યહ મુખ મોરી મેં જાન્યો મેરી ગેંદ ચુરાઈ, લે કંચુકી બિચહોરી. ૩ યાકે બદલે લે બ્રજનારી, માલા પહેનાવું બિન દોરી; કમલપ્રિયા પ્રભુસોં પ્રીત બાઢી જેસેં ચંદ ચકોરી. ૪

ધોળ ૮.

નિશ દિન શ્રીનટવર શ્રીનટવર નામ ઉચ્ચારીએરે, ધરીએ શ્યામ સુંદરનાં ચરણકમળનું ધ્યાન. નિશદિન. ટેક.

સાખી—નટવરજી તમે નંદના; ઘણું વધાર્યું વહાલ; તમારા દરશન વિના, મારો જીવ ઘણો અકળાય કે,

વહાલા છો ઘણારે. ૧ નટવરજી તમે નાનડા મહિ માખ-ણના ચોર. માખણ કાજે નૃત્ય કર્યું, તમે એવા નંદ-કુમાર રે નટવર નાનડા.રે ૨ નટવર વહાલા છો ઘણા, તમો વિના ન સોહાય; દરશન દુર્લભ દેવને; તમે દયા કરીને રાજનગર પધારીયારે. ૩ શ્રીરઘુનાથજીએ મહા-રાજે પધરાવીયા સેવ્યા શ્રીછોટાલાલ; શ્રીવ્રજરાયજીએ સુખ આપીયાં, તેનો કહેતાં ન આવે પાર કે કહી કંઈ નવ શકું રે ૪ ડોશીવાડાની પોળમાં, આપ બિરાજે ત્યાં; વૈષ્ણવ સૌ દર્શન કરે ત્યાંતો આવે, નરને નારકે અતિ હરખે ભર્યારે. ૫ નટવર નટવર જે કહે, જે કોઇ નરને નાર; મન વાંછિત ફળ પામશે, એમ કહે છે દાસનો દાસ અતિ ઉમંગશું રે. ૬

## શ્રીવિઠ્ઠલનાથજીનાં ધોળ.

### ધોળ ૧.

શ્રીવિઠ્ઠલનાથજી વરણાગીઆ, ઓ સખી જુઓશ્રી. ૧ મોરમુગટ જેના શિરપર સોહે, તેજથી ત્રિભોવન જાગીઆ. ૨ એઉને તજીને કોઈ અવર આરાધે, એ સમાન બીજા નહિ અભાગીઆ. ૩ ચરણકમલની સેવા કરતાં, પૂરશે મનોરથ માગીઆ. ગોપાલલાલ નિત્ય શ્રીમુખ નિરખો, સુજાતિ સાથ સોહાગીઆ. ૫

## શ્રીદ્વારકાનાથજીનાં ધોળ.

### ધોળ ૧.

સખી મેં આજ દીઠા કુંજ ભવન વ્રજ ચંદ્રને, શ્રીદ્વારકાનાથજી મનોહર પ્યારા, નંદ જસોમતિ કેરા લોચન તારા, પ્રેમરસ પાય વ્રજસુંદરીને ન્યારા. સખી. ૧ સખીરે હું તો કુંજ ધામ ગઇ હતી વહેલી, ત્યાં તો બેઠાં રાધિકા પરમ અલબેલી; વાત કરે સંગે લલિતા સાહેલી. સખી. ૨ રાધા પ્યારી સજે છે શણગાર ઘણા ત્યાંહે, શ્યામ આવ્યા ખબર ન પડી પળમાંહે; નેત્ર કમલ મીચ્યાં તેથી વ્યાકુળ થાયે. સખી. ૩ પ્યારી પુછે કોણ મારાં નેત્ર મીંચે આવી, ત્યારે શ્યામે બેઉ કરે બાંસુરી બજાવી; ભુજા ચાર જોઇ મૂરત મન ભાવી. સખી. ૪ માન મૂકી મન થકી પ્રીત ઘણી કીધી, ત્યારે શ્યામે રાધા પ્યારી અંક ભરી લીધી, કૃપાની ટકાક્ષે સેન સહચરીને દીધી. સખી. ૫ કુંજ ખેલ કરે રંગ રતિ રસ પૂરા, કોક કલામાંહે નથી એકે અધુરા; પ્રેમ ઉન્મત્ત રસે બેઉ જન શૂરા. સખી. ૬ જાળ રંધ્રે જોઈ સખી મન સુખ પામી, વિનતિ કરૂં છું સદાય શિર નામી; દરશન દેજો નિજજન કેરા સ્વામી. સખી. ૭

ધોળ ૨.

ધન્ય ધન્ય શ્રીદ્વારિકાનાથજીરે, વંદુ વૈષ્ણવ જન સાથરે; તટ રાજીત મોહોલ અટારીરે, રાગસાગર અમૃત વારિરે. ૧ મહાભાગ્ય મેવાડો દેશરે, જ્યાં પ્રીતે કર્યો પ્રવેશરે, ધન્ય ધન્ય તે કાંકરોલી ગામરે, મારે વાહાલે કર્યો વિશ્રામરે. ૨ મુક્તિ અધિક પુરી મહારાજરે, સદા વૈષ્ણવ જનને કાજરે; અમરાપુરી એ થકી લાજેરે, પ્રભુ પુષ્ટિ પ્રકાશ બિરાજેરે. ૩ પરથાર અનૂપમ દીસેરે, જોતાં વૈષ્ણવનાં મન હર્ષેરે; ચોક ચંદરવા ઘણું શોભેરે, જોતાં વૈષ્ણવનાં મન લોભેરે. ૪ નિજ મંદિરની શોભાયરે, તેતો મુખે કહી નવ જાયરે; હીરા હેમ જડાવની જાળીરે, કુંજ રાજીત પુંજ શાળીરે. ૫ હીમ આસને હીરા ઝળકેરે, મુક્તાફળ ચોદિશાએ લળકેરે; દીધું દરશન શ્રીદ્વારિકાધીશરે, એ તો સકળ ભુવનના ઇશરે. ૬ મેઘવર્ણ મનોહર અંગેરે, જોતાં લાજે છે લક્ષ અનંગરે; બેઉ પાસે શ્રીગુસાંઇજી ઉભારે, રૂપ ચારની એકજ શોભારે. ૭ શ્રીવિઠ્ઠલ રૂપનિધાનરે, શોભા કોટિક કામ સમાનરે; ગુણવંત શ્રીગોકુળનાથરે; શ્રીવ્રજભૂષણલાલજી સાથરે. ૮ જોતાં નયણાં તૃપ્ત ન થાયરે; રૂપ અધિક શોભાયરે; બહુ જીવને ઉદ્ધારવા કાજેરે,

તેણું રૂપ ધર્યું મહારાજરે. ૯ સુખસિંધુ હરિએ વિનોદરે, જોતાં ઉપજે મહા મન મોદરે; ધરૂં ચરણકમલની આશરે, ગાય નિરભે પ્રભુદાસરે. ૧૦

ધોળ ૩.

કાંકરોલી રાયસાગરને તીર કે વસે મારો વહાલ-મોરે લોલ; દરશન દે છે દીનદયાળ કે, શ્રીદ્વારકાનાથ-જીરે લોલ, ૧ સાથે વ્રજવાસીની ભીડ કે, મંદિર સોહામણાંરે લોલ; સેવા કરે શ્રીગોકુલનાથ કે, સંસારીને તારવારે લોલ. ૨ વહાલો મહારો પ્રાત સવારે નહાય કે; પ્રભુની કરે આરતીરે લોલ; આડે દરશન દે છે નાથ સેવકને કારણેરે લોલ. ૩ સન્મુખ રહે છે શ્રીગોકુલનાથ કે. શ્રીદ્વારકાધીશનેરે લોલ. જળહળ તેજ તણો અંબાર કે, જોતાં સુખ પામીએરે લોલ; બહુ સંપતણી અતિ પ્રીત કે, સારસ થાકીએરે લોલ. ક્ષણ ક્ષણ ધરિયા નવલા રંગ કે, બાનક બેહુનેરે લોલ; ૫ ધન્ય ધન્ય આ ભરતખંડ કે, ભાગ્ય ભૂમિ તણાંરે લોલ, માયાવાદી કીધા ત્યાગ કે, ભાર ઉતારીયોરે લોલ: ૬ સુરનર બોલે જયજયકાર કે, દુંદુભિ ગડગડેરે લોલ. ધન્ય ધન્ય નરનારીનો દેહ કે, જેણે એહને ઓળખ્યારે લોલ; ૭ એવા પ્રભુજી

નિરખો નિત્ય કે બીજો કોઇ નથીરે લોલ; દાસ મનોહર નાચે ગાય કે, નિરભય થકીરે લોલ. ૮

ધોળ ૪.

શ્રીકાંકરોલી ગામનારે વાસી, તેં તો વહાલા મુજને કીધી દાસી. ૧ પૂર્વ જન્મનારે પ્રીતે, એ રસ માણું રંગ રીતે, નિર્ભય થઇનેરે નાચું, જ્યારે વ્રજભૂષણજીને જાચું. ૨ એ વિના સર્વેરે કાચું, નિગમ કહે છે એ છે સાચું; દયા કરી છે રે દયાળે, કૃપા કરીને પ્રભુ જીવપર ભાળે. ૩ મહાસુખ પામ્યાંરે જોતાં, હવે મારાં ભટકણુ ભાગ્યાં ગોથાં; તર્યાનું ટકાણું રે એ છે, દાસ મનોહર નિરખી કહે છે. ૪

ધોળ ૫.

ધન્ય કાંકરોલી ગામરે, વહાલો વસે વ્રજના ધણીરે. ૧
ધન્ય કાંકરોલી ગામરે, શ્રીદ્વારકાનાથની શોભા ઘણીરે. ૨
ધન્ય કાંકરોલી ગામરે, પુરૂષોત્તમ સેવા કરેરે. ૩
ધન્ય કાંકરોલી ગામરે, રળીયામણો રાયસાગરરે;
ધન્ય કાંકરોલી ગામરે, દુનિયાં દરશન જાય છે રે. ૪
ધન્ય કાંકરોલી ગામરે, માનિનિ મંગલ ગાય છે રે;
ધન્ય કાંકરોલી ગામરે, આનંદ ઓચ્છવ થાય છે રે. ૫

ધન્ય કાંકરોલી ગામરે, જે જીવ શરણે જાય છે રે;
ધન્ય કાંકરોલી ગામરે, માધવદાસ ગુંજી ગાય છે રે. ૬

ઘોળ ૬.

બહેની ચાલો જોઇએ દ્વારકાના ઇશનેરે. ચરણકમળ ઉપર ધરીયે જઈ શીશનેરે. ૧ નખ રત્ન કિરણ ભૂષણ થાશે એહનેરે, સેવા કરી સફળ કરીયે આ દેહનેરે. ૨ વિરહતાપતપ્ત ભક્ત હૃદય સદ્મનેરે, શીતળ કરવા ધર્યું હસ્તમાંહે પદ્મનેરે. ૩ ગદા સદા ધરી દુષ્ટને વિદારવારે, ગદાક્રાંત ભક્ત ત્રિવિધ દુઃખ હારવારે. ૪ હૃદય તિમિર નિકર ટાળવાને પ્રેમથીરે, હસ્ત સુદર્શન ધર્યું છે ચક્ર નેમથીરે. ૫ દૈવી જીવ વૃંદ પંક અંક ગંજવારે, ધર્યો અંબુ તત્ર કંબુ હસ્ત કંજમાંરે. ૬ દેવા ચાર તે પુમર્થ પુષ્ટિમાર્ગનારે, ધર્યા હસ્ત ચાર મેઘ અભય વૃષ્ટિનારે. ૭ હસ્ત ચરણ નેત્ર શોભા લેવા જળ વિષેરે, પદ્મ પુંજ કંઠ મગ્ન તપે જલ મિષેરે. ૮ જાનુ જંઘ યુગલ શોભા કહેતાં કેમ બનેરે, ચિત્ત વિવશ થઈ શોભા સુધામાં સનેરે. ૯ ચતુર્વદન જનન સદન નાભિ હૃદ તણીરે, શોભા શી કહું એવી બુદ્ધિ મહારી શું ઘણીરે. ૧૦ શિંગાર રસ તરંગિણી તરંગ નિર્તતીરે, સુંદર ઉદર ત્રિવલી છે એવી મારી

મતિરે. ૧૧ હૃદયકમળ તો ગંભીર દેખીને રમારે, કાંત વદન જોવા વાસ કીધો જેહમાંરે. ૧૨ એવું ઇંદ્ર નીલ વિમલ વક્ષસ્થળ લસેરે. કંઠે કૌસ્તુભ મણિ કરુણાંકુર જેવો વસેરે. ૧૩ શ્યામ ચિબુક વિશદ વજ્ર તો એવો કહુંરે, ઇંદીવર ઉપર બેઠા છે કવિ દ્યુતિ બહુરે. ૧૪ વિદ્રુમ અધર કાંતિ દંતપક્તિ તો ધરેરે, દાડિમ બીજ ઉપમા પૂરણ ત્યારે તે કરેરે. ૧૫ સુંદર નાસા પાસે મુક્તા મણિ એમ લખેરે, કીર હંસ અસૂયાથી મુક્તાને ભખેરે. ૧૬ કુટિલ નિશિત અસિત ભ્રુકુટિના ભંગનીરે, ઉપમા બની મુખ્ય રસ વિપુલ તરંગનીરે. ૧૭ વિવિધ રત્ન જડિત કિરીટ મુગટની છટારે, જાણે ચંદ્ર ઉપર કોટિ મિહિરની ઘટારે. ૧૮ નિજ ભક્ત ચિત્ત ચંચળા લપટી રહીરે, વિમલ પીતાંબરની શોભા તો એવી થઇરે. ૧૯ નાના રત્નના આકલ્પ શ્યામલ અંગમાં, જાણે તારા લસે સ્વચ્છ અંબર સંગમાંરે. ૨૦ એવા સુંદર બાલકૃષ્ણજીના લાડીલારે, દેખી ક્ષીણ થઇ કલા પતિની કળારે. ૨૧ સાથે રાધા સદા યમુનાજીના રૂપથીરે, થયા બેય એવા જાણે રસ ભૂપતિરે. ૨૨ જીવન પ્રાણ વ્રજસુંદરીના એ હરિરે, એની ચાલ જોઇ લજાયા મોટા કરીરે. ૨૩ એની સેવા કરે સદા

ભક્તિ ભાવથીરે, શ્રીપુરુષોત્તમજી નિત્ય નવા ચહાવ-
થીરે. ૨૪ ધન્ય કાંકરોલી ગામ તીર છે જેહનુંરે.
રાયસાગર ઘણું મિષ્ટ નીર છે તેહનુંરે. ૨૫ દાસ કહે
મને નિજ જાણીને તારજોરે, મારા કોટિ કોટિ દોષ
તમે વારજોરે. ૨૬

ધોળ ૫.

શ્રીદ્વારકાનાથજી દયાનિધિ સોહાગી મારે શ્રી
દ્વારકાનાથજી ૧ શ્રીમહાપ્રભુએ સોંપેલી દૈવી સૃષ્ટિને
અંતરંગ પોતે માની લીધી. ૨ વેદ સરખા જેહના ભેદ
ન જાણે, તો આપણે શું જાણીએ સેવા વિધિ? ૩ કાંક-
રોલી ગામ રૂડા રાયસાગર છે, દયાનિધિએ ત્યાં દયા
કીધી, ૪ લાલાલહેરી પર કરુણા કરીને ચરણકમળની
સેવા દીધી. ૫.

શ્રીદ્વારિકાધીશની ગાદના શ્રીબાલકૃષ્ણજીનું ધોળ.

ધોળ ૧.

બાલુડા બાલકૃષ્ણ જોઇને, આ મન મોહ્યું બાલુડા.
આજ ગઈ હતી નંદ ભવનમાં, સુધ બુધ સાન આવી
ખોઇને. ૧ રાત દિવસ મને રટણ લાગ્યું એનું, કહેવાતું
નથી દુઃખ કોઇને. ખાન પાન ગાન તાન કશું નથી
ગમતું ઘરમાં ફરૂં છું ઘેલી હોઇને. ૩ લાલાલહેરીને
ઘણી થઈ છે આતુરતા, દર્શન વિના રહું રોઇને. ૪

ધોળ ૨.

એ। જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીયે-એ રાગમાં.

મણિમય ભૂમિ મહાવનમાં શ્રીજશોદાજી ઘર સોહે. ટેક.શ્રીબાલકૃષ્ણજી ખેલે છે,માખણ મીશ્રી મુખ મેલે છે. એવી બાલલીલા રસ રેલે છે. મણિમય. ૧ હળવે હળવે ઘુટ્ઠરન ચાલે, પ્રતિબિંબ જોઇને તે ઝાલે; એવાં અદ્ભુત સુખ જનનિને આલે. મણિમય. ૨ નૂપુર કટિ કીંકિણી વાજે છે, શબ્દ સુણીને રતિપતિ લાજે છે; એવી ઉપમા નંદ ઘેર છાજે છે. મણિમય. ૩ ઝગુલી ટોપી અંગે ઓપી, મુખ શોભા જોઈ રહ્યાં ગોપી; તેણે કુલ મરજાદા સહુ લોપી. મણિમય. ૪ વહાલો રત્નજટિત ઝુલે પલના, ઝુલાવે સૌ વ્રજની લલના; મુખ જોયા વિના ન પડે કલના. મણિમય. ૫ વહાલે શકટ પૂતનાને મારી. સ્તન પાન કરીને તે તારી; એ છબિ પર નિજજન બલિહારી. મણિમય. ૬

શ્રી ગોકુલનાથજીનું ધોળ.

શ્રીગોકુલનાથ સોહામણા, સોહાગી મહારે શ્રી. જે જન એમની ભક્તિ કરે છે, તાપ મટાવે છે તે તણા. ૧ શિવ બ્રહ્માદિક પાર ન પામે, શેષ સહસ્ર ધરે ફણા. ૨

દેવના રે દુર્લભ તે થયા છે સુલભ, ભાગ્ય ખુલ્યાં છે આપણાં. ૩ નખશિખ સુંદર રૂપ એમનું નિરખો, શોભા વિષે કાંઇ નથી મણા. ૪ ગોપાલલાલ શ્રીગોવર્દ્ધનધારી, વારંવાર લેઉં એઉનાં ભામણાં. ૫

### શ્રીગોકુલચંદ્રમાજીનાં ધોળ.

#### ધોળ ૧.

ગોકુલચંદ્રમાજીને ગાઇએ, સાહેલી આવો ગોકુલ. કામવન વસી વહાલો કામના પૂરે છે, દર્શન કરીને સુખ પાઇએ. લૌકિક લાજ સહુ વેગળી મૂકીને, શરણે રહીને સુખી થઇએ. ૨ અનંતબ્રહ્માંડના પતિને વરીને, અખંડ સોહાગી કહાઇએ. ૩ લાલાલહેરી એ પ્રાણુ-જીવનની, સેવા કરીને હરખાઇએ. ૪

#### ધોળ ૨.

શ્રીગોકુલચંદ્ર લાગો છો વહાલા, મોહીરે જોઈ નેન તણા ચાળા. વહાલારે તાહારી નેનકટારી વાંકી, તે તો મારે કાળજડે દાખી. ૧ ચરણરજ કેરી હું અભિલાખી, દીજેરે મને લલિત ત્રિભંગી ઝાંખી. ૨ ચરણ કટિ ગ્રીવા નમિત કીધાં, કારણ રસદાન ભક્તને દીધાં. ૩ આપ વિના કરુણા તે કોણ કરે ? હાલારે પાત્ર માંહેરે

રસ ભરે, ચરણ દર્શન મરજાદા લોપી, તેથીરે મન સ્થિર થયાં ગોપી. ૫ પીતાંબર ફરકે છે સારૂં, ચોર્યુંરે ચિત્ત પ્રાણપતિ માહારૂં. ૬ ચરણલગી પરસી છે વન-માળા, કામણગારા દીસો છો નંદલાલા. ૭ ચરણ નખ ચંદ્ર પ્રકાશ જોઈ, તેજેરે તેને મદન રહ્યો મોહી. ૮ નૂપુર ધ્રુનિ તાન સહિત વાગે, નાદ સુણી કામદેવ જાગે. ૯ સૂથન કટિ કાછના છે ભારી, મુગટની લટક પર જાઉં વારી. ૧૦ વરણવ્યું સ્વરૂપ સૂક્ષ્મ રીતે, કરો કૃપા ગાઉં પૂરણ પ્રીતે ૧૧ સદા રસ રાસ મધ્યે રમતા એ તો પ્રભુ નિજજનને ગમતા. ૧૨.

### શ્રીમદનમોહનજીનાં ધોળ.

#### ધોળ ૧.

મદનમોહન પ્રભુ મન વસ્યા, સાહેલી મારે. જમુના કિનારે જળ ભરવાને ગઈતી, મુજને દેખીને આવ્યા ધસ્યા. ૧ આગળ આવીને મારો અંચલ પકડયો, મુખ મલકાવી મધુરૂં હસ્યા. ૨ નણંદ હત્યારી મારે સંગ હતી તેથી, આંખ મેં બતાવી તોયે ના ખસ્યા. ૩ લાલા લહેરી એ શિવબ્રહ્માને દુર્લભ, વ્રજ ગોપીના પ્રેમમાં ફસ્યા. ૪

# શ્રીમહાપ્રભુજીનાં ધોળ.

પદ ૧.

શ્રીસર્વોત્તમ જપ નિત્ય કરના હો. (૨) સકલ શાસ્ત્રકો સાર યહી હે, ત્રિવિધ તાપ સબ અઘ હરના હો. ૧ પુષ્ટિ પદાર્થ યાહીતેં પૈયત, યાહીતેં ભવસાગર તરના હો; રંગીલે ત્રિકમ પ્રિય જાકિં બલિહારી. કાલદંડસે ના ડરના હો. ૨

પદ ૨.

કરીયે શ્રીસર્વોત્તમ રસપાન. પ્રસંસા કર સકે કોન કવિ એસો, શ્રીમુખ કરત વખાન. કરીયે શ્રી. ૧ અતિશે કરુણા કરી યા કલિમેં, દીયો દૈવી જીવનકો દાન; એક એક અક્ષર હે અધરામૃત, ગુપ્ત રહસ્ય ગુનગાન કરીયે શ્રી. ૨ અર્ધ નિમેષ વિલંબ ન કરીયે, રૈન દિવસ આઠો જામ; રસિક પ્રિતમ જાકે રંગ રંગ્યો, સો હે ભક્ત નિધાન. કરીયે શ્રી. ૩

શ્રીસર્વોત્તમનું ધોળ ૩.

ભલે પ્રગટ્યા શ્રીવલ્લભદેવ શ્રીપુરુષોત્તમ ભૂતલ ફરીજી॥ નહીં પ્રાકૃત ધર્મનો લેશ અપ્રાકૃત નિજ વપુ ધરીજી॥૧॥ કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી॥ મહા કલિકાલાદિક દોષ પંડિતની દૃષ્ટિ તિમિર ભરીજી॥

મહિમા નવ જાણે જેહ તે કહિયે ખરા સુરઅરિજી ॥
વહાલે દયા કરી મુખરૂખ નિજલીલા પ્રગટ કરીજી ॥
જેની વાણી અતિ દુર્બોધ થાયે સુબોધ જેણે કરીજી ॥
જેના અષ્ટોત્તરશત નામ તે કહિયે મહા અઘ હરીજી ॥
જેના ઋષિવર અગ્નિકુમાર જગતિ છંદ નામે ધરીજી ॥
શ્રીકૃષ્ણ કમલમુખ દેવ બીજ દૃષ્ટિ કરુણા ભરીજી ॥
જેની ભક્તિમાં અંતરાય તે નાશનું પ્રયોજન સહિજી ॥
આપે અધરામૃતની સિદ્ધિ તે મધ્યે નિશ્ચે કરીજી ॥

વ્હાલો આનંદ પરમાનંદ કહેવાય ॥ શ્રીકૃષ્ણ કમલમુખ કૃપાનિધિ થાય ॥ વ્હાલો દૈવી ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય ॥ જેનાં સ્મરણમાત્રથી આરતિ જાય ॥ શ્રીભાગવતગૂઢાર્થ પ્રકટાય ॥ સાકાર બ્રહ્મનો વાદ સ્થપાય ॥ વેદપારગ ચૌદ ભવન કહેવાય ॥ માયાવાદ નિરાકૃત સહુ મિલી ગાય ॥ સર્વ વાદી નિરાસ કીધા તે લખાય ॥ ભક્તિમારગ સરસ કમલ વિકસાય ॥ સ્ત્રીશૂદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ ॥ જેના સાધનબલથી ન થાય અર્થ ॥ અંગીકાર માત્રથી સર્વસ્વકીય॥ કીધા શ્રીગોપીજનપતિને પ્રિય ॥ અંગીકાર કરે મર્યાદાનુસાર ॥ મહા કરુણાવંત સમર્થ અપાર ॥ વ્હાલો અદેય દાન દેવાને ચતુર ॥ મહા ઉદાર ચરિત્ર કરે ભરપૂર ॥ લીલા દેખાડી પ્રાકૃ-

તની જેહ ॥ તે મિષે મોહ્યા સુરરિપુ તેહ ॥ વૈશ્વાનર શ્રીવલ્લભ છે નામ ॥ વ્હાલો સુંદરરૂપ સ્વજન હિત-કામ ॥ કૃષ્ણ ભક્તિ કરે જન શિક્ષા કાજ ॥ આપે અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ ॥ સર્વ લક્ષણથી સંપન્ન વિવેક ॥ શ્રીકૃષ્ણજ્ઞાનદાતા ગુરુ એક ॥ પોતાના આનંદ થકી બહુ પુષ્ટ ॥ એનાં કમલ પત્રસેં નેત્ર સંતુષ્ટ ॥ કૃપાદૃષ્ટિની વૃષ્ટિથી હરખ્યાં મન ॥ તે દાસદાસી પ્રિય પતિ અન-ન્ય ॥ રોષદૃષ્ટિ કરે ભક્તશત્રુ પ્રજાળ ॥ ભક્ત સેવંતાં સુખ સેવા રસાળ ॥ જીરે ભક્તિ વિના નહીં સેવા સાધ્ય ॥ તે કારણથી કહીએ દુરારાધ્ય ॥ જેનાં ચરણ સરોજ દુર્લભ દર્શાય ॥ તેના ઉગ્રપ્રતાપ ત્રૈલોક કહે-વાય ॥ વચનામૃત કરી પૂર્યા સેવકના અર્થ ॥ શ્રીભાગ-વત અમૃત મથન સમર્થ ॥ તેનો સાર કહિયે વ્રજ-સુંદરીનો ભાવ ॥ તેણે પરિપૂરણ છે દેહ ભરાવ ॥ સાંનિ-ધ્યથી દાન કરે કૃષ્ણ પ્રેમ ॥ ભક્તિ મુક્તિ દેવાનું એહને નેમ ॥ એક રાસલીલામાં તેમનું તાન ॥ પ્રભુ કૃપા કરીને કરે કથા દાન ॥ વ્હાલો વિરહના અનુભવને હિત કાજ ॥ સર્વ ત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ ॥ ઉપદેશ કર્યો ભક્તિમાર્ગ આચાર ॥ લોકમાંહિ કર્યો કર્મમાર્ગ પ્રચાર ॥ વેદશાસ્ત્ર કહ્યાં યજ્ઞાદિક દાન ॥ તેનું ફલ

મર્યાદાભક્તિનું દાન ॥ પ્રભુ પૂર્ણાનંદ છે પૂરણ કામ ॥ સરસ્વતીના પતિ દેવ ઇશ અભિરામ ॥ વ્હાલે સહસ્ર કહ્યાં પુરુષોત્તમ નામ ॥ નિજ જનને આશ્રયનું છે ધામ ॥ ભક્તિમાર્ગની રીતે કરવા ઉપદેશ ॥ બહુ ગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ ॥ જેને પામવાને છોડ્યા પ્રાણથી પ્રિયે ॥ એવા ભક્ત સમાજ બિરાજે શ્રીયે ॥ આપ સાધન કરે નિજદાસને કાજ ॥ એવા સમર્થ શ્રીવલ્લભ મહારાજ ॥ કરવા ભક્તિપ્રચારજ ભૂતલ-માંહી ॥ વંશ કીધા પિતા થઇને ગ્રહી બાંહી ॥ સર્વ સામર્થ્ય ધર્યું પોતાને વંશ ॥ ગર્વ દૂર કરી ટાળ્યો સંશયનો અંશ ॥ પ્રભુ પતિવ્રતાના પતિ સાક્ષાત ॥ કરે ઇહલોક પરલોક દાન વિખ્યાત ॥ જેના અંતઃકરણ છે ગૂઢ વિચાર ॥ અંગીકૃતને જણાવ્યો મનનો વિચાર ॥ ઉપાસનાદિક માર્ગ જે અન્ય ॥ તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય ॥ કર્યો નિશ્ચય જે ભક્તિ સર્વથી વિશેષ ॥ કીધો શરણમાર્ગનો જુજવો ઉપદેશ ॥ શ્રીકૃષ્ણના મનની જાણે વાત ॥ લીલા કુંજવિહારી પરિપૂરણ ગાત્ર ॥ કથારસમગ્ન સદા છે ચિત્ત ॥ વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત ॥ પ્રિય છે ઘણું વ્રજને વ્રજનો વાસ ॥ કરે પુષ્ટિલીલા એકાંત વિલાસ ॥ કરે ભક્તેચ્છા

પરિપૂરણ દાન ॥ નહિ નિજ લીલાનું કોઇને જ્ઞાન ॥ અતિ મોહિત જેનું શીલ ઘણું ॥ નહિ લોકવિષે આસક્તિ અણુ ॥ નિજ ભક્તિ વિષે આસક્તિ છે એક ॥ પ્રભુ પાવન કીધા પતિત અનેક ॥ જે કરે પોતાના ગુણનું ગાન ॥ તેના હૃદયકમલ રહેવાનું સ્થાન ॥ નિજ યશરૂપી અમૃત લહરી ॥ તેથી ભીંજવી સર્વરસ વાસના હરી ॥ પ્રભુ પોતે સર્વથકી છે પર ॥ ન કરે તુલ્યતા કોઈ અવર ॥ લીલારસ અમૃત તરંગ બહુ ॥ ભીંજવ્યા છે ભક્તશરીર સહુ ॥ રુચિ આપે ગોવર્ધન ગિરિ વાસ ॥ તે લીલામાં છે અતિશય ઉલ્લાસ ॥ કરે યજ્ઞ ભોગ ને યજ્ઞ કર્મ ॥ આપે અર્થ કામ ને મોક્ષ ધર્મ ॥ પ્રભુ સત્ય વચન છે ત્રિગુણાતીત ॥ નીતિ ચતુરાઇ છે અતિ અગણિત ॥ કરવા પોતા કીર્તિ પ્રકાશ ॥ કર્યું વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય ॥ અતિતુચ્છ તૂલ જે માયાવાદ ॥ કરી ભસ્માગ્નિ સ્થાપ્યો બ્રહ્મવાદ ॥ અપ્રાકૃત ભૂષણની અતિ કાંતિ ॥ હસતાં મુખ શોભે છે બહુ ભાંતિ ॥ પ્રભુ ત્રણ લોકના ભૂષણ સાર ॥ પ્રકટ્યા ધરણીનું ભાગ્ય અપાર ॥ પ્રભુ સુંદરતા છે અતિ અનૂપ ॥ કેમ વર્ણન કરી શકું એ રૂપ ? સૌ માગે છે પોતાના જન ॥ ચરણારવિન્દની રજ જે ધન્ય ॥ એ

કહ્યાં એકસો ને આઠે નામ ॥ શ્રીવલ્લભ આનંદનું છે ધામ ॥વલણ॥ જે કોઇ સિદ્ધિ કરી નિત્ય ગાય રે ॥ તેનું મન પેહેલું સ્થિર થાય રે ॥ અધરામૃતની સિદ્ધિ પામે રે ॥ તેમાં સંશયનું નહિ નામ રે ॥ એ પામ્યા વિના મોક્ષ છે હીન રે ॥ તેના ફળમાં મુકિત છે લીન રે ॥ તેથી સર્વોત્તમ જપ કરવો રે ॥ શ્રીકૃષ્ણ રસે મન ભરવો રે ॥ શ્રીવિઠ્ઠલ ઉચ્ચરિત એ નામ રે ॥ જે ગાય પૂરે તેનાં કામ રે ॥ તેનો જન્મ સફળ કરી લેખે રે ॥ શ્રીવ-જભૂષણનાં સુખ દેખે રે ॥

ધોળ ૪.

શ્રીલક્ષ્મણસુતને હું નમું ને કરૂં તે પ્રણામ;
વાણી તે મુજને આપજો, જેમ ગાઉં જશ વિસ્તાર. ૧
મનમાં તે આનંદ અતિ ઘણો, મુખડે કહ્યો નવ જાય;
કૃપા હોય જો તમ તણી તો દાસ કાંઇક ગાય. ૨
શ્રીલક્ષ્મણભટ્ટજી તાત એમના, શ્રીઇલ્લંમાજી માત;
પ્રકટ લીલા તમ તણી, સાંભળો કહું એક વાત. ૩
શ્રીલક્ષ્મણભટ્ટજીના સ્વપ્નામાં, શ્રીજી પધાર્યા ઘેર;
વિશ્વાધાર તમ ઘેર પ્રગટશે, તેની કરજો પેર. ૪
કાશીએ જાઓ વેગે કરી, શ્રીઇલ્લંમાજી લેજો સાથ;
પૂર્ણ પુરૂષોત્તમ પ્રગટશે, માર્ગમાં એ નાથ. ૫

સાત વર્ષ અહીંયાં રહો, તોયે ન પ્રગટ થાય;
ગર્ભવંતાં દુઃખ પામશો, શ્રીઇલંમાજી માય. ૬
વચન લઇ માથે ચડાવ્યું, પ્રભુ તમે કહો છો સત્ય;
તમારૂં કહેવું સત્ય છે, અમારે ચાલવું નિરધાર. ૭
ત્યાંથી વહાલોજી પધારીયા, માળા તે આપી બે;
એક કંઠી કંઠ ધરી, બીજી જપ કરવાની જેહ. ૮
ભક્તિ સુંદરીને ભાવ રૂપી, મણિ એકસોને આઠ;
એ માળા નિત્ય ફેરવવી, ગ્રંથનો કરવો પાઠ. ૯
ઉપરણો શ્રીઅંગનો, શ્રીજીએ આપ્યો સાર;
તે વસ્ત્ર લઈ ઓઢાડજો, બાલકને વળી ત્યાંય. ૧૦
નેત્ર ઉઘાડીને જોયું, દીઠાં વસ્ત્ર અમૂલ્ય;
સ્વપ્ન અમારૂં સત્ય છે, હવે ચાલવું નિરધાર. ૧૧
ત્યાંથી પ્રભુજી પધારીયા, ચંપારણ્ય રહ્યું ગાઉ ચાર;
રાતે રસોઈ ત્યાં કરી, મનમાં કરી વિચાર. ૧૨
શ્રીકૃષ્ણજી ને શ્રીપ્રિયાજી બેઉ સુંદરી સૌ સાથ;
બેઉને દર્શન આપીયાં, મળ્યાં સ્વપ્નમાં એ નાથ. ૧૩
તંબોળ લઈ શ્રીપ્રિયાજીએ આપ્યું, જન્મ ઘુંટી બાળ;
રસના વાળશે તે તણી, બીજી વાણી તણો નહિ પાર. ૧૪
પ્રાકટ્ય શ્રીવલ્લભદેવનું, આનંદ કહ્યો નવ જાય;
દેવલોક દુંદુભિ વાગીયાં, પુષ્પની વૃષ્ટિ થાય. ૧૫

પ્રકટ થઈ પરાક્રમ કીધાં, વળી આનંદ છે અપાર;
નામ નિવેદન આપીને, કર્યો પુષ્ટિ અંગીકાર. ૧૬
સેવા વિવિધ કરી શીખવી, ભક્તની પૂરી આશ;
જુગજુગ જીવો મારા વહાલમા, બલિહારી તે માધવદાસ.

ધોળ ૫.

શ્રીલક્ષ્મણઘેર આજરે વધામણાં; પ્રકટયા શ્રીવલ્લભરાયરે, સૈયર સૌ દીજીયે વધામણાં. ૧ પ્રથમ શ્રીનંદ ઘેર પ્રકટીયા વધામણાં, દ્વિતીયે દ્વિજવર અવતાર રે. સૈયર. ૨ પદરસેં પાંત્રીશ સંવતે વધામણાં, મધ્યાહ્ન સમે સુખ રાસ રે. સૈયર. ૩ વૈશાખ વદી એકાદશી વધામણાં, શુભ નક્ષત્ર શુભ વાર રે. સૈયર ૪ ચંપારણ્ય સોહામણાં વધામણાં, અગ્નિનો કુંડ ધન્ય ધન્ય રે. સૈયર. ૫ બાલ સ્વરૂપ મધ્ય કુંડમાં વધામણાં, ચરણ અંગુષ્ઠ મુખ માંય રે. સૈયર. ૬ દેવનાં તે દુંદુભિ વાગીયાં વધામણાં, પુષ્પની વૃષ્ટિ થાય રે. સૈયર. ૭ માતે દીધા તાનના ઉછંગમાં વધામણાં, વર્ત્યો છે જય જયકાર રે. સૈયર. ૮ શ્રીલક્ષ્મણ તાત આનંદીયા વધામણાં, હરખ્યાં શ્રીઇલંમાજી માત રે. સૈયર. ૯ ધાઇને તે નંદ ઘેર આવીયાં વધામણાં, નાળ વધેરવાને કાજ રે. સૈયર. ૧૦ માઇને તે પુત્ર લીધા ગોદમાં વધા-

મણાં, મુખ ચુંબન છૂટી દૂધ ધાર રે. સૈયર. ૧૧ શ્રીજીનો કેસરી ઉપરણો વધામણાં, કંઠી ને ચર્વિત ઓગાળ રે. સૈયર. ૧૨ રત્ન જડિત કેરે પાલણે વધામણાં, ઝુલાવે શ્રીઇલિંમાજી માત રે. સૈયર ૧૩ આનન્દે જશોદાજી આવીયાં વધામણાં, ગોપી ગ્વાલ સકલ સમાજ રે. સૈયર. ૧૪ એક નાચેને ફરે ફુદડી વધામણાં, ગોરસની મચીયેલ કીચ રે. સૈયર. ૧૫ એક ગાયેને સર્વે ઝીલતાં વધામણાં, મંગલ વધાઇ રસાલ રે. સૈયર. ૧૬ કદલીના સ્તંભ રોપાવીયા વધામણાં, તોરણ બાંધ્યાં છે દ્વારરે. સૈયર. ૧૭ મોતીના ચોક પુરાવીયા વધામણાં, કુંકમ કેસર સાર રે. સૈયર. ૧૮ નામકરણ ગર્ગમુનિએ કર્યાં વધામણાં, શ્રીવલ્લભ આચાર્ય સુખરાશરે. સૈયર ૧૯ નામસમર્પણ આપીયાં વધામણાં, કર ગ્રહી સોંપ્યા છે નિજ નાથરે. સૈયર. ૨૦ ગૂઢ સ્વરૂપે નિજ સ્વામિની વધામણાં, નર દેહ ધરી છે અમ કાજરે. સૈયર. ૨૧ અંગીકૃત જન સર્વે જાણશે વધામણાં, વિમુખને એ રસ દૂર રે. સૈયર. ૨૨ અમૃત કલ્પ વૃક્ષ દ્રુમ ફલ્યો વધામણાં, શાખા પત્ર ફળ રસ રૂપરે, સૈયર. ૨૩ આપ સેવેને સેવા શિખવે વધામણાં. શૃંગાર ભોગ પ્રકાર રે. સૈયર. ૨૪ આપ ચરણ રજ

કિંકરી વધામણાં, જન્મોજન્મની હાસ રે. સૈયર. ૨૫
ગાય શિખે સુણે સાંભળે વધામણાં, હજો શ્રીવ્રજમાં વાસ રે. સૈયર. ૨૬

ધોળ ૬.

શ્રીલક્ષ્મણભટ્ટજીનું ધામરે, દીસે અતિ સુખકારી;
કાકરખંભાગામરે, તે ઉપર જાઉં વારી. ૧
છે તૈલંગા બ્રાહ્મણરે, મહાયુગ પવિત્ર જાણો;
એમનાં કુલ મધ્યેરે, શ્રીવલ્લભ પ્રકટયા ગણો. ૨
શ્રીવલ્લભ ગુણ ગાઉંરે, આનંદ પ્રેમ ભરી;
શ્રીહરિના મુખથીરે, કે પ્રગટ્યા દેહ ધરી. ૩
તૈલંગકુલમંડનરે, શ્રીલક્ષ્મણ તાત સહી;
શેશનાગ સરીખારે, જેને મુખ સહસ્ત્ર ફણી. ૪
તે તો પાર ન પામેરે, લીલારસસિંધુ તણી;
અગ્નિ કુંડ પ્રગટયારે, તે લીલા ન જાય કહી. ૫
અગ્નિમધ્યે રમતારે, માતાજીએ દીઠા જ્યારે;
એ છે સુત મહારારે, ધાઇને આવ્યાં ત્યારે. ૬
અગ્નિએ માર્ગ દીધોરે, માતાજીને આવ્યાં જાણી;
બેઉ કર સાહીરે, કુંવરને લીધા તેડી. ૭
અમરાપતિ જુએરે, રત્ન વૈમાન ચડી;
દેવ દુંદુભિ વાજેરે, ચહુંદિશ લાગા ઝડી. ૮

સુંદર વનિતા સહુકો રે, જોવાને આવ્યાં મળી;
અંજલિ ભરી ભરીનેરે, કે પુષ્પની વૃષ્ટિ કરી.　　૯
સેવક સુખ સારૂરે, કે કરુણાસિંધુ ભરી;
ફરી વ્રજ પ્રગટયારે, કે દ્વિજ વર રૂપ ધરી.　　૧૦
એ શોભા જોઇનેરે, કહે હરિદાસ ફરી;
વ્રજમાં વાસ આપજોરે, કે વિનતિ ચિત્ત ધરી.　　૧૧

ધોળ ૭.

જીરે વૈશાખ વદી એકાદશી રે જીરે શ્રીવલ્લભજી પધરાવ્યાની જોરરે; શ્રીલક્ષ્મણભટ્ટ ઘેર સોહલોજી. ૧ જીરે શ્રીએલંમાજીએ મનમાં વિચારીયું રે, જીરે સુતને પધરાવીએ ઘેરરે; જીરે અગ્નિકુંડે માર્ગજ આપીયોરે, જીરે બેઉ સ્તને વહે છે પયની ધારરે, ૩ જીરે નિજજન સર્વે ઉદ્ધારવારે, જીરે ભક્તિનો કીધો ઉપદેશ રે; ૪ જીરે બ્રહ્મસંબંધ કરાવીયાં રે, જીરે સેવા કરાવી છે પ્રીતરે. ૫ જીરે પુષ્ટિમાર્ગની વિવિધ ગતિરે, જીરે કોને તે નવ કહેવાય રે, ૬ જીરે એવા તે કુળમાં શ્રીકૃષ્ણ પ્રકટીયારે, જીરે અઢળક શ્રીવલ્લભરાયરે; ૭ જીરે નિઃસાધન પતિ એ પ્રભુરે, જીરે પ્રગટ દેખાડી છે રીતરે; ૮ જીરે એહુના કારણે હરિએ દેહ ધરીરે, જીરે તેમાં તે સંશય નહિ લગારરે; ૯ જીરે અધમ તે જીવ ઉદ્ધા-

રવારે, જીરે શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલેશ રે; ૧૦ જીરે એઉના ચરણકમળ સેવીએરે, જીરે છાંડીએ સકળ કલેશરે; ૧૧ જીરે હરિદાસ શોભા પ્રભુની નિરખતાં રે, જીરે ચરનકમલ ધરી ધ્યાનરે; ૧૨

ધોળ ૮

શ્રીમદ્વલ્લભ આજ પ્રગટ હુવારે, કૃષ્ણાનનદ્વિજવર અવતાર. ૧ તાત શ્રીલક્ષ્મણભટ્ટ અતિઆનંદભર્યારે, ધન્ય ધન્ય માત ઇલ્લિમાગારુ. ૨ માધો માસ કૃષ્ણ એકાદશીરે, શુભ દિન શુભ નક્ષત્ર શુભ વાર. ૩ દૈવી જીવ અનેક ઉદ્ધારવારે, પૂર્ણ બ્રહ્મ પ્રગટ્યા નિરધાર. ૪ રાસરમણ લીલારસ રંગ ભર્યારે, સદા મન પ્રસન્ન વદન રસરૂપ. ૫ શ્રીભાગવતપ્રતિપદમણિવરભૂષિતારે, રાજત સકલ શૃંગાર અનૂપ. ૬ ચરણ કમલની શોભા શી કહુંરે? ઝગમગ દશ નખ ચંદ્ર પ્રકાશ. ૭ ચરણ કમળ કોમળ અતિશોભિતાં રે, વૈષ્ણવ જન શિર સદા નિવાસ. ૮ લલિત જુગ જુગ જગ સોહામણાંરે, પૂરણ વેદ સકલ શુભ સાર. ૯ નાભિ ગંભીર વલિત રોમાવલીરે, શી કહું શોભાનો નહિ પાર. ૧૦ વિશાદ ઉર સ્થળ પર મુકતાવલીરે, યજ્ઞોપવીતની કાન્તિ અપાર. ૧૧ તીન રેખા ગ્રીવા સુંદર બનીરે, સોહીએ તુલસીની

માળ સુહાલ. જુગ ભુજ દંડ આજાનુ અવિલંબિતારે, આપે ભક્ત અભયપદ દાન. ૧૩ સુંદર હસ્ત કમલ લટકે કરીરે, કરે ભક્તને નાના ઉપદેશ. ૧૪ ચિબુક નાસા અધર અતિ મોહનીરે, અદ્ભુત ગોળ કપોળ સુભાલ. ૧૫ નેત્ર કમળ ભ્રુકુટિ રળીયામણીરે, કૃપા દૃષ્ટિ અવલોક વિચાર. ૧૬ વિશાળ ભાલ બીચ તિલક સોહામણાંરે, કેશ અંબોડો કર્યો સુદાર. ૧૭ કેસરીયા ધોતી ને ઉપરણારે, જયજય શ્રીલક્ષ્મણસુત મહારાજ. ૧૮ છોકર લહેકે બહેકે માધુરીરે, બિરાજે શ્રીગોવિંદઘાટ સમાન. ૧૯ વૈષ્ણવનાં મન અતિ આનંદ ભર્યાંરે, કરે વિવિધ મંગલ જશ ગાન. ૨૦ બાજે તાલ મૃદંગ ગતિ ભેદશું રે, વીણા તાન માન બંધાન. ૨૧ ગોકુલ ઘર ઘર અતિ આનંદ બહુરે. ભૂતળ વર્ત્યો જય જયકાર. ૨૨ જય જય જય કરી બોલે સૌ મળીરે, ઉચ્ચરે શ્રીલક્ષ્મણસુત ગાન. ૨૩ એ લીલા નિત્ય પ્રતિ મનમાં વસોરે; જન્મોજન્મ આપો વ્રજવાસ. ૨૪ શ્રીવલ્લભગુણ ગાઉં પ્રેમશું રે. વ્રજાધીશ મન સદા હુલ્લાસ. ૨૫

ધોળ ૯.

જીરે તમો શ્રીવિઠ્ઠલનાથજીના તાત, પ્રીતે શું પરણમું;
તમો જીવોરે સોહામણા નાથ પ્રભુ તમને નમું જી. ૧

પધાર્યા શ્રીલક્ષ્મણ ઘેર વપુ લીલા ધરીજી;
કલિજીવોની કરવા પેર કરુણા નિજ કરીજી. ૨
વિચારીજી અદ્દભુત વાત જગત્ ઉદ્ધારવાજી;
ભવસિંધુમાં થાતાંજી પાત જીવ નિસ્તારવાજી. ૩
સોહમણા માધવમાસ વદ વૈશાખમાંજી;
કરંતાજી શુક પિક વાત આંબા સાખમાંજી. ૪

જીરે વદ પક્ષ વ્રત દિન સાર તિથિ એકાદશીજી;
આ દેવ પુરોહિત વાર લીલા મન વસીજી. ૫
આકાશે દુંદભિ નાદ થાતાં સુરપતિજી;
ગાવંતાજી મધુરે સુર ગાન તે સુંદરીજી. ૬

અનુપમ રૂપ અગાધ શોભા સિંધુનીજી;
આ કારણ દૈવી કહાય બ્રહ્મસંબંધનાંજી. ૭
શ્રીવલ્લભ ધરીયાં નામ શ્રીવલ્લભ સર્વનેજી;
આ વારૂંજી કોટિક કામ હરતા ગર્વનેજી. ૮
સ્વરૂપને સેવા દાન લીલામાં વર્યાજી;
ઉપાસિક ભક્ત અનેક પદરજ જેહનાજી. ૯
આ તે પ્રભુ પામીએ કેમ પ્રીત ને સ્નેહમાંજી;
મારા વહાલા શું માધવદાસ માગે વળી વળીજી.
મુને આપો શ્રીવ્રજમાં વાસ એ સુખ કયાંઇ નહિજી.૧૦

ધોળ ૧૦.

શ્રીવલ્લભ પ્રાણ આધારને નિરખવા ચાલોને સજની જી ॥ શાં શાં રે સુખડાં વખાણિયે નવ જાણુ દિવસને રજની જી ॥ શ્રીરે ગોવર્ધનધરથકી પ્રીત તે અતિ ઘણી દેખી જી ॥ નૈણાં તે પલક લાગે નહીં જાણું જે ચિત્રમાં લેખીજી ॥ પ્રેમ પરસ્પર બેહુ જણાં વચન કહ્યાં તે એવાં એવાં જી ॥ મોકલીયા અમો આવીયા જીવ પોતાના શરણે લેવા જી ॥ જે જે કહ્યાં તે તે કીધાં જી પ્રીતમ આજ્ઞાકારી એવાજી ॥ પોતે કરીને બતાવી જી ॥ વિવિધ પ્રકારની સેવા જી ॥ બ્રહ્મસંબંધ કરાવીને જીવનો કીધો અંગીકાર જી ॥ શ્રીભાગવત મથન કરી નેયું શ્રીસુબોધિનીજી સારજી ॥ ગોકુલ ફરીને વસાવીયું સાથ સર્વને તેડી જી ॥ જીવ ઉપર રે દયા કરી કાપી ભવબંધનની બેડી જી ॥ લીલા કરી તે હું શી કહુ ? રસના તે એક જ આપી જી ॥ દાસ ગોપાળની વિનતિ પરિવાર સ્થિર કરીને સ્થાપી જી ॥

ધોળ ૧૧.

વિપ્ર શિરોમણિ તૈલંગ નાત, તેમાં શ્રીલક્ષ્મણભટ્ટ વિખ્યાત; પત્ની શ્રીઇલંમાજી સતી તે કુલ પ્રગટયાં

શ્રીવલ્લભનાથ તો, વાત સુણો વસુધા નવીરે. ૧ દેવનાં દુંદુભિ વાજાં વાગે તો, પુષ્પની વૃષ્ટિ ઉપર એવીરે; ચંદ્ર ઉગે કુમુદની ફુલ્યાં તો, કમળ ફુલ્યાં રવિ જોઇનેરે. ૨ તેમતેમ ભક્ત તણાં મન ફુલ્યાં, યજ્ઞપુરુષ પ્રગટ્યા જોઇએ; કલિયુગ જીવ ઉદ્ધારવા કાજે તો, વૈષ્ણવને સુખ આપવારે; શ્રીવલ્લભ દર્શન દુર્લભ હોય તો ભાગ્ય ભલાં જો પામીયેરે. ૩ કૃપાદૃષ્ટિ જો ધણી મલે તો, કોટિ મહાદુઃખ વામીએરે. ભાગ્યાં સંકટને દૂર ગયાં દુઃખ શ્રીવલ્લભ જોતાં શશિમુખ, શ્રવણે પાન કરતાં ભાગી છે ભૂખ એ ચરણે જે આવ્યા જીવ તે ચરણ-કમળ હોડી મળ્યાંરે. ૪ ભવસાગર જેમ ગાયેની ખરીઓ તો ઓળંગતાં વાર કેટલીરે ઉજ્જવળ નિર્મળ એ માર્ગ તો, જે મળે ગંગાજળ ગાજતાંરે. ૫ અધિક કોટિ માર્ગ જોતાં એવાં, અધિક અમને છાજતાંરે, નામ સમર્પણ આપ્યાં જે જનને તો, અનન્ય સેવક થયા ભાવશુંરે. ૬ ઘેર ઘેર સેવા સોંપી ભક્તને પ્રેમ ભાવ લડાવશુંરે, ત્રણ વાર પૃથ્વી પરિક્રમા, માયાવા-દીની ભાગી છે ભ્રમણા; ખંડ ખંડમાં બધા ધર્મ તો, મર્મ ન જાણે એ કુલ તણારે. ૭ આ સુખ નિત્ય થાય તો; લીલા લલિત એ કુલતણારે; આનંદમંગલ નિત્ય

ઓછવ તો, ત્યાં પ્રગટ્યા શ્રીગોકુળ ધણીરે, કૃપાદૃષ્ટિ છે કામદુધા તો, કલ્પદ્રુમ શ્રીવલ્લભરરે; ગંગાપ્રભુ શ્રીદેવકીનંદન, કલ્પદ્રુમ શિર ઢાળીયારે. ૮

ધોળ ૧૨.

આજ મારે આનંદ ઉર ન સમાયજી, પ્રગટ્યા શ્રીવલ્લભવર સુકુમારજી. ૧ ભૂતલ ભાગ્ય તણો નહિ પારજી, દૈવી તે જીવનો કરવા ઉદ્ધારજી. ૨ મંદિર માંહે તે ચોક પૂરાયજી, તોરણ બારણીએ બંધાયજી. ૩ હુંએ કરૂં વિધવિધના શૃંગારજી, હરખે તેડાવું તે સૈયર સાથજી. ૪ નાચું ગાવું તાળી તે પાડુ હાથજી, કોને કહું કહ્યું તે નવ કહેવાયજી. ૫ છબિપર જન રસિક બલિજાયજી, આજ મારે આનંદ ઉર ન સમાયજી. ૬

ધોળ ૧૩.

શ્રીલક્ષ્મણસુતનેરે હેલી. એમને નિરખું સર્વે પરેલી. ૧ એમના ગુણનેરે ગાશે; તેના ભવનો ફેરો જાશે. ૨ સુત ગોપીનાથ શ્રીવિઠ્ઠલ જાયા. જાણીએ કલ્પવૃક્ષની છાયા. ૩ પ્રગટ્યા દૈવી જીવ અધિકારી, મુખ છબી ઉપર જાઉં બલહારી. મારૂં ચિત્તડું એશું બાંધ્યું. એમની ચરણકમળ રજ માગું. ૫ ચરણે રાખો શ્રીવલ્લભનાથ. મારે મસ્તક ધરજો

હાથ. ૬ શ્રીમહાલક્ષ્મીજી મહાવર આપો, મારા ભવનાં બંધન કાપો. ૭ પૂરવા સેવક જનના કોડ, એમને સાત કુંવરની જોડ. ૮ સાત કુંવર છે રે એવા, એમને સાત સ્વરૂપની સેવા. ૯ શ્રીગોવર્ધનનાથજી બિરાજે, સેવા સાત સ્વરૂપની રાજે. ૧૦ એ શોભા જો હરિદાસ ગુણ ગાય, એ છબિ લોચન માંહે સમાય. ૧૧

ધોળ ૧૪.

શ્રીગોકુલ ગામ અતિ શોભિતાં, શોભિતાં મંદિર માળીઆં, ચોક ચિત્રામણ શોભિતાં, શોભિતાં જડીત્ર જાળીઆં. ૧ મણિ માણેક સ્તંભ શોભિતા, શોભિતા હીંડાળા ખાટરે; પાટીએ પચરંગી શોભિતા, શોભિતા ગુગળીના ઘાટરે. ૨ ત્યાંહાંરે બિરાજે શ્રીવલ્લભ રાજીયા, ભલી મળી વૈષ્ણવની જોડરે; પ્રેમે પ્રભુજી પધારીઆ, પૂર્યા નિગમના કોડરે. ૩ કુમ કુમ થાળરે કરે ધરી, ભરી મુક્તાહળ સારરે; વ્રજ ત્રિયા વેગે વધાવાને, આવે છે માંડલા મોડરે. ૪ અગ્નિ થકી વહાલા પ્રગટીયા, કીધો છે અતિ ઘણો શ્રમરે; એવા પ્રભુજીને નિરખીને, કોઈ ના જાણે તેનો મર્મરે. ૫ શ્રીવલ્લભચરણે જે નમે, તેની તે પોહોતે છે આશરે; માધવદાસની વિનતિ રાખજો દૃઢ વિશ્વાસરે. ૬

ધોળ ૧૫.

હું બલિહારી તૈલંગકુલ દીપક શ્રીલક્ષ્મણ તાત-નેરે લોલ; જે કુલ પ્રગટ્યા શ્રીવલ્લભદેવ, જગત હિત કારણેરે લોલ. ૧ માધો માસ કૃષ્ણ એકાદશી, ભર વૈશાખનીરે લોલ, પ્રગટ ધરીયું અગ્નિમધ્ય કે, અગ્નિરૂપ સહીરે લોલ. ૨ સંવત પંદરસેં પાંત્રીશ કે, વાર રવિ ખરોરે લોલ; સર્વે સર્યાં સેવકનાં કાજ કે, વ્રજજન આવી મળ્યાંરે લોલ. ૩ જીવને આપ્યાં દાન અનેક, કે વાર ન લાગી ઘણીરે લોલ; પુષ્ટિમાર્ગ ચાલ્યો મરજા-દકે, મર્યાદા ક્ષણુ રે લોલ. ૪ જગતને દૃઢ કરવાને કાજ કે, શ્રીજી આવી મળ્યારે લોલ; વાકય કહ્યું શ્રીકૃષ્ણની પ્રત્યે કે, બેઉં એકાંત મળ્યારે લોલ. ૫ જીવ હેત રાખ્યો નિરધાર, કે લઇ ચરણે ધરોરે લોલ; લાવી સોંપો અમારા ચરણ, કે દૃઢ કર રાખશું રે લોલ. ૬ એવાં વચન સુણીને હસીઆ, કે જીવને દયા કરીરે લોલ; નિશ્ચય વચન કહ્યાં પ્રમાણ કે ત્રણવાર ફરી ફરીનેરે લોલ. ૭ પછી વિચાર્યું દીન દયાળ, કે તહાં હરસાણી સહીરે લોલ; પૂછવા લાગ્યા દીનદયાળ, કે કહો કછુ કહા સુનીરે લોલ. ૮ ત્યારે સીસ નમાવ્યું દાસ, કે હું સમજ્યો નહીંરે લોલ; કૃપાનાથે કૃપા કરી કહ્યું, કે

સાંભળ દઉં કરીરે લોલ; ૯ ભક્તજન ઉપર દયા ઘણેરી, કે હરસાણીયે લહ્યુંરે લોલ; ભક્તને આપ્યાં દાન અનેક, કે મન આનંદ ઘણેરે લોલ. ૧૦ વહાલે ઉદ્ધાર્યા જીવ અનેક. કે જુગ વિસ્તાર છે રે લોલ; પ્રથમ હરિ હલધર પ્રગટ્યા કે રચના શી કહું રે લોલ. ૧૧ માયાવાદીનો ટાળ્યો ભાર, કે પ્રભુ સમર્થ સહીરે લોલ; ત્યાંથી આ કુળ ચાલ્યો વિસ્તાર, કે સાત મધ્યે રત્નમણિરે લોલ. ૧૨ વ્રજનો જીવન એ વિશ્રામ, કે શ્રીગોકુલનાથ ધણીરે લોલ; જેણે જીત્યા ખળ પાખંડ, કે શાહ જહાં-ગીર સહીરે લોલ. ૧૩ આપી ગજમુક્તાની માળ કે, પ્રભુ રાખે નહીરે લોલ; લઈને સોંપી શ્રીજમુના મધ્યે, કે જમુનાએ હાથ ગ્રહીરે લોલ; ત્યારે કહી જહાંગીરને વાત, કે શાહે માની સહીરે લોલ; માળા દેજો અમારી નાથ, કે બદલે ફરી કરૂં રે લોલ. ૧૫ શાહને લઈ બેઠા પ્રભુ નાવ. કે રૂપ જમુનાએ ધર્યુંરે લોલ. માળા આપી તતક્ષણ હાથ, કે શાહ રીઝયો ઘણું રે લોલ. ૧૬ એ સુખ નિરખે વલ્લભદાસ, કે મન આનંદ ઘણોરે લોલ; હું બલિહારી તૈલંગ કુલદીપક, શ્રીલક્ષ્મણ તાત-નેરે લોલ. ૧૭.

ધોળ ૧૬.

શ્રીલક્ષ્મણભટ્ટજીને દ્વાર ચાલો તો જોવા જઇએજી,
જન્મદિવસ છે આજ મળીને ગાઇએજી, ૧
વાજે છે ઢોલ નિશાન નોબત વાજે અતિ નવી,
થાય છે દુંદુભિના નાદ વેદની ધુની ત્યાં હવી. ૨
બંદીજન બહુ કરે ગાન વૈષ્ણવ જાય વારણે,
મોતીના ચોક પૂરાય તોરણ બાંધ્યા બારણે. ૩
શ્રીવલ્લભને નવરાવ્યા, કેસરચંદન ધસ્યાં;
મર્દન કર્યાં ફુલેલ, સેવકજનનાં મન હસ્યાં. ૪
ઉષ્ણોદક પ્રભુજી નાહી, અંગવસ્ત્ર કર ધર્યાં;
કેસરી ધોતી ઉપરણા સાર, પ્રભુજીએ પહેર્યાં. ૫
કુમકુમ ભાલ તિલક, અક્ષત સોહે પીળા;
પીઢારે બેઠા શ્રીવલ્લભ, વૈષ્ણવ નિરખે લીલા. ૬
જોવાને દેવતા આવ્યા, માર્કંડેયની પૂજા સમે,
શ્રીફળ ફોફળ સાર, દક્ષણા જે જેને ગમે. ૭
સગાં કુટુંબ સહુ સાથ, ભોજન કીધાં પ્રીતશું;
બંદીજન વિવિધ પ્રકાર, બીડાં આપ્યાં રીતશું. ૮
સર્વ વૈષ્ણવજનને પ્રસાદી જુઠણ દીધી છે;
એ શોભા જોઇ હરિદાસ, પ્રીતે કરી પીધી છે. ૯

ધોળ ૧૭.

શ્રીવલ્લભ પ્રગટ્યા એ પ્રગટ્યા, શ્રીલક્ષ્મણભટ્ટજીને ઘેરરે. થઈ રહી છે લીલા લહેરરે, પુષ્ટિની કરવા પેરરે. શ્રીવલ્લભ. ૧ થયાં અવનિ ઉપર અજવાળાં રે, ત્રિલોક્નાં તિમિર ટાળ્યાંરે. વહાલે વેણ અમારાં પાળ્યાં રે. શ્રીવલ્લભ. ૨ આદરથી આવ્યા હરિ ઘેરરે; પોતાનાંની કરવા પેરરે. શિખવી સેવા કીધી મહેરરે. શ્રીવલ્લભ. ૩ માયામત કીધો ખંડરે, પાખંડીને દીધો દંડરે. એહુનો યશ વાધ્યો નવ ખંડરે. શ્રીવલ્લભ. ૪ એ શ્રીલક્ષ્મણભટ્ટજીના નંદરે, વહાલો પૂર્વ જન્મના ચંદરે. વર્તાવે છે અતિ આનંદરે, શ્રીવલ્લભ. ૫ એ શ્રીઇલ્લંમાગારુના લાલરે, વહાલે, વૈષ્ણવ ઉપર કીધો વહાલરે. વહાલે દાન દીધાં કીધાં ન્યાલરે. શ્રીવલ્લભ. ૬. નવખંડમાં નવા નવા દેશરે, એહુના ગુણ ગાય નિગમ મહેશરે. એહુનો પાર ન પામે શેષરે. શ્રીવલ્લભ ૭ સુખડાંની લ્હેરો જાયરે, ત્યાં તો આનંદ ઉર ન સમાયરે. હરિદાસ વલ્લભના જશ ગાયરે. શ્રીવલ્લભ. ૮

ધોળ ૧૮.

વૈશાખ વદી એકાદશી, પ્રગટ્યા શ્રીવલ્લભરાય; (૨) સુરનર મુનિજન હરખીયા, હરખ્યો વ્રજ સહુ સાથ.

(૨) વૈશાખ. ૧ દેવનાં દુંદુભિ વાગીયાં, ગાજીયાં ભેર મૃદંગ; (૨) અપ્સરા નૃત્ય કરે ઘણું, ગાન તે ગાંધર્વ સંગ, (૨) વૈશાખ. ૨ નિજ સ્વરૂપે પધારીયા, ચંપારણ્ય મોઝાર; (૨) સિંહાસને પધરાવીયા, કીધો અગ્નિમંડળાકાર. (૨) વૈશાખ. ૩ તાત નિરખી વિસ્મય થયા, મંડળ મધ્ય સ્વરૂપ, (૨) મુખપર રવિ શશિ વારણે; શોભા અતિશે અનૂપ.(૪) લક્ષ્મણભટ્ટજી વિમાસીને, ઓળખ્યા પૂનમચંદ. (૫) પુત્ર ભાવે હુલરાવીયા, ઉછળે ગોવિંદ. વૈશાખ. ૫ વ્રજની માંહે ગુપ્ત, પ્રકટયા બીજી તે વાર. (૨) લોક પ્રસિદ્ધ જણાવીયું, આવ્યા ગર્ભવાસ (૨) વૈશાખ.૬ મુખમંડળ દર્શન માત્રથી,ઉદ્ધાર્યા જીવ અનેક, (૨) શ્રીવલ્લભ નામ ધરાવીને. રાખ્યો સર્વનો ટેક (૨) વૈશાખ. ૭ પાર ન પામું લીલા તણો, રસના એ કેમ કહેવાય ? (૨) હરિદાસ શોભા નિરખીને; પ્રેમ મુદિત ગુણ ગાય. (૨) વૈશાખ. ૮

ધોળ ૧૯.

શ્રીવલ્લભ વર ઘેર આવીઆ આજ સખી, શ્રીવલ્લભ વર ઘેર આવીઆ. દૈવી જીવનાં ભાગ્ય વિસ્તરીયાં પોતે તે પ્રગટયા પધારીયા. આજ સખી. ૧ કેસરી તે ધોતીને

કેસરી ઉપરણા, કુમકુમને પગલે પધારીયા, આજ સખી ૨ પુરુષોત્તમ પ્રભુની છબી નિરખત; ચરણ કમલ શિર નામીયા આજ સખી. ૩

ધોળ ૨૦.

શ્રીવલ્લભ દુર્લભ જુગમાં કહીયે; પ્રગટ્યા આણી વારજો ભુલ્યા ભુલ્યા જીવ પોતાના તેની કરી સંભાળજો ૧ ચરણ કમલ મકરંદ લોભાણાં તેનાં ભાગ્ય અપારજો; વચનસુધારસ શ્રવણે સીંચ્યાં શ્રીસુબોધિનીજી સારજો, ૨ વદન માધુરી રૂપ અનુપમ, કીધા વિવિધ શણગારજો, શ્રીગોકુલ તો ફરી વસાવ્યું, શ્રીવલ્લભરાજ કુમારજો. ૩ નંદનવન શ્રીવલ્લભસુતશું, બાંધી પ્રીત અપારજો. શણગાર કરીને ગિરિથી ઉતર્યા, ચાલી આંસુડાની ધારજો. ૪ ત્રણવાર પૃથ્વી પરિક્રમા હર્યો ભૂમિનો ભારજો. એ વિના આવી કોણ કૃપા કરે ? એ છે પરમ ઉદારજો. ૫ દાસ ગોપાળ ક્યાં લગી વર્ણું ? સકલ વેદ ધુરંધર ધીરજો; શ્રીવલ્લભ દુર્લભ યુગમાં કહીએ, પ્રકટ્યા આણી વારજો.

સાખીઓ-સાધન સબ સુને ભયે કલિયુગમેં જબ જાય; કલિકે દંડ ખંડન કીયે. શ્રીવલ્લભકુલકી છાય. જે

શ્રીવલ્લભ જે શ્રીવિઠ્ઠલ.૧ શ્રીવલ્લભ વર સમરે નહી. બોલે અડપલા બોલ; તાકી જનને ભારે મુઈ, વૃથા બજાવો ઢોલ. જે શ્રીવલ્લભ. ૨ શ્રીવલ્લભ બોલ જાનો કહે શ્રીવલ્લભ અમૃત વેંન; શ્રીવલ્લભ તજે ઓર ભજે, તાકે ફૂટ ગયે દો નેંન. જે શ્રીવલ્લભ ૩ શ્રીવલ્લભ વલ્લભ જો કહે બસે હજારો કોસ; તાકો પ્રાશ્ચિત ઉજરે જ્યોં સૂરજસે ઉજોસ. જે શ્રીવલ્લભ ૪ શ્રીવલ્લભસમરન વિના મિથ્યા સબ વિચાર; મૂઢ કાગદ કે નાવમેં કહો કોન ઉતરે પાર? જે શ્રીવલ્લભ ૫ શ્રીવલ્લભ આય તુમ સમીપ જો કછુ રહે કછુ દૂર; નેન પલકસોં ઝારીએ, વા માર્ગકી ધુર. જે શ્રીવલ્લભ; ૬ શ્રીવલ્લભ કહ્યો તેને સબ લહ્યો સકલ શાસ્ત્ર કો ભેદ શ્રીવલ્લભકુલ જાન્યો નહી, ડુબ્યો કટુંબ સમેત. જે શ્રીવલ્લભ. ૭ શ્રીવલ્લભ વલ્લભજો ભજે; સદા સોહલો હોય; દુઃખ ભાજે દારિદ્ર હરે, વેરી ન ગાજે કોય. જે શ્રીવલ્લભ ૮ શ્રીવલ્લભ કુલકું છાંડકે, ઓર દેવકુ ધાય; તામુખ પનીયા ફુટીગે, જબલગ ટુટી જાય. જે શ્રીવલ્લભ ૯ જે વલ્લભકુલકું છાંડકે, ભજે ભૈરવ ભૂત, અંતે રૂંજેતી હોયગી જેસેં વેશ્યા પૂત. જે વલ્લભ ૧૦ શ્રીવલ્લભ પર રુચિ નહી, નહિ વૈષ્ણવ પર સ્નેહ; તાકો જન્મ વૃથા ભયો, જ્યોં ફાગનકો મેહ.

જે શ્રીવલ્લભ ૧૧ હરિજન આયે બારને હસી ન જોડયા હાથ, તે નર ભૂતલ ભોરંગ થાશે, પેટ ઘસે દિન રાત, જે શ્રીવલ્લભ. ૧૨. અંહરિકથા અગાધ રસ, દીજે ન જિતતિત વાટ, જા ઘટ શ્રીવલ્લભ વસે તાસોં ખોલો ગાંઠ. દેવી દેવ આરાધકે, ભટક રહ્યા સંસાર; શ્રીવલ્લભ નામ નૌકાબિન કો ઉતરે ભવ પાર ?

## શ્રીગુસાંઈજીનાં ધોળ.

### નામરત્નાખ્યસ્તોત્રનું ધોળ.

શ્રીપતિ શ્રીઅનલ મુખને કરૂં પ્રથમ પ્રણામ ॥ નામ શ્રીવલ્લભ મહાપ્રભુ ભક્તના પૂરણકામ ॥ નમન કરૂં શ્રીવિઠ્ઠલવરને જેહુનાં નામ અપાર ॥ પાર પામે નહિ શંકર શેષ કરે રે વિચાર ॥ એહુનાં નામ રવિ ઉદય થયાથી પાપ તિમિરનો નાશ ॥ તે નામનો આશ્રય કરી હોય હૃદયકમલ વિકાસ ॥ અનુષ્ટુપ છે છંદ એહનો ઋષિ શ્રીરઘુનાથ ॥ દેવતા શ્રીવિઠ્ઠલપ્રભુજી સર્વ શક્તિ સાથ ॥ વિનિયોગ સર્વ અષ્ટસિદ્ધિ અર્થ વિસ્તાર ॥ હવે નામ વિવરણ કરૂં એ નામનો ભંડાર ॥ શ્રીમદ્વિઠ્ઠલ કૃપાસાગર ભક્તને આધીન ॥ અતિ સુંદર કૃષ્ણલીલા રસ મધ્યે છે લીન ॥ શ્રીસહિત શ્રીવલ્લભ-નંદન દુઃખે દર્શન થાય ॥ ભક્ત દર્શન સહજ ભક્તિ-

થકી જાણ્યા જાય ॥ ભય હરણ છે અનન્ય જનના હૃદય પૂરણ કામ ॥ દીન હીન અનાથ જન જે તેનુ આશ્રય ધામ ॥ કમલલોચન રાસલીલા રસિક સિંધુ અશેષ ॥ ધર્મ સેતુ ભકિત સેતુ સુખે સેવો શ્રીવ્રજેશ ॥ ભકતશોકસમૂહહર્તા શાંત સર્વે જાણુ ॥ સર્વ પૂરણ કામ રુકિમણીપદ્માવતીપતિપ્રાણ ॥ ભકતરૂપી રત્નપરીક્ષક ભકતરક્ષક ચતુર અતિ ॥ શ્રીકૃષ્ણભકિત પ્રગટ કરિ મહાઅસુર નાશનની મતિ ॥ સર્વશાસ્ત્રનિપુણ નર એ તે કર્મજાડ્યને ભેદવા ॥ પ્રકટ ભાલે ભક્તિલોચન-સુધાકર રસ સીંચવા ॥ શ્રીમહાલક્ષ્મીગર્ભરત્ન એ કૃષ્ણ મારગ ઉદ્દભવા ॥ ભકિતચિંતામણિ ભકિતકલ્પ-દ્રુમ નવ પલ્લવા ॥ શ્રીગોકુલમધ્ય વાસ કીધા કાલિંદી પુલિન પ્રિય ॥ ગોવર્ધન આગમન રતિ પ્રિય અચલ વૃંદાવન હિય ॥ ગોવર્ધનગિરિયજ્ઞ કરતા પ્રિય મદહર ઇંદ્રના ॥ એક સ્વસ્વ કૃષ્ણલીલા જાણે ભાગવત ભાવના ॥ પિતૃપ્રકટિતસરસમાર્ગપ્રચારકસુવિચારકા ॥ વ્રજપતિપર પ્રીત કરતા નિમંત્રણ કરિ ભોજકા ॥ બાલલીલા આદિ પ્રીતિ કથા વ્રજયુવતિતણી ॥ ગૂઢ હારદ જેહનો કહી કથન યોગ્ય કથા ઘણી ॥ પિતૃવંશ-સમુદ્રચંદ્ર જે તુલ્ય પુત્ર પ્રકટિત કર્યા ॥ દેશાવર પર

વિમલ કીર્તિ ચરિત્ર અતિઉજ્જવલ ભર્યા ॥ અનેક ભૂપતિ પાંતિ મસ્તક નમી ચરણ સુશોભિયા ॥ વિપ્ર-દારિદ્રદાવાનલભૂદેવ અગ્નિ સંતોખિયા ॥ ગાય બ્રાહ્મણ પ્રાણ પાલક પરાયણ સત્યે વિભુ ॥ વેદપંથે પ્રિય સખે મહાયજ્ઞના કર્તા પ્રભુ ॥ હરિ અનુગ્રહ સહજ લભ્યે મહાપતિત જે પાવના ॥ અનેકમાર્ગ કલેશ વાર્યા જીવ સુખદ મહામના ॥ વિવિધ ભ્રાંતિ હરે નિજજન જ્ઞાન વિપરીતને હર્યા ॥ મહાપુરુષ વર અધિક પ્રસિદ્ધ સત્પુરુષ હિત તનુ ધર્યા ॥ યોગ્ય દર્શન મધુર વાણી માયાવાદ નિરાસિયો ॥ સદા વદન પ્રસન્ન સુંદર હાસયુત મુખ શોભિયો ॥ પ્રેમ ભીજ્યાં નયન જનપર કૃપાદગ ભવ ભૂષણાં ॥ ત્રૈલોક ચાલી વિમલ કીર્તિ ઉજ્વલ કૃત શામલતનાં. ॥ વચન અમૃત ગ્રહિત ભકતન હૃદય શત્રુ તાપનાં ॥ ભકતપ્રાર્થિત કરે આપે દાસ દાસી સ્થિતિ મનાં ॥ અચિંત્યમહિમા જેહનો સત્પુરુષથી જણાય ॥ આશ્ચર્ય સ્થાન સ્વરૂપ છે જેહનું કેમ કળાય ? ભકતકલેશ ન સહન થાયે અન્ય સૌ સહેવાય ॥ ભકતને કાજે સદા પોતે અન્ય વશ વરતાય ॥ આચાર્યરત્ન અખિલ તારણ મંત્રના જ્ઞાતાવરો ॥ કુશલ સર્વસ્વ દાન દેવા ગીતસંગીત સાગરો ॥ શ્રીગોવર્ધનગિરિ

સખા ગૌ ગો ગોપી અતિ રતિ ॥ જાણી ચિંતિત મહા-
મતિ જગદંધ પદ પંકજવતિ ॥ વિશ્વ વિસ્મય કારજ
કરતા સદા કૃષ્ણ કથા રતિ ॥ સુખપ્રદાતા સર્વ સંશય
છેદવા ચતુર અતિ ॥ સ્વપક્ષદક્ષ રતિ પરપક્ષખંડન
અતિહિતિ ॥ ગોપીવિરહપ્રાપ્તકૃષ્ણ પ્રાણ સ્વયં સમ-
ર્પિતિ ॥ નિવેદીજન પ્રાણ જીવન શરણપંથપ્રદર્શિતા ॥
કૃષ્ણ કેવલ કૃપાપાત્ર એ પાદપંકજ વંદિતા ॥ શ્રીવલ્લ-
ભને શરણ જેયે શ્રીવિઠ્ઠલવર ચિત્ત ધરિ ॥ ભણે નામ-
રત્નાખ્ય તે તો વિના શ્રમ પામે હરિ ॥ મનવિષે
વાંછિત જે તે પામે જન એ નિશ્ચય ॥ ફલ કહ્યું હરિને
હવે હું સ્તુતિ કરૂં નિર્ભય ॥ નામરત્નસ્તોત્ર રૂપે જે
શુદ્ધ બુદ્ધિ ભણે પ્રભુ ॥ તે તમારો ગ્રહ્યો તેને ત્વેગે
પુનિત કરો વિભુ ॥ શ્રીવિઠ્ઠલપદ પદ્મ સૌરભ સેવના
કરૂં નિત્ય પ્રતિ ॥ કૃતિ શ્રીરઘુનાથજીની જે કરે જ
ગતિ અતિ ॥ શ્રીવિઠ્ઠલ કર જોડ જાચું છું અતિ
વિપરીત મતિ ॥ અતિ દુર્લભ દેવને જે દીજે પદ
પંકજ રતિ ॥ નામરત્ન શ્રીવિઠ્ઠલ પ્રભુનાં હવે વર્ણું
હું શું કહું? શ્રીવ્રજભૂષણની કૃપાએ કરિ સદા સુખ
ને હું લહું.

ધોળ ૨.

આજ મારે આનંદ અતિ ઘણો પ્રકટયા શ્રીવિ-ઠ્ઠલનાથ, શ્રીવૃન્દાવનનારે ચંદ્રમા. માર્ગશીષ માસ સોહામણો, સોહામણો નવમીનો દિન. શ્રી. ॥ કૃષ્ણપક્ષે ઉદે હુવા શ્રીગોકુલમાં રતન ॥ શ્રી. ॥ જુવતિનાં જૂથ ટોળે મળ્યાં ॥ સજિયા સોલ શણગાર ॥ શ્રી. ॥ પેહેરે નવરંગ ચુંદડી, ઉરપર મોતીના હાર ॥ શ્રી ॥ કંચન થાળ કરે ધરી ॥ માંહિ મુકતાફલ સાર ॥ શ્રી. ॥ ગાતાં ગીત સોહામણાં આવ્યા શ્રી અક્કાજીદ્વાર ॥ શ્રી. ॥ શ્રીવિઠ્ઠલ વરને વધાવિયા, આનંદ ઉર ન સમાય ॥ શ્રી ॥ તિલક કરીને જાય વારણે, આનંદ મંગલ ગાય ॥ શ્રી. ॥ આરતી કરી જાઉ વારણે, પોતી મારા મનડાની આશ ॥ શ્રી. ॥ અરુણ ઉદય વ્રજ સુંદરી, ગાયે ગોકુલમાં ગીત ॥ શ્રી. ॥ તોરણ બાંધ્યાં રે બારણે ટોડલે ટહુકે છે મોર ॥ શ્રી. ॥ પ્રાત સમે વ્રજ સુંદરી, ઘમકે મહીના માટ કે, થાય સંકેત નાદ કે, કંકણ ખલકે છે હાથ ॥ શ્રી. ॥ શિર પર પાગ ફુલે ભરી, નવરંગ ફુલ્યો છે બાગ કે, રતિપતિનો અનુરાગ. કે; રાધા રસિક ભરતાર કે; વ્રજસુંદરીના આધાર કે વાલો મારો વ્રજના શણગાર ॥ શ્રી. ॥ નંદજીનો

કુંવર કોડામણો; સોહામણો સુંદરસ્યામ કે, કુંડલ ઝળકે છે કાન કે; વાલો મારો ભીનલે વાન કે, પોતી મારા મનડાની આશ કે બલિહારી માધવદાસ ॥ શ્રી. ॥

ધોળ ૩.

તમારૂં જોવા સરખું રૂપ, શ્રીવિઠ્ઠલનાથજીરે, જોતાં મોહ્યા સર્વે ભૂપ શ્રી વિઠ્ઠલનાથજીરે; રૂડું મુખડું પૂનમ ચંદ શ્રી, નેણે નિરખું નવલા છંદ. શ્રી. રૂડાં કમળ સરીખાં નેણ શ્રી. વહાલો બોલે મીઠડાં વેણ. શ્રી. વહાલે નામસમર્પણ આપ્યાં શ્રી. અમને પોતાનાં કરી સ્થાપ્યાં શ્રી. એટલું માગે માધવદાસ, શ્રી. મુજને આપો વ્રજમાં વાસ. શ્રી.

ધોળ ૪.

શ્રીવલ્લભરાજકુમાર ન જાણ્યા વૃથા જન્મ ગમાયો રે ॥ શું લાવ્યો ને શું લઇને જાશે વારે વારે વાયો રે ॥ પુષ્ટિમાર્ગમાં જે જન આવ્યા વિશ્વાસે નવ વળગ્યારે ॥ સાધન સર્વે છૂટી જાશે હરિથી રહેશે અળગા રે ॥ સેવાનું ફળ સેવા કહીયે ઋતુ પ્રમાણે સેવારે ॥ સત્તા પ્રમાણે સમર્પણ કરીએ તેનું નામ તે સેવારે ॥ સેવા કરશે ને પાખંડ ધરશે તે અથડાતા મરશે રે ॥ ભાવ વિના જે ભક્તિ કરશે તે પત્થર શું તરશે રે ? મીઠા

બોલ ને આચરણ ખોટાં તેને તે ખલ કહિયે રે ॥ માધ-વદાસ એટલું માગે તેની સંગ નવ રહિયે રે. ॥

ધોળ ૫.

આનંદ સાગર ઉલટિયો સખી આજ મારા મન માંહિરે ॥ અંગો અંગ ફૂલ્યા અતિ ઘણાં સખી કહ્યાં તે કોને નવ જાયેરે ॥ ભલે પ્રગટ્યા રે શ્રી ગોકુલના નાથ વિઠ્ઠલનાથ ॥ વોહેલી હરિની વધામણી ॥ ઉચ્છાહ ઉપન્યો અતિ ઘણો સખી આણીઓ નવરંગરે ॥ વા-જીંત્ર વાજે અતિ ઘણાં સખી ઢોલ ભેરી મૃદંગરે ॥ સોહાસણરે ગાય મંગળ ચાર ॥ ધો. ॥ બાવન ચંદન ગોહલિ વચ્ચે ચોક નવલી ભાંતરે ॥ પાછળ ફરતાં ફુમતાં વચ્ચે વેલડીની જાતરે ॥ સિંહાસનરે મેલો ઢળકતા હાથ ॥ ધો. ॥ બહુમૂલ્ય રત્ન હીરે જડ્યાં મોતીડે પૂરી થાલરે ॥ કુમકુમ ભર્યારે કચોલાં માંહે પુષ્પ કેરી માલરે ॥ મન ઉપજ્યો સખિ અતિ આનંદ ॥ ધો. ॥ પ્રીતે કરી પ્રભુ નિરખિયા શ્રીગોકુલપતિ મહારાજરે ॥ હરિદાસ કહે મારા મનતણા પોહોત્યા મનોરથ આજરે ॥ હવે સરિયાંરે સેવકના કાજ.

ધોળ ૬.

આજ આનંદરે આજ આનંદ ઉર ન સમાય રે ॥

વ્રજ ઘેર ઘેરરે વ્રજ ઘેર ઘેર ઉત્સવ થાયરે ॥ એવા સુંદરરે એવા સુંદર શ્રીવલ્લભલાલરે ॥ વ્હાલો નખશિખરે વ્હાલો નખશિખ રૂપ રસાલ રે ॥ આંગણીયાંમાં રે આંગણી-યાંમાં કેસર છિરકયાં રે ॥ નિરખી વૈષ્ણવનાં મન હર-ખ્યાં રે ॥ ધન્ય ધન્ય રે ધન્ય ધન્ય શ્રીઅક્કાજી બડ ભાગી રે ॥ એઉની રત્ન રે એઉની રત્ન કુખ જોત જાગી રે ॥ પારણિયે રે પારણિયે તોરણ સોહામણાં ॥ શોભા જોઈને રે શોભા જોઇ હરિદાસ લિયે ભામણાં ॥ હરિદાસ રે હરિદાસ પ્રભુના ગુણ ગાયે રે ॥ મ્હારા મનના રે મારા મનના મનોરથ થાય રે ॥

ધોળ ૭.

શ્રીવલ્લભ ઘેર આજ વધામણાં રે, મળીયો રસિક વૈષ્ણવનો સાથ; પોષમાસ વદ નોમે શ્રીનાથજીરે, ભૂતલ પ્રગટયા શ્રીવિઠ્ઠલનાથ. ૧ મદનભેરી સરણાઇઓ ને દુંદુભિરે, વીણા તાલ મૃદંગ ઉપંગ; શ્રીમંડલ સારંગીને ખંજરીરે, વાજે પંચશબ્દ દરબાર. ૨ નભ નિશાન બજાવે સુર સુરીરે, હરખ્યા, વરખે કુસુમ સુરેશ; નાચે નટ દેશી ગતિ ભેદસુરે. ગાંધર્વ ઉઘટિત સંગીત રસાલ. ૩ ષોડશ વર્ષની સકલ વ્રજસુંદરીરે, નવસત અંગ સજ્યા શણગાર; નવરંગ લેહેંગા

ચોળીને ચુંદડીરે, પાયે નૂપુરનો ઝણુગાર. ૪ કટિ કેસરીને સોહે કિંકિણીરે, કંકણ ચુડી ખલકે પાણ, દાડમ દંત ચિબુક મધ્ય બિંદુકારે, કોક નિપુણ ગુણ ચતુર સુજાણ. ૫ સુર વનિતા સમોવડ આવે નહિરે, મૃગમદ અધર પ્રવાલ સુરંગ; લોચન અંજન રંજીત રસ ભર્યારે, વારૂં ખંજન મીન કુરંગ. ૬ નકવેસર મુક્તા મણિ ફરહરેરે, કુંકુંમ રંજીત તિલક સુભાલ; કનક કલશ કેસર ભર્યારે, શ્રવણ જડિત મણિ કંચન ઝાલ.૭ કુચ જુગ મેરુ સંગિત બીચ સુરસરીરે, સુખદ જલ જમુના કંચન માલ; કુમુદ વિમાન ચઢીને જાણે આવીયારે, કરપર સોહે વનિતા વૃંદ. ૮ કંચન થાલ ભરી ગજમોતિરરે, પ્રેમ વિવશ ફુલયાં અંગોઅંગ;ચાલ મદ ગજ હંસ સોહામણીરે, ઉડુગણ આવત પૂરણ ચંદ, ૯ ગાતા મંગલ ધોળ સોહામણાંરે, આવ્યાં શ્રીઅક્કાજીને પાસ; સકલ મનોરથ આજ સફલ થયારે નિજ જન વાધ્યો મન હુલ્લાસ. ૧૦ તિલક કરે ને વધાવે પ્રેમશુંરે, આરતી ઉતારે વ્રજનાર; તનમન પ્રાણ કરે બલિહારનેરે, મુખ જોઈ સુંદર વરસુકુમાર.૧૧ ચોવા ચંદન કેસર છાંટણાંરે, મંડપ બાંધ્યો વિવિધ વિતાન; ધ્વજ પતાકા તોરણ બારણેરે, મુનિ જન કરે

વેદ ધ્વનિ ગાન. ૧૨ જોતિષ નિપુણ ગર્ગમુનિ આવી-
યારે, જન્મપત્રિકામાં લખ્યોરે વિચાર; સાત પુત્ર એ
પ્રભુ ઘેર પ્રગટશેરે, તેનો થાશે બહુ વિસ્તાર. ૧૩
કલિના જીવ અનેક ઉદ્ધારશેરે, દશોદિશ થશે જશ
વિસ્તાર; કેવળ દૈવી જીવ ઉદ્ધારવારે, ભૂતલ પ્રકટયા
શ્રીકૃષ્ણ અવતાર. ૧૪ બંદી માગધ ભાટ જાચક
મળ્યારે, આપે શ્રીવલ્લભરાજ ઉદાર; મનવાંછિત
પટ ભૂષણ ધન બહુરે, ગાવે ગુણી જન કરે ઉચ્ચાર.૧૫
ગુણ ગાયે શ્રીવલ્લભ નાથનારે, દ્વારે ઉભા દીએ આશિષ
સાંભળીને જાચક આવ્યા સર્વ દેશનારે, પ્રકટયા પૂર્ણ
બ્રહ્મ જગદીશ. ૧૬ શ્રીગિરિધર શ્રીવિઠ્ઠલનાથશું રે,
જે જન જાણે મનમાં ભેદ; તે ખલ અસુર કહીએ તેની
ગતિ નહિરે, કહે પુરાણ પુકારે વેદ. ૧૭ પ્રભુજી માહારી
મત પત રાખજોરે, જ્યાં લગી પ્રાણ રહે આ દેહ; શ્રી
વિઠ્ઠલનાથ સદા ચિત્તમાં વસોરે, નિત્ય પ્રતિ ક્ષણું
ક્ષણું અધિક સ્નેહ. ૧૮ ધર્મવિમુખ બહુ આ કલિ-
કાલમાંરે, કલ્પિત કરે મહાપાખંડ, તેનો સંગ દોષ
લાગે નહિરે, માગું અવિચલ ભક્તિ અખંડ. ૧૯
શ્રીવિઠ્ઠલનાથ સદા થનમાં વસોરે, વૈષ્ણવ પદરજ

વલ્લભદાસ; કરો કૃપા હું કરૂં વિનંતિરે જુગ જુગ દેજો વ્રજમાં વાસ. ૨૦

ધોળ ૮.

પોષ નોમે શ્રીવિઠ્ઠલનાથજી, હાંરે વહાલો પ્રગટયા શ્રીવલ્લભદ્વાર જો; એમને જોવાને થઇ વ્યાકુલી, હાંરે વહાલે કીધી સેવકની સારજો. ૧ પ્રથમ શ્રીનંદઘેર પ્રકટીયા, હાંરે વહાલે પૂર્યા જસોદાજીના કોડજો; રમતા સખા સહુ સાથમાં, હાંરે વહાલો હરિ હળધરજી-ની જોડજો. ૨ હવે વલ્લભસુત એ થયા, હાંરે વહાલો શ્રીગોપીનાથજીના ભ્રાત જો; ગોદમાં લેઇને હુલરાવતા, હાંરે ધન્ય ધન્ય શ્રી અક્કાજી માત જો. ૩ એહુનાં સુખ કોઇ કહી નવ શકે, હાંરે ધન્ય ધન્ય શ્રીયમુનાજીની રેતજો. ૪ જ્યાં વહાલો ધેનુ ચરાવતા, હાંરે વહાલે કીધો છે રાસ વિલાસજો; વેણુ વગાડી વૃંદાવનમાં, હાંરે વહાલે પૂરી વ્રજસુંદરીની આશજો. ૫ રસ બિહારી વ્રજવલ્લભા, હાંરે મને આપો શ્રીવ્રજમાં વાસજો; કર જોડીને કરૂં વિનતિ, હાંરે વહાલા શોભા જુએ છે હરિદાસ જો. ૬

ધોળ ૯.

આવોને પરમ સોહાસણી, મળી મંગળ ગાઇએ;
આજ આનંદ માહરે અતિ ઘણો,સર્વે વાજીંત્ર વાઇએ.૧

પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથજી, જન્મનો છે દહાડો;
મોતી તે કેરા સાથીઆ મંદિર માહે કહાડો. ૨
મણિ મુક્તાફળ કેવડો, વચ્ચે ચોક પુરાવો;
શ્રીવલ્લભજી દાન આપે ઘણાં, કહેતાં ન આવે પાર. ૩
ભાટ યાચકો મળી ઘણા, બોલે જય જયકાર;
ભગવદીય મન આનંદ ઘણો, ફુલ્યાં અંગ ન સમાય. ૪
માધવદાસના પ્રભુના યશ સહુ કોઇ ગાય;
આવો ને પરમ સોહાસણી, મળી મંગળ ગાઇએ. ૫

ધોળ ૧૦.

આજ સૈયરરે વધામણાં. વ્રજ વાગ્યાં નિશાન;
પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથજી, થયાં કોટિ કલ્યાણ. ૧
ચાલની ચાલ ઉતાવળી, લાલ જોવાને જઇએ;
તન તલપે મન ભેળીને આપણે આનંદ લઇએ. ૨
અમી રે ભરી હરિની આંખડી, નેણાં છે રે રસાલ;
ચરિત્ર કરે સહુ ભાવતાં પારણે પોહોડયા નંદલાલ. ૩
એતો નિંદ્રા નહી કરે, સેવાના છે રસીયા;
માધવદાસના પ્રભુજી, મહારે મન વસીયા. ૪

ધોળ ૧૧.

શ્રીગોકુલ ગામને ગોંદરે સાહેલીરે, આ શી ઝાક-
ઝમાળ, શ્રીગુસાંઇજી ગોકુલમાં પધારીઆ સાહેલીરે.

ટેક. ૧ મંડપ છાયા મોખરે સાહેલીરે, મોતીના ચોક પુરાય; ૨ તોરણ બાંધ્યાં બારણે સાહેલીરે, કદલીના સ્તંભ રોપાય. ૩ રંગીલી ગલી રળીયામણી સાહેલીરે, ભીતર ભીડ ન માય. ૪ ગુજરાતી આવે મલપતા સાહેલીરે, વૈષ્ણવ સોરઠ દેશ. ૫ ગોકુલ ગામ રળીયામણું સાહેલી રે, જમુનાજી વહેરે જાય. ૬ વૃંદાવન સોહામણું સાહેલીરે, બંસીબટનો ચોક. ૭ માધવદાસ માગે સદા સાહેલીરે, શ્રીગોકુલમાંહી વાસ. ૮

ધોળ ૧૨.

આવો મળો સાહેલડીજી, હૈડે હરખ ન માય;
માંહેમાંહે વધામણાંજી પ્રકટયાં શ્રીવિઠ્ઠલરાય. ૧

નવસત આભરણ અંગે સજ્યાંજી ચાલ્યાં શ્રીવ્રજનાર;
અતિ આનંદ ઉમંગે ભર્યાંજી પોહોત્યાં શ્રીવલ્લભદ્વાર ૨

ધન્ય ધન્ય શ્રીવલ્લભ ધણીજી ધન્ય શ્રીઅક્કાજી માત;
શ્રીગોકુલચંદ્ર પ્રગટીયાજી. શ્રીગોપીનાથજીના ભ્રાત, ૩

માગશર માસ સોહામણોજી.સોહામણો નવમીનો દિન;
કૃષ્ણપક્ષ ઉદે હવાજી, શ્રીગોકુલમાંહી રત્ન. ૪

દ્વાપર માંહી ઓળખ્યાજી, હેતે હતી હામ;
તે પ્રભુજી પધારીયાજી પૂરવા મનના કામ. ૫

રાત દિવસ સેવે સદાજી બ્રહ્માદિક મહેશ;
દર્શન માત્ર પામે નહિજી સ્વપ્નાંતર લવલેશ. ૬
શેષ સહસ્ર મુખ સ્તુતિ કરેજી, નિગમ ન પામે પાર,
તે પ્રભુજી પધારીયાજી, ટાળવા ભૂમિનો ભાર. ૭
સેવકને સુખ આપવાજી, અબળાના આધાર;
ઘેર ઘેર ઉત્સવ અતિ ઘણોજી મોતીના ચોક પૂરાય. ૮
કેસર કુમકુમ છાંટણાંજી, તોરણ બાંધ્યાં દ્વાર;
દૈવીનાં દુઃખ ટાળવાજી, પ્રકટયા બીજી વાર. ૯
વાજીંત્ર વાગે અતિ શોભતાંજી. વીણા તાલ મૃદંગ;
માનિની મંગળ ગાયેજી, હૈયે ધારી ઉમંગ. ૧૦
ગાયે ગીત સોહામણાંજી પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથ;
દાન આપે વિવિધ તણાંજી, ઉદાર શ્રીવલ્લભનાથ. ૧૧
તૈલંગતિલક ત્રિભુવન ધણીજી, શ્રીગોકુલપતિ આધાર;
બંદીજન બહુ યશ ભણેજી, ચિરંજીવો રાજકુમાર. ૧૨
શ્રીવલ્લભજીના લાડીલાજી, શ્રીપદ્માવતી વહુજીના કંથ;
ભગવદી ભાવે ભેટતાજી, એવા અદ્ભુત કરુણાવંત. ૧૩
વદનકમલ અવિલોકતાંજી, પહોંચી મારા મનડાંની આશ;
માધવદાસ માગે સદાજી, શ્રીગોકુલમાંહી વાસ. ૧૪

ધોળ ૧૩.

શ્રીવલ્લભરાજકુમાર તમે કાંઈ કીધું રે.
મ્હારૂં ચિત્ત વિત્ત શ્રીગોકુલનાથ હરીને લીધું રે. ૧

ગિરિધારીએ ઘેલી કરી મને આજ ન ભાવે અન્નરે;
ધન્ય કુંવર શ્રીઅક્કાજીના જાયા,
લોભાણાં લોભી રહ્યાં ને નંદકુંવર રંગ રેલરે;
રસીયા ઠાકોર ભીમના, મારી અરજ સુણો અલબેલ. ૨

ધોળ ૧૪.

શ્રીવિઠ્ઠલનાથ નામ રસ અમૃત પાન સદા તું કરરે રસના; વારંવાર કહું હું તોસોં, યેહી નેમ જે ધરરે રસના. ૧ એ રસમાં પ્રતિબંધ પડે તો તેથી તુ અતિ ડરરે રસના. ૨ હરિકો વિમળ જશ ગાને નિરંતર. જાતેં વિઘ્ન સબ ટળેરે રસના. ૩ ચતુર્ભુજપ્રભુ ગિરિધરલાલકો; આનંદ ઉરમાં ભરરે રસના. ૪

ધોળ ૧૫.

જે જે લાલ ગોવર્ધનધારી. સુંદર રૂડાં નામજી; શ્રીપુરુષોતમ પ્રકટ થયા, શ્રીવિઠ્ઠલ રૂપ નિધાનજી. ૧ ટોળે મળી સર્વે તરુણીને, સજેની સોળે શૃંગારજી; થાળ ભરી મુક્તાફળનો, વધાવો શ્રીવલ્લભલાલજી. ૨ વધાવીને શ્રીમુખ નિરખો, નિમિષ ન અળગા થાઓજી; પ્રેમ સુધારસ પીઓરે પદ્માણી, હળી મળી મંગળ ગાઓજી. ૩ શ્રીવ્રજસુંદરોના જીવન વહાલા, સેવકનાં

સુખકંદજી; બત્રીશમાં એકે નહી ઓછું, સોળકળા મુખ ચંદજી. ૪ શ્રીવલ્લભ સુત જો વહાલા કરીએ, તો ભવસાગર તરીએજી; અન્ય દેવ ઉપાસના તજીએ, તો વર વિઠ્ઠલ વરીએજી; તન મન ધન સમર્પણ કરીએ: વૈષ્ણવને અનુસરીએજી; માધવદાસ એટલડું માગે, શ્રી ગોકુલમાં અવતરીએજી. ૬

ધોળ ૧૬.

આપણે જઇએરે શ્રીગોકુલ ગામ, સાહેલીરે શ્રીજીને નિરખીએ; જીરે જુવતીનાં જૂથ ટોળે ગળપાં; ગોપીએ સજીયારે નવસત શૃંગાર. સા. ૧ ગોપી વેગે તે ચાલો ઉતાવળાં, જઈ જોએરે અનુપમ નાથ. સાહેલી. ૨ ગોપીએ કંચન થાય કરે ગ્રહ્યો, માંહી ભરીયાંરે મુક્તાફળ સાર. સાહેલી. ૩ મહારૂં મનરે મથુરા ચિત્ત શ્રીગોકુલમાં, મહારો જીવડોરે રહ્યો શ્રીજીની પાસ. ૪ ગોપી ચરણકમળ રજ લેઈ રહ્યાં, વહાલો આપેરે અભય પદ દાન. સા. ૫ ત્યાં તો સાત મંદિર સોહામણાં; ગોપી આવ્યારે ઠકુરાણીના ઘાટ. સા. ૬ મથુરામાં ત વાજીંત્ર વાગીયાં, ગોકુળમાંરે ગડગડીયાં નિશાન. સાહેલીરે. ૭ વારિ જાઉં શ્રીવલ્લભસુતને વારણે, બલિહારીરે જાય માધવદાસ. સાહેલીરે. ૮

ધોળ ૧૭.

વહાલો શ્રીવલ્લભ ઘેર પ્રગટીયા, સુંદર વરજી, શ્રીવિઠ્ઠલ ધરીયાં નામરે. સુંદર વરજી. ૧ એમનું રૂપ રસાળ ઘણી ચાતુરી, સુંદર વરજી; એમનું મુખ જોવાને થઈ આતુરી. સુંદર વરજી. ૨ એમને સહેજ કસ્તૂરી તિલક ભાલરે, સુંદર વરજી; એમનાં લોચન લાલ ગુલાલરે. સુંદર વરજી. ૩ એમને અજાન બાહુ એ હરિ, સુંદર વરજી; એમની કટિ પર વારૂં કેસરી. સુંદર વરજી. ૪ એમનાં ચરણકમલ શોભા ઘણી. સુંદર વરજી; વૈષ્ણવજન માથે એ ધણી સુંદર વરજી. ૫ એમને કેસરી ધોતી સોહીએ, સુંદર વરજી; એમને તેજે ત્રિભુવન મોહીએ. સુંદર વરજી. ૬ એમનો ઉપરણો છે જરકશી, સુંદર વરજી; સુરવનિતા છબી દેખી હસી. સુંદર વરજી. ૭ એમ કહી પુષ્પવૃષ્ટિ કરે, સુંદર વરજી; એ સુખ જોઈ હઇડું ઠરે. સુંદર વરજી. ૮ પુષ્પલતા બહુ પાસરે, સુંદર વરજી; ત્યાં શ્રીહરિ રમીયા રાસરે, સુંદર વરજી. ૯ ભાગ્ય બડાં વ્રજવાસીનાં, સુંદર વરજી; વહાલા શું રમતાં રાસ રે. સુંદર વરજી. ૧૦ બેહુ કર જોડીને વિનવું, સુંદર વરજી; શ્રીજમુનાજીને હું નમું. સુંદર વરજી. ૧૧ શ્રીજમુનાજી જોયાની

આશરે, સુંદર વરજી; મને આપજો વ્રજમાં વાસરે. સુંદર વરજી. ૧૨ હરિદાસ શોભા જોતા, સુંદર વરજી; મ્હારા મનના મનોરથ સહુ પોહોચ્યા. સુંદર વરજી.૧૩

ધોળ ૧૮.

શ્રીવિઠ્ઠલનાથજી સોહામણારે, એમનાં લીજીએ પેરે પેરે ભામણાં રે. ૧ દ્વિજ કુળમાં વહાલો પ્રગટી-યારે, દેખી નિજજન મન મહિં હરખીયાં રે. ૨ રાજ-શિરોમણિ રાજીયારે, દેખી સોળ કળા શશી લાજીયારે. ૩ સજ્જન સર્વ સંતોષીયાંરે; એ તો અમૃત વાણીએ પોષીયાંરે. ૪ તન મન ધન કરૂં વારણેરે; પ્રભુ પ્રકટયા ભક્તને કારણેરે. ૫ કોડ પૂર્યા વહાલે ભક્ત તણારે, સુખ પામ્યા માંહોમાહે અતિ ઘણારે. ૬ દાસનો દાસ કરે વિનતિરે, ચિરંજીવો ગોકુલપતિરે. ૭

ધોળ ૧૯.

ધન્ય ધન્યરે આજનો દિન આજની રાત રળી-યામણીજી. પધાર્યા શ્રીવિઠ્ઠલનાથ, વેગે તે આપો વધા-મણીજી. ૧ જીરે ઉલટ અંગ ન માય આજની શોભા અતિ ઘણીજી. જીરે માનિની તે મળીરે આજ, છબી નિરખવા પ્રભુ તણીજી. ૨ જીરે હીંડે તે માંડલા મોડ; કનક કલશ શિરપર ધરીજી; જીરે એક કરે પુષ્પની

માલ બીજે કરે કુમકુમ ભરીજી. ૩ જીરે તે ઉપર શ્રીફળ સાર મુક્તા થાલ સંગે ભરીજી; મહારા વહાલાને વધાવાને જાઉં ઉમંગી ઉમંગી આનંદ ભરીજી. ૪ જીરે ચિરંજીવોરે જુગલ કિશોર, આ જોડી અવિચળ સદાજી; બલિહારી શ્રીવિઠ્ઠલનાથ, કોડ પૂરો મહારા મન તણાજી. ૫

ધોળ ૬૦.

જીરે ધન્ય ધન્ય આજનો દિન, શ્રીવિઠ્ઠલનાથ પધારીયાજી; સુણી સુરનર હર્ખ્યાં મન, કલિજુગ જીવ ઉદ્ધારીયાજી. જીરે ધન્ય ધન્ય શ્રીવલ્લભ તાત, પ્રગટ પુરુષોત્તમ સુત હવાજી; જોતાં જાણું રે અદ્ભુત વાત, પૂર્ણ પ્રીતે પામવાજી. ૧ જીરે ધન્ય ધન્ય શ્રીઅક્કાજી માત, કુંવર કર હુલરાવીયાજી; જીરે એના મુખમાં તે સાગર સાત, જસોદાજીને દેખાડીયાજી. ૩ જીરે એના મુખમાં તે બીડી બરાસ, વૈષ્ણવ જનને આપીયાંજી; વહાલે આપ્યાં તે ચવિંતનાં દાન, ભવનાં બંધન કાપીયાંજી. ૪ જીરે ધન્ય ધન્ય શ્રીજમુનાજીનું નીર, નિત્ય નિત્ય નાથ ક્રીડા કરેજી; વહાલો ઓઢેરે ઉપરણા સાર, દીઠડે મારાં મન ઠરેજી, ૫ જીરે ધન્ય ધન્યરે વ્રજવાસી લોક, વદન નિહાળે વળી વળીજી; જોતાં જાણ્યું તે કારણ

કાંઇ, મંગળ ગાએ હળીમળીજી. ૬ જીરે ધન્ય ધન્યરે શ્રીગોકુળગામ, વ્રજનાયક વાસો વસેજી; હવે સરીયાં સેવકનાં કામ, મરજાદા મનમાં વસેજી. ૭ જીરે ધન્ય ધન્યરે ઓચ્છવ આજ, શ્રીવલ્લભજીને બારણેજી; ત્યહાં તો વાગેરે તાલ પખાજ, બંદીજન બહુ જશ ભણેજી. ૮ જીરે ધન્ય ધન્યરે માગશરમાસ, ઉત્તમ વદ નવમી ભલીજી; સુખ પામ્યો રે સહીયર સાથ, લીલા દેખી નિત્ય નવી નવીજી, ૯ બલિહારી માધવદાસ, શોભ મહારે મન વસીજી. સેવકજનનાં સરીયાં કાજ, એ લીલા સઉને મન ઠસીજી. ૧૦

ધોળ ૨૧.

ધન્ય ધન્ય તે આજનો દિન, આજની રાત રળીયામણીજી; પધાર્યા શ્રીવિઠ્ઠલનાથ, વેગે તે આપો વધામણીજી. ૧ આપણે સદારે સોહાગણી નાર, આપણા શિરપર એ ધણીજી; તમો પહેરોને નૂતન ચીર, સુંદરી નવસપ્ત વર્ષ તણીજી. ૨ તમો પહેરોને આભરણ અંગ, સરખા સરખી સહચરીજી; સખી એક કરે પુષ્પની માળ, બીજે તે કરે કુમકુમ ભરીજી. ૩ ઉપર શ્રીફળ ફોફળ સાર, કનક કળશ કેસર ભર્યાજી; મારા વહાલાજીને નિરખવા જાઉં, નિરખી મહારસ ભર્યાજી. ૪ જઈ

જોયા શ્રીજુગલકિશોર, દેહની દશા ગઈ વીસરીજી;
જોયા રુક્મણીવહુજીના કંથ, ઉર ઉપર અમી ભરીજી.
૫ જોયા શ્રીપદ્માવતીવહૂજીના કંથ તે દીઠે માહારાં મન
ઠરેજી; મહારૂં માગ્યું આપોને મહારાજ, મનડાં તણાં
કારજ સરેજી. ૬ સદા શ્રીગોકુળ માહારો વાસ, પ્રભુની
છબી મારે મન વસીજી; બલિહારી તે માધવદાસ, એ
લીલા મારે મન વસીજી. ૭

ધોળ ૨૨.

હરખે શ્રીવલ્લભનંદન ગાવુંજી, શ્રીવિઠ્ઠલનાથને
વારણે જાઉંજી. ૧ જેનાં તેનાં મન તણો મહિમાયજી,
સકળ અમંગળ અળગાં થાયજી. ૨ જેણે તે પુષ્ટિનું
કીધું છે દાનજી, ટાળ્યું ટાળ્યું જીવતણું અજ્ઞાનજી.
૩ કીધો કીધો મહા મોહોટો ઉપકારજી, દૈવી તે જીવનો
કીધો વિસ્તારજી. ૪ મનડાંની આશા પૂરણ કીધીજી,
શિક્ષા તે સેવા કરવાની દીધીજી. ૫ મટયો મટયો અસુ-
રતણો આવેશજી. કીધો કીધો ભક્તિતણો ઉપદેશજી. ૬
જીવને બ્રહ્મસંબંધ કરાવ્યાજી, જે થકી પુરુષોતમ મન
ભાવ્યાજી. ૭ વાર્યાવાર્યા અન્ય આશ્રય જીવ જાતાજી,
રાખ્યા રાખ્યા અસમર્પિત વસ્તુ ખાતાજી. ૮ શ્રીમદ્-
ભાગવત રૂપ પ્રકાશજી, તેહ થકી તત્ત્વ વેદનું ભાષ્યજી.

૯ બાંધી બાંધી ભક્ત સિંધુની સેતજી, કીધું કીધું દૈવી જીવનું હેતજી. ૧૦ સપ્ત તે લાલ કેરા તાતજી. શ્રીગોપીનાથ તણા જે ભ્રાતજી. ૧૧ શ્રી અક્કાજીમાંના ગર્ભ તણાં એ રત્નજી, પધાર્યા ભક્તોનું કરવા જત્નજી. ૧૨ એ તે મણિ ભક્ત તણે શિર સોહીએજી, નિરખતાં નિજ જનનાં મન મોહીએજી. ૧૩ શ્રીમદ્વિઠ્ઠલના જે દાસજી, તેમના તે પદ રજની આશજી. ૧૪ વળી વળી એહજ વિનતિ કીજેજી, વ્રજ સેવકને અભયપદ દીજેજી. ૧૫ તેડાવું તે સહીયર સાથજી, નાચું ગાઉં તાળી તે પાડું હાથજી. ૧૬ કોને કહું કહ્યું તે નવ કહેવાયજી. છબીપર જન રસિક બલ જાયજી. ૧૭.

ધોળ ૨૩.

આનંદસાગર ઉલટયો, રસનાએ વહે છે પ્રવાહ; ગોકુલપતિ પામીએ. ૧ શ્રીવલ્લભજીનારે લાડીલા, પુષ્ટિના પુષ્ટ મહારાજ. ગોકુળ૦ ૨ શ્રી અક્કાજીનારે લાડીલા, જગતના પ્રાણ આધાર. ગોકુળ. ૩ તેલ અભ્યંગ કરાવીએ, વૈષ્ણવને હર્ખ ન માય. ગોકુળ. ૪ કેસરે નાહ્યા શ્રીવિઠ્ઠલવર, ચોકીએ બેઠા સોહાય, ગોકુળ. ૫ અંગ વસ્ત્ર વહાલે અંગ ધર્યાં, ધર્યાં તિલક મુદ્રા ભાલ. ગોકુળ. ૬ ધોતી ઉપરણારે કેસરી, પેહેરોને

પ્રાણજીવન. ગોકુલ. ૬ અપરસ ગાદી પધારીઆ, મુખે ભણે છે વાહલો પાઠ. ગોકુળ. ૮ માગેરા શ્રીજીને ચરણે નમે, રસીઆ જોઈ જોઈ મોહે. ગોકુળ. ૯ વૈષ્ણવસમાજ પ્રમોદ કે વારૂ છું તનમન ધન. ગોકુળ. ૧૦ વૈષ્ણવ સમાજ ઓછવ કરે, બલિહારી માધવદાસ ગોકુલપતિ પામીએ. ૧૧ સાગર ઉલટયો.

ધોળ ૨૪.

શ્રીવલ્લભકુલ ભલે પ્રગટીયા પ્રગટયા શ્રીવિઠ્ઠલ નાથરે; દાસને મનરે આનંદ ઘણોરે વેદ પુરાણે આ વાતરે. ધન્ય માતાજી શ્રીઅક્કાજી, જેણે કર શ્રીનાથજી હુલરાવ્યારે; શુક સનકાદિક ગમ નહિ, પ્રગટ શ્રીપુરુષોત્તમ આવ્યારે. ઘેર ઘેર ગુડી ઉછળે, તોરણ દ્વારે સોહાયરે; પરમ પનોતાં સુંદરી, હરિજીને નિરખવા જાયરે. ૩ સુંદરી સર્વ ટોળે મળ્યાં; મુખ જોઈ જોઈ મોહેરે; આનંદ સાગર ઉલટયો, ત્રિભુવન જય જયકાર હોયરે. ૪ વાજીંત્ર વાગે શોભિતાં, ઘેર ઘેર ઓછવ થાયરે; દુંદુભિ વાગે દેવતાનાં. શુકજી શ્રીભાગવત ગાયરે. ૫ કેસર કુમકુમ છાંટણાં, દેવની આશિષ થાયરે; દાન આપે શ્રીવલ્લભજી ઘણું, ઉલટ અંગ ના માયરે. ૬ ભક્તિમાર્ગ સ્થિર સ્થાપવા વૈષ્ણવની કરવા સહાયરે;

આપણને અનુગ્રહે કર્યો જોગી ન જાણે એ વાતરે. ૭ ભક્તિ કરો શ્રીવિઠ્ઠલજીની, બીજી ફોગટ વાતરે; એરે લીલા જે કોઈ જાણશે, છે વ્રજવાસીનો સાથરે. ૮ માગશર વદી તે નવમી ભલી ભલી આજની વાતરે; શ્રીવિઠ્ઠલ વરરે હૃદય હુવા, પ્રગટ્યા શ્રીપૂરણ [illegible]. ૯ ધવળ મંગલ હોય ઘણાં આ સુખ અંગે ન માયરે; ચિરંજીવો મ્હારો વાલમો, બલિહારી માધવદાસરે. ૧૦

ધોળ ૨૫.

ચાલો સખી શ્રીગોકુલ જઇએ, વિનતિ વહાલાને કહીએ; કે સહેજે સુખીઆં બહુ થઇએ. ચાલો સખી. ૧ ધન્ય ધન્ય શ્રીગોકુળ ગામ,પ્રગટ્યા પૂર્ણ કામ, જેનું મુનિ ધરે ધ્યાન. ચાલોરે સખી. ૨ મળી સહુ વ્રજ તણી નારી, પહેરી કસુંબલ સારી; કે લટકે ઘુંઘટડો મારી. ચાલોરે સખી. ૩ મળી સહુ સઇયરની ટોળી, પહેરી પચરંગી ચોળી; ચાલે ભમર ભોળી. ચાલો સખી. ૪ કર મુકા[illegible]ની [illegible], સોનાં વદન સદન વાળી; કે માંહોમાંહે લે તાળી. ચા[illegible] [illegible]ખી. ૫ તોરણ બાંધ્યા છે ટોડે,જય જય શબ્દ જાચક બોલે; કે વૈષ્ણવ જન મળીયા કોડે. ચાલોરે સખી. ૬ ધન્ય ધન્ય ઠકરાણી ઘાટ, બેઠા શ્રીવિઠ્ઠલનાથ; સોહીએ કુંવર સાત. ચાલો

સખી. ૭ ધન્ય ધન્ય જમુનાની લેહેરી, મધુરીસી મોહ-
નની વેણી; સુણતાં થઈ છું હું ઘેલી. ચાલો સખી. ૮
પ્રગટયા ગિરિવર ગિરિધારી, કરી વ્રજ લીલા વિસ્તારી;
માધવદાસ જોઈ જાય બલિહારી. ચાલો સખી. ૮

ધોળ ૨૬.

વૃંદાવનનારે ચંદ્રમા, આજ માહરે આનંદ અતિ
ઘણો, પ્રગટયા શ્રીવિઠ્ઠલનાથકે, વૃંદાવનનારે ચંદ્રમા.
૧ માગશર માસ સોહામણો, નવમીનો દિન કે.
વૃંદા. ૨ કૃષ્ણપક્ષ વાલો ઉદે હવા ગોકુળમાંહેરે રત્ન.
વૃંદા. ૩ જુવતીનાં જૂથ ટોળે મળ્યાં સજ્યા નવસત
શણગાર કે વૃંદા. ૪ પહેરે નવરંગી ચુંદડી, ચાલે
ગજ ગતિ ચાલકે. વૃંદા. ૫ કનક થાળરે કર ગ્રહી,
માંહે મુક્તાફળ સારકે. વૃંદા. ૬ ગાતાં મંગળ ધોળ
સોહામણાં, આવ્યાં શ્રીઅક્કાજીને દ્વારકે. વૃંદા. ૭
શ્રીવિઠ્ઠલવર મોતીએ વધાવીયા, આનંદ અંગ ન
માયકે. વૃંદા. ૮ તિલક કરે ને વધાવે પ્રેમશું, ગાય શ્રી
ગોકુળપતિનું ગીત. વૃંદા. ૯ શ્રીજશોદાજીના જીવણ
લાડીલા શ્રીઅક્કાજીના કુંવર કોડામણા; જુવતીના
જીવન પ્રાણ. વૃંદા. ૧૦ જસોદાજીના વન કાહાનકે
રંગીલો બીનલેવાનકે. વૃંદા. ૧૧. કુંડળ ઝાળકે બેહુ

કાનમાં, રવિ શશી કોટિ સમાન. વૃંદા. ૧૨ શિરપર કુલેહની પાગ કે ફૂલ્યો નવરંગી બાગ કે રતિપતિ મહા અનુરાગ કે. વૃંદા. ૧૩ તોરણ બાંધ્યારે બારણે, ટોડે ટહુકે છે મોર કે; બોલે હળધરવીરકે. વૃંદા. ૧૪ પ્રાતસમેરે મહી ઘૂમતાં, ઘૂમે ઘમકે છે પ્રાત; કંકણ ખલકે છે હાથકે, વાજીંત્ર વાજે બહુ ભાતકે. વૃંદા. ૧૫ જુગ જુગ માહારો વાલમો, બલિહારી માધવદાસ કે વૃંદાવનનારે ચંદ્રમા. ૧૬

ધોળ ૨૭.

શ્રીવલ્લભ સુતને નિરખોરે, માહરા શ્રીજીના વહાલા; સુંદર જેવા સરખારે માહરા શ્રીજીના વહાલા. ૧ વેદ પુરાણે લખીઆરે, મારા. જ્યાં જાઓ ત્યાં સુખીઆરે. માહરા. ૨ શ્રીજમનાજીનાં તીરરે, માહરા. વસ્ત્ર હર્યાં હળધરવીરરે મારા. ૩ શ્રીવૃંદાવનની વાટેરે મારા. મહી લુટયાં શા માટેરે માહારા. ૪ સોળસહસ્ત્ર વ્રજનારીરે, મારા. તોએ કહેવાયા બ્રહ્મચારીરે, મારા. શ્રીગોવર્ધન ગિરિધારીરે, મારા માધવદાસ બલિહારીરે મારા વ્રજના વહાલા. ૬

ધોળ ૨૮.

શ્રીવલ્લભસુત વાહાલા લાગો, કે તેથી ભય

સઘળો ભાગો; સુકૃત સેજે શું જાગો; શ્રીવલ્લભ. ૧ પ્રગટ્યા શ્રીપુરુષોત્તમ પોતે દ્વિજ સુંદરરવર મનશું તે; દૈવી પ્રગટ થયા જોતે; શ્રીવલ્લભ.૨ સાત કુંવર કહીએ તેવા સ્વરૂપની સોંપી છે સેવા જીવને દાન ઘણાં દેવા, શ્રીવલ્લભ. ૩ સેવક જન પુષ્ટિમાં પાળ્યા, આળગા અથડાતા ટાળ્યા, સમર્પણ સુખ વાટે વાળ્યા શ્રીવલ્લભ. ૪ ચોરાશી ચરણે કીધા,અષ્ટ સ્થાપી આધા લીધા,ભગવદ્રસ ભાવે તે પીધા, શ્રીવલ્લભ. ૫ જે જન હરિચરણે રહેશે, નિર્મલ જમુનાંજી નાહાશે; અખંડ વ્રજવાસી થાશે. શ્રીવલ્લભ. ૬ સેવક જન હરિના દાસ કહીએ, ધ્યાન સદા એમનું ધરીએ; આપણ શ્રીગોપીનાથજીને ગમીએ શ્રીવલ્લભસુત વાહાલા લાગો. ૭

ધોળ ૨૯.

આજ આનંદ માહારારે અંગમાં, રસ વાધ્યો છે રૂડા રંગમાં, પધાર્યારે શ્રીવિઠ્ઠલનાથ, નજરો ભરી ભરી નિરખીએ. ૧ ધન્ય ધન્ય શ્રીવલ્લભતાતને, ધન્ય ધન્ય શ્રીઅક્કાજી માતને; જોગે જાયારે શ્રીજગના આધાર. નજરો. ૨ ધન્ય ધન્ય શ્રીજમુનાજીનાં નીરને, ધન્ય ધન્યરે લહેર તારંગને, ધન્ય ધન્યરે શ્રીઠકરાણી ઘાટ. નજરો. ૩ ધન્ય ધન્ય શ્રીવૃંદાવનને; ધન્ય

ધન્ય કમલ કેરી છાંયને; વહાલે કીધોરે કાંઇ વેણુનો નાદ. નજરો. ૪ ધન્ય ધન્ય ગોકુલીયાંની ગલીઓને, ધન્ય ધન્ય શ્રીશ્યામાજુના જૂથને; ગોપી મળીનેરે મંગળ ગાય. નજરો. ૫ ધન્ય ધન્ય શ્રીવ્રજના જીવણને, ધન્ય ધન્ય વ્રજ સર્વે સાથને; બલિહારીરે જાય માધવદાસ. નજરો. ૬

પદ ૩૦.

શ્રીમદ્દવલ્લભ ઘેર પ્રગટયા સહીરે, શ્રીવિઠ્ઠલવર નંદકુમાર; આ ગુપ્ત ભાવ રસ જગત પ્રકટ કર્યોરે કલિ જુગમાં દ્વિજવર અવતાર. ૧ આજ્ઞા પ્રથમ કરી પ્રકટયા હરિરે તમ ઘેર અમ પ્રાકટય નિરધાર; આજ દૈવી જન મન અતિ આનંદ થયોરે જગમાં થાશે જશ વિસ્તાર. ૨ આ ગૂઢ ધામ ચરણાટ વખાણીએરે ચરણ ચિન્હ અંકિત સુખકંદ; આ લીલા સૃષ્ટિ તે પ્રકટી નિકુંજનીરે, ત્યાં પ્રકટયા શ્રીવૃંદાવન ચંદ. ૩ આ પૌષ કૃષ્ણ નવમી દિન શુભ ઘડીરે, સંવત પંદરસેં બોત્તેર. કરી કરુણા ભૂતળ પ્રકટયા હરિરે, કરી આ દૈવી જન પર મેહેર. ૪ આ આપ રૂપ કહિયે નિજ સ્વામિનીરે, પ્રગટ રૂપ શ્રીગોવર્દ્ધનનાથ, તેથી મૃગમદ તિલક સોહામણાંરે, છબિ નિરખી જન થાય સનાથ. ૫ આ સેવક ભાવથી

ઉદય થયારે. શ્રીવલ્લભ ઘેર શ્રીવિઠ્ઠલેશ; આ કમળ લોચન કરુણારસથી ભર્યારે, મુખ જોતાં દુઃખ જાય કલેશ. ૭ આ બાળ સ્વરૂપ ભૂપ ત્રૈલોકનારે, પ્રગટ્યા પુષ્ટિ કરવા પ્રકાશ; શ્રીવૃંદાવન લીલા નિજ રૂપથીરે, જ્યાં રસિક રસ રમતાં રાસ. ૭ આ કોટિ તિમિર અઘ હર્તા એ પ્રભુરે; નિત પ્રતિ કરીએ સ્મરણ ધ્યાન; નિજજન નિજરસ રસના તો લહેરે, કરીએ નિજ લીલાનું દાન. ૮

શ્રીગુસાંઈજીને વિવાહ ખેલ.

શ્રીરે ગોવર્ધન ધારીજી વારી તે મુખપર જાઉંજી ॥ કૃપારે કરો નિજ દાસને શ્રીવિઠ્ઠલ વિવાહ તે ગાઉંજી ॥૧॥ એરે વિવાહ વિસ્તારતાં જે મુખ કાંઇ એ કેહેવાયજી ॥ એમ કરતાં કોણ હેતશું દાસલડાંને સુખ થાયજી ॥૨॥ એવારે કૃપાલ કૃપા નાથજી કૃપા કરી અમતણી જાણીજી ॥ આપણી આરત જાણીને એ વાત ચિત્તડામાં આણીજી ॥૩॥ હરખ્યા તે હરિવંશજી ઘણું માગ્યુંજી ॥૪॥ આપની ઇચ્છાયે ઉચ્ચર્યા શીખ હરિવંશજને દીધીજી ॥ જાણ કરો સહુ ન્યાતમાં વાત વિવાહ તણી કીધીજી ॥૫॥ ઘણુંરે ઘણે ઘેર આવી છે એરે વિવાહ તણી વાતજી ॥ પરમ પનોતુ છે એ કુલ-

પનોતી છે કન્યાની માતજી ॥૬॥ પીતા રે પનોતા પણ સહી જોગ લહ્યા મોટેરી પેરજી ॥ પ્રગટ પુરુષોત્તમ નાથજી આદરે આવશે ઘેરજી ॥૭॥ કુમકુમના છડા દેવરાવીયા મોતીના ચોક પૂરાવેજી ॥ પાટ ઢાળો રે પરકારશું સોહાસણ ગાવાને આવેજી ॥૮॥ એરે રીતે ગીત ગાનશું સુણરે ભલો તું વેહેવાઇજી ॥ ત્હારૂં તે પુણ્ય અતિ ઘણું પામ્યો શ્રીવિઠ્ઠલવર જમાઇજી ॥૯॥ સકલ શાસ્ત્રની રીતશું નિત્ય ભલી પેર્યો થાયજી ॥ વિવાહરે મલ્યો શ્રીવિઠ્ઠલવરનો માધવદાસ બલિહારી જાયજી ॥૧૦॥ * * * પદ ૨:—વિવાહ મલીયો શ્રવણ સુણિયો હવો જય જયકાર ॥ આનંદ વાધ્યો અતિ ઘણો મન ફૂલનો નહિં પાર ॥૧॥ ઘેર આવ્યા ભલા ભાવ્યા સગાં સહુ સહુ વાત ॥ આપણ અતિ બડભાગીયાં આનંદ અતિ ઘણો ગાત ॥૨॥ વહૂજીએ વ્રજનાથજીને પૂછી તે ઘણી ઘણી ગત્ય ॥ આચારજ બોલાવીયા હેડે તે હરખજ અત્ય ॥૩॥ અમો કહું તે સાંભળો ગુણ શા કહુ જીભ્યા એક ॥ ત્રિભુવનમાં એવું કો નથી જેની લીલા પ્રગટ વિવેક ॥૪॥ મુખે બોલ્યાં મૃગાનેણી વદે તે સત્ય ॥ ગુરુજી તમો તો અતિ ભલા જે પ્રાણનાથ સું રત ॥૫॥ તમારી પ્રીત જોઇ જોઇ મેં

જાણ્યું મનમાં એમ ॥ વદો ગત તો તમો લહી આવડું જાણ્યું કેમ ॥૬॥ એહજ માગું માવડી મુને આપી મુકો આજ ॥ માયા કરજો મુજને જેમ સરે અમારાં કાજ ॥૭॥ ગુરુજી સુણો ગુણ ગોઠડી પુછી તે પ્રભુજીની પેર ॥ સમાધાન કીધું ભલું પુછે વિપ્ર વળીયા ઘેર ॥૮॥ વાત જાણીને ચિત્ત આણી માનિની મન માંહ ॥ વિવાહ આદર અતિ ઘણો શ્રીનાથજી છે જ્યાંહ ॥૯॥ એક હમારી વિનતિ અવધારજો આવાર ॥ માધવદાસ બલિહારડે હવે સજ થાઓ પરિવાર ॥૧૦॥ + + +

પદ ૩:—પનોતીજીએ દીધી છે આશીશજી ॥ વિવાહ કીજે આગેલે માસજી ॥ હું તો તમને પુછું શ્રીગિરિધરજી ॥ જઈ પુછો ગોવિંદજી આ વારજી॥૧॥ જોશીડો તેડાવો મહારાજજી ॥ એમ કીજે દાસજનડાંને કાજજી ॥ જોશીડો તે ઉતાવળો આવજી ॥ જોતિષ સઘળેરાં લાવજી ॥૨॥ આવીને દંડવત કીધોજી ॥ હ ત કમલ શિર ઉપર દીધો[illegible] ॥ જોશીડે તે વિચાર્યું મંનજી ॥ જોતિષ ભણીઅલો બહુ ધન્યજી ॥ ॥ જોષીડે તે જોયું એહ રૂડુંજી ॥ નથી કાંઈ આંગે માસે કુડુંજી ॥૪॥ સંવત સોળ રૂડો છે વીસજી ॥ વૈશાખ સુદ રૂડી છે ત્રીજજી ॥ લગ્ન લખી મોકલીયું મન રળીજી ॥ માધ-

વદાસ બલિહારી જાય વારી વારીજી ॥૫॥ * * * પદ ૪:—લગ્ન લખી મોકલ્યું શ્રી વિઠ્ઠલનાથજી રૂડો શ્રીવલ્લભજીનો સાથજી ॥ હરખ્યા તે સુરનર રાજીયા માંડવે ગંધર્વ નાચેજી ॥૧॥ કૃપાનાથ મોટા મહારાજજી એમ કીજે દાસલડાંને કાજજી ॥ માંડવે આદર આજજી દુંદુભિ મધુરડાં વાજેજી ॥૨॥ માંડવે મોહોત્સ રચાયજી વસ્ત્ર અમોલક સંચરાયજી ॥ માંડવે આશી પેરજી ચંદરવે મોતીની સેરજી ॥૩॥ માંડવે અતિ ઘણો મરમજી, હોય રૂડાં વેદોદિત કર્મજી ॥ બે પાસે ગોવિંદજીની નારીજી માધવદાસ મુખપર વારીજી ॥૪॥ * * * પદ ૫:—ત્રેહેલા થાઓ વ્રજનાથજી કાજ બહુ મોટેરાં કરવાંજી ॥ એણી પેરે કારજ શ્રીજીએ પ્રભુ બોલ્યા વાણી એ સત્યજી ॥૧॥ સહોદર સહિત જદુનાથજી કોટિ તેત્રીસ ત્યાં જુવેજી ॥ ઈંદ્રાદિક સહુ દેવતા પુષ્પની વૃષ્ટિ કરે સહુએજી ॥૨॥ કુલધર્મ કર્મ સઘળાં કર્યા પ્રભુજીએ જાણ્યું એ મંનજી ॥ નવલ તે જોબન નાથજી ચઢીયા શ્રીવલ્લભસુત ધન્ય ધન્યજી ॥૩॥ સમીરે સાંજનો સમય થયો ગાડક ભલું રૂડુ એ ગામજી ॥ તું રે ભલી દુરગાવતી સુણી આવી લેતી એ નામજી ॥૪॥ ખાંત કરી ઘણી રાણીએ એ હરિ જસ

ગાયજી ॥ સૌ કોને આનંદ અતિ ઘણો હૈયડે હરખ ન માયજી ॥૫॥ આદરે અતિ ઘણી પુહચાંજી તોરણે આવ્યો છે અશ્વજી ॥ નવલકિશોર તોરણ ચઢયા જીયો વર મોહનવિશ્વજી ॥૬॥ કંદર્પ કોટિ સ્વરૂપજી ભૂપ તે ભલી પેરે ભાવ્યાજી, જાણ કરો ઘેર વહુજીને કોટિબ્રહ્માંડરાય આવ્યાજી ॥૭॥ વહુજીએ વાત સહીને કહી ના લહી કોણે એ પેરજી ॥ અણુચિતવ્યારે ઉતાવળા પ્રભુજી પધાર્યા છે ઘેરજી ॥૮॥ વચન સંબંધ અન્નોઅન્યજી મન જાણ્યું જે એમ કીજેજી ॥ વસ્ત્ર અન્યઅન્ય અમોલક નિત્ય તે નવરંગી લીજેજી ॥૯॥ આભરણ તે અતિ શોભિતાં આભરણ અંગે તે મોતીજી ॥ વિચ વિચ ચિત્ર અમોલક સખી ઘણું ઘણું પેરે જોતીજી ॥૧૦॥ નાગ નાગોદર ઝુમણાં લિલાવટ તે સત્યજી ॥ નાકે ફુલ નકવેસરી હૈયડે હરખ્યાં તે અત્યજી ॥૧૧॥ સખીતણો સ્નેહ છે સખીજી અબળા તે એણીપેરે બોલેજી ॥ દષ્ટે જોશો શ્રીવિઠ્ઠલવરને ત્રિલોક નહિં કોઈ તોલેજી ॥૧૨॥ તમ હેતે એમના જાણીજી કહી લહી વાત એ રૂડીજી ॥ પાવલે નૂપુર વાજતાં બાહુએ જડિત્ર છે ચૂડીજી ॥૧૩॥ કાને તે ઝાલ ઝબુકતી ગાલ તે કોટિ પ્રકાશજી ॥ નેત્ર અંજન મૃગાનેચીજી સજ

થાઓ નિરખી હયો આ વારજી ॥૧૪॥ માંહોમાંહે સહુ એમ કહે સખી સહુ શોભીતો સાથજી ॥ માનિની મન એમ જાણે જે કયારે આવે સુંદર નાથજી ॥૧૫॥ ત્યાંથકી ચઢયા સુણ્યા નારજી કામ તે આવડું શું વાટેજી ॥ એટલે તે આવી વધામણી પધરાવ્યા કનકને પાટેજી ॥૧૬॥ શ્રીવિઠ્ઠલનાથજી આવીઆ ભાવીયા ભલી પેરે કાન્હજી ॥ પુષ્પવૃષ્ટિ કરે દેવતા યોગીએ મુકયાં છે માનજી ॥૧૭॥ અશ્વ હસ્તી કહું કેટલા ઘોડીલે જન લીલાંજી ॥ ગાન કરે સહુ અંગના બેઠા ચકડોલની માંહેજી ॥૧૮॥ કુમકુમના પાટ ઢળાવીઆ ઓછાડયાં પાટંબર પીળાંજી ॥ શ્રીવિઠ્ઠલનાથજી આવીઆ ઓઢણુ પીતાંબર પીળાંજી ॥૧૯॥ ગોવિંદજીએ વહુજીને કહ્યું એક સખીને અહીંઆં તેડોજી ॥ માધવદાસ જાય બલીહારડે બીજો સહુ સાથ છે કેડેજી ॥૨૦॥ ＊ ＊ ＊ પદ ૬:—આવો પનોતી મૃગાનેણી બહુ ગુણવંતી નાર ॥ આવો સોહાગણ સુંદરી સુહાગી ઉભા છે દ્વાર ॥૧॥ એક હયો મોતીની થાળ ભરીને બીજી હયો પુષ્પની છ.૫ ॥ ત્રીજી તે તોરણ લાવશે ચોથી તે ચંદન લાવે ॥૨॥ એણી પેરે આનંદ ઉલટયો આહયો ચંદ્રાવલીજીનો સાથ ॥ ગજગતી ચાલ હરખે

ભરી ઉલટ અંગ ન માય ॥૩॥ પ્રભુજીનો પ્રેમ જાણી-વીયો તેને આપ્યો તે ઉરકેરો હાર ॥ દષ્ટે દીઠા શ્રીવિઠ્ઠ-લવર જાણે છુટો ચાલે ગજરાજ ॥૪॥ આવ્યા તે સુંદર સોહામણા માંડવે હવો જેજેકાર ॥ ઢોલ ભૂંગળ તાલ-મૃદંગ શું ગાય શ્રીવિઠ્ઠલજીના દાસ ॥૫॥ પંચ શબ્દ વાજે ઘણા હોય નફેરીના નાદ ॥ શ્રીવિઠ્ઠલનાથજી આવીયા જોવા આવ્યા તેત્રીસ કોટિ ॥૬॥ વેદ ધુનિ હોયે ઘણી દેખે વીમાને સુર સમાજ ॥ પદ્મણી પ્રેમ કરે ઘણું સરીયાં તે વહુજીનાં કાજ ॥૭॥ ભક્ત તણાં મન ફુલીયાં શ્રીવિઠ્ઠલ સુખની રાસ ॥ માધવદાસ બલિહારડે સરીયાં વૈષ્ણવનાં કાજ ॥૮॥ ✽ ✽ ✽ પદ ૭:—પ્રભુજીને પાટે પધરાવેજી ॥ વહુજી તે જોઈ જોઇ તન મન વારેજી ॥ વીર કન્યાજીનો આવેજી । કન્યાજીને વેગે ત્યાં પધરાવેજી ॥૧॥ સમૈયોજી સમૈયોજી સમૈયોજી ॥ વિલંબ ના કીજીયે કંમૈયોજી ॥ ત્રિલોકનાથજી તેડેજી ॥ બીજે સઉ સાથ છે કેડેજી ॥૨॥ પરમ પનોતીજી આવેજી ॥ માંચરામાં રૂડેરાં ભાવેજી ॥ વહુજીએ જાણ્યું એ ચિત્તજી ॥ પુરુષોત્તમ પામીએ સત્યજી ॥૩॥ સાથ સહુ જોપ જોઇને લાડેજી ॥ સેવક સુખ દેવા દેખાડેજી ॥ માંચરામાં શી શી પેર્યો હોયજી ॥ શાસ્ત્રમર્યાદાએ

સોહેજી ॥૪॥ વહેલા થાઓ : વરમાલા આરોપીજી ॥ હવે અહીંયા પધારાવો ચોરીજી ॥ માધવદાસ બલિહારી જાય કર જોડીજી ॥૫॥ * * * પદ ૮:—ચિરંજીવી ચોરીએ આવેજી ॥ સહીયર વહુજીને કહાવેજી ॥ બાઈ તમો એટલું તાંહાં કરજોજી ॥ અમને તો ચિત્તડામાં ધરજોજી ॥૧॥ આપણા તે કુલધર્મ કીજેજી ॥ બીડીવાળી હસ્તકમલ પર દીજેજી ॥ મધુરે તે સ્વર મોડ્યું છે ગાનજી ॥ જોઉ તમને કેટલી છે સાનજી ॥૨॥ સુંદરી તે સ્વરવડે સાદજી ॥ બેઉ પાસે ધોળના નાદજી ॥ એરે જોતાં રૂડા છે સંસારજી ॥ હવે અહીંયાં મંગાવો કંસારજી ॥૩॥ કંસાર પીરસે કન્યાની માડીજી ॥ પહેરી છે પચરંગી સાડીજી ॥ કંસાર સ્વાદે રૂડા મિષ્ટજી ॥ એ લાલા મોટી છે પુષ્ટિજી ॥૪॥ શ્રીમુખે એમ આશિષ દીધીજી ॥ ગુરુજીએ ચોરી કૃત્ય કીધુજી ॥ ગુરુજી તે બોલ્યા એ વાણીજી ॥ એ વાત ત્રિલોકે જાણીજી ॥૫॥ જુગલ સ્વરૂપ ચઢીયાં વરઘોડેજી ॥ માધવદાસ બલિહારી જાય કર જોડેજી ॥૬॥ * * * પદ ૯:—વેહવાઈ તારો માંડવડો સંભાર રસિકવર રમી વળ્યાંરે ॥ સંગે સોહે પદ્માવતી નારકે આવી ટોળે મળ્યાંરે ॥૧॥ વળી વદે કન્યાજીનો ભાઈ કે બાઈ ક્યારે આવશેરે ॥ શ્રીવૃંદાવન

ચંદ શ્રીવિઠ્ઠલનાથકે સાથ રૂડા ભાવશેરે ॥૨॥ વળી વદે કન્યાજીની માતકે રાત કહો કેટલીરે ॥ સુંદરીને શીખામણ દીજેકે થઈ રસ જેટલીરે ॥ જાણી શિરોમણિ જાનકે આણીયે મન રલીરે ॥ સોહાસણ સાસરે જાય કે સૈયર વળાવી વળીરે ॥૪॥ ધન્ય ધન્ય તૈલંગની નાતકે સંગે સોહે બહુ સખીરે ॥ વહુજીને વળાવાને જાય કે વાત વેદે લખીરે ॥૫॥ વાટડીમાં વિલંબ ના કીજે કે માગ્યું દીજે નાથજીરે ॥ વળી વળી પંથ નિહાળે કે આપણા સાથજીરે ॥૬॥ માધવદાસ બલિહારી જાયકે જીવે રૂડી અવનવીરે ॥ સહુ કોઈ આનંદ પામ્યા કે મનમાંહી ભાવહીરે ॥૭॥ * * = પદ ૧૦:—શ્રીવિઠ્ઠલ-વર પરણીને પધાર્યાજી ॥ સુરનર જોવાને આવ્યાજી ॥ વહુજીએ વાત ઘેર કહાવીજી ॥ પછી તહાં પહેરામણી આવીજી ॥ ઢાળ ॥ સર્વે આણાને દષ્ટે કર્યું કામ તેહે-વાઈનું સીધુંજી ॥ હરખ થકી જે આપીયું તે સહુ અંગીકાર કીધુંજી ॥૧॥ બહાર પોઢયા વિપરીતશું કીધી એ કુળ તણી રીતજી ॥ પાંચ દિવસ પ્રભુ એટલે એહ અલૌકિક રીતજી ॥૨॥ લોક જુવે લોકની રીત પ્રીત જુવે વ્રજ કેરા નાથજી ॥ સહુ કોના કોડ પુરા કર્યા પધાર્યા શ્રીવિઠ્ઠલનાથજી ॥૩॥ કૌતક નાના પેરનાં

ઘેર ઘેર દીસે છે અત્યજી ॥ વર વહી જાય ઉતાવળો ભલી મળી રળીએ રમતજી ॥૪॥ વાહાલાજી બાર ના દીજીયે દીજીયે માગ્યું એ દાનજી ॥ વર વહી જાય ઉતાવળો વળીએ વહુજીની જાનજી ॥૫॥ સ્વર્ગે તે સુખ પામ્યા દેવતા પાતાળે તો શેષનાગજી ॥ મોટાં ભાગ્યજરે એ તણાં અવરનો નથી ત્યાંહાં લાગજી ॥૬॥ માધવદાસને આશા છે એટલી પાસ પોતાતણે રાખોજી ॥ સંસાર સાગર બળીઓ છે રખે લઈ લેહેરમાં નાંખોજી. ॥૭॥

# શ્રી સાત સ્વરૂપોનાં ધોળ.

## શ્રીજા લાલજી શ્રીબાલકૃષ્ણજીનાં ધોળ.

મુખ છબી ચંદ ઉજીયારી, શ્રીબાલકૃષ્ણલાલ આંખડી અમિત અણિયાળી ટેક. મહા ઘૂર્ણિત શ્યામ શ્વેત રતનારી, ખંજન કુરંગ નાખું વારિ. શ્રી૦ ૧ પ્રફુલ્લિત વદનકમળ કરુણામય, કહેતાં ગુણ શારદા હારી. શ્રી૦ ૨ શ્રીનાથજીકેરા સિદ્ધ કરાવ્યા અલંકાર, આપનાં તે નેત્ર નિહાળી. શ્રી૦ ૩ સેવા કરો શ્રીદ્વારિકાધીશ પ્રભુની, પ્રેમ આનંદ મન ધારિ. શ્રી૦ ૪ શ્રીબાલકૃષ્ણલાલજીને પારણે ઝુલાવતાં. મનમાં અતિ આનંદ વધારી. શ્રી૦ ૫

જન્મ ઓચ્છવમાં થયા શ્રીજશોદાજી, દૂધ ધાર સ્તને થઇ ન્યારી. શ્રી૦ ૬ પ્રસન્ન થયા તાતચરણ શ્રીગુસાંઇજી, કહ્યું માગો મનથી વિચારી. શ્રી૦ ૭ શ્રીવિઠ્ઠલનંદન ત્યારે એમ બોલ્યા કે, આપની કૃપા રહો અપારી. શ્રી૦ ૮ શ્રીમદ્ ગુંસાઇજીએ કૃપા કરી ભાખીયું, નંદ મહોત્સવ તમ ઘેર ભારી. શ્રી૦ ૯ કંથ શ્રીકમલાવહુજીના કહેવાઓ છો, નિજજન જાય બલિહારી. શ્રી૦ ૧૦

ધોળ ૨.

શ્રીદ્વારિકાનાથજીને લાગું પાયકે, મતિ દેજો ભલીરે લોલ; શ્રીબાલકૃષ્ણજીનો જન્મ પવિત્ર તે ગાઇએ સહુ મળીરે લોલ.૧ સંવત સોળસેંને ખટ કે પક્ષ કૃષ્ણ સહીરે લોલ; આસો માસે નંદકુમાર કે, ફરી પ્રગટ્યા મહીરે લોલ. ૨ રાણી રૂક્ષ્મણી માતને કૂખકે, લાલજી પ્રકટીયારે લોલ; શ્રીવિઠ્ઠલનાથજી દેછે દાનકે, જાચક સહુ હરખીયારે લોલ. ૩ સાંભળી આનંદ નર ને નાર કે, સહુ મળી આવીયાંરે લોલ; કાંધે દધીના શીકાં ધર્યાં કે, સહુ મન ભાવીયાંરે લોલ. ૪ શ્રીવલ્લભરાજકુમારને ઘેર કે; દધી કાદો મચ્યોરે લોલ; શ્રીવિઠ્ઠલનાથજીને ત્યાંય કે, બધાઇનો રંગ રચ્યોરે લોલ. ૫ એક એક નરને એક

એક નાર કે, હાથ તાળી દીએરે લોલ; નાચે ગાવે ઓ-
ચ્છવ થાય કે, સહુ જે જે કહેરે લોલ. ૬ નાચે ઢાઢી
સુફલ સુજાન કે, ઝાંઝ લેઈ હાથમાંરે લોલ; વાગે ઝાંઝ
મૃદંગ ઉપંગ કે, કવિતા કરી તાલમાં રે લોલ. ૭ ગાવે
વૈષ્ણવ જન નર નાર કે, ધોળ પ્રગટ્યા તણાંરે લોલ;
લુટાવે શ્રીવલ્લભનંદ ઉદાર કે, મિષ્ટાન્ન મોદકા ઘણાંરે
લોલ. ૮ શ્રીગિરિધરજી પ્રફુલ્લિત મન કે, ગોવિંદ હર-
ખીઆરે લોલ; આવ્યા દેવ બેસી વૈમાન કે, કુસુમ બહુ
વરખીઆંરે લોલ. ૯ આવ્યા જોશી સહસ્ર પ્રવીણ કે,
લાલ પ્રગટ્યા સુણીરે લોલ; એમને ખટપુત્ર કન્યા એક
કે, એમ કહે છે મુનિકે લોલ. ૧૦ આવ્યા ગર્ગાદિક
મહામુનિ કે, ધુનિ કહે વેદનીરે લોલ; શ્રીગોસ્વામી
પરમ ઉદાર કે, આપી વધામણીરે લોલ. ૧૧ આવી
ગોકુળની સહુ નાર કે, ઝુંડે ઝુંડે મળીરે લોલ, જોયા
શ્રીમુખ શ્યામ સ્વરૂપ કે, આશિષ દે સહુરે લોલ. ૧૨
ચિરંજીવો શ્રીવિઠ્ઠલરાજકુમાર કે, ભક્ત શિર ગાજજોરે.
લોલ; પ્રભુજી સેવા કરજો નિત્ય કે. ગોકુળમાં મહા-
લજોરે લોલ. ૧૩ અવિચળ ચપળતા રહેજો નિત્ય કે,
ભક્ત હુલરાવજોરે લોલ; હું છું ચરણ સેવકનો દાસ કે,
કૃપણ પાપી ઘણોરે લોલ. ૧૪ રાખો ચરણકમળની

પાસ કે, બિરહ તમ તણું રે લોલ; બલિહારી જાય માધવદાસ કે, દોષ નિવારજોરે લોલ. ૧૫

### ચોથા લાલજી શ્રીગોકુલનાથજીનાં ધોળ.

#### ધોળ ૧.

શ્રીગોકુલનાથ પ્રગટ થયારે, આયો મહા ઓચ્છવ.
માહારા તનના તાપ ગયારે. આયો મહા ઓચ્છવ. ૧
સખીયો સર્વ મળી ઘેર આવોરે, મોતીના ચોક પૂરાવોરે ૨
કંકુના હાથા દેવરાવોરે, મંગળ કળશ ભરાવોરે. ૩
કદળી ખંભ રોપાવોરે, તરીયા તોરણ બંધાવોરે. ૪
રૂડા મંડપ રચાવોરે, ચીરના ચંદરવા બંધાવોરે- ૫
શેરીએ કાચ ઢળાવોરે, વાટે ફુલડાં વેરાવોરે. ૬
શેરીએ પાટ પથરાવોરે, સુગંધ અગર ઉખેવોરે. ૭
મોટા સમીઆના બંધાવોરે, મોતીની ઝાલરો ટંકાવોરે. ૮
સખીયો સહુ મળી ઘેર આવોરે, મંગળ ધોળ ગવરાવો ૯
મોટી જાજમો પથરાવોરે, ગાદી મૂંઢા બીછાવોરે. ૧૦
દીવા જ્યોત પ્રગટાવોરે, આજ આનંદ વધાવોરે. ૧૧
શ્રીગોકુલનાથને પધરાવોરે, એ છે શ્રીરૂક્મણીજીના જાયારે. ૧૨ એ છે વૈષ્ણવ નના વહાલારે, એ છે શ્રીવિઠ્ઠલનાથજીના લાલારે. ૧૩ વહાલે પુષ્ટિ પ્રાગટય કીધું રે, વહાલે ભક્તને દાન દીધું રે. ૧૪ વહાલે

વ્રજમાં પૂર્યો વાસરે, જન્મ્યા સુદી સાતમ માગશર માસરે. ૧૫ વહાલે સહુની પૂરી આશરે, બલિહારી માધવદાસરે. ૧૬.

ધોળ ૨

માગશર માસે અતિ અનૂપમરે આજે સોહેલો; તેનું અભિનવું રૂપરે. આજે સોહલો. ૧ તેમાં જન્મ્યા શ્રીગોકુળભૂપરે, પ્રગટયા ભક્તનાઆધારરે. ૨ ધન્યધન્ય સપ્તમી શુભ સારરે, તેહેનું વચન ન આવે રૂપરે. ૩ તે ધન્ય કૃષ્ણદાસી ભક્તરે, જે છે વહાલાસું અનુરક્તરે. ૪ ઉદર પર ફેર્યો, આવો મેરે શ્રીગોકુલનાથરે. ૫ ત્યારે શ્રીરુક્ષ્મણી એમ બોલ્યાંરે, ગુંજ અંતર પટ ખોલ્યાંરે. ૬ તે ભલે ગોકુળનાથ પાયારે, મેરે જીયામેં જીય આયારે. ૭ પ્રગટયો આનંદનો ઉદ્યોતરે, તેની અભિનવી જ્યોતરે. ૮ શ્રીશોભાજીએ આરતી કીધીરે, અચળ સુહામણી આશિષ દીધીરે. ૯ ગાયે ગીત બહુ પેરરે, હોય શ્રીવિઠ્ઠલજીને ઘેરરે. ૧૦ વાજીંત્ર વાજે અવનવી ભાંતરે, પૂર્યાં ચોક સાથીયા દ્વારરે. ૧૧ ધન્ય ધન્ય સપ્તમી મહાભાગ્યરે, પ્રગટયો ભક્તનો સુહાગરે. ૧૨ ધન્ય ધન્ય શ્રીરુક્ષ્મણીજી માતરે, જન્મ્યા જગત વિખ્યાતરે. ૧૩ પ્રયાગ નગર રસભર્યુંરે પ્રાગટય અભિનવું

કર્યું રે. ૧૪ ભક્તના ભાવ શું કહું રે, તેનો કહેતાં પાર ન લહું રે. ૧૫

ધોળ ૩.

શ્રીગોકુળીયું મૂકીને કંઇ જઇએ નહિ, વાસો વસીએ ચરણ કમળની છાંય જો; શ્રીજમુનાજીનાં સુંદર તટ રળિયામણાં, ત્યાં માહરા વહાલાજીના પરમ રમણ સુખ ધામજો. શ્રીગોકુળ. ૧ જસોદા ઘાટે આનંદ સાગર ઉલટયો, સુખસાગરમાં ઝીલે ભક્તસમાજ જો; શ્રીઠકુરાણી ઘાટે બેઠક સુંદર શોભતી, સદા બિરાજે શ્રીવલ્લભ પરમ ઉદાર જો. શ્રીગોકુળ. ૨ શ્રીગોકુળીયાની વૃક્ષલતા સહુ નમી રહી, ચરણ સ્પર્શવા શ્રીગોકુલપતિ મહારાજ જો; ગિરિ ગોવર્દ્ધન રત્નખચિત સોહે ઘણું, આદ્યવૃંદાવન નિત્ય રમણના ઠામ જો. શ્રીગોકુળ. ૩ આનંદ મંગળ મહારસ સિંધુ ઉલટયો, કુંજકુંજ પ્રતિ ખેલે શ્રીનંદકુમાર જો; જે નયણે શ્રીગોકુળીયું નિરખ્યું સહી, તે નયણાંના ભાગ્ય તણા નહિ પાર જો. શ્રીગોકુ. ૪ શ્રીવલ્લભઘાટે પ્રીતમજી બેસે ઘણું, કુંજગલીમાં ભીડતણો નહિ પાર જો; રંગીલી ગલી શ્રીગોકુલપતિ મંદિર જતાં, પ્રીતમજી ત્યાં વળી લે છે દાન જો. શ્રીગો. ૫ જગમોહન બેઠક સુંદર

શોભતી, મનોરથ પૂરે શ્રીગોકુલનો નાથ જો; રમણ-
રેતીમાં રાસમંડળ રચના કરી, નિરખી હરખી જીવ
કૃતારથ થાય જો. શ્રીગો. ૬ ભેટ પહેરામણી ભાવ
સહિત સહુ ત્યાં કરે, તેને વહાલો આપે વ્રજમાં વાસ
જો; ગહેરાં જળ અતિ દીસે સુંદર શોભિતાં, એવી
રીતે કહે છે શ્રીવલ્લભદાસ જો. ૭ બેર બેર શ્રીજમુના-
જીને વિનતિ કરૂં, નિત્ય પ્રતિ રાખો ચરણકમળની
છાંય જો; નિજ ભક્તનકી નિજ દાસી હું તમતણી,
કિંકર કહે મને આપો શ્રીવ્રજમાં વાસ જો. શ્રીગો. ૮

ધોળ ૪.

શ્રીરુક્મણી જાયો શ્રીવલ્લભ પુત્ર, વધાવો વ્રજરાયને;
સખી શ્રીગોકુલના ભૂપ, વધાવો વ્રજરાયને;
એમનું મહામનોહર રૂપ, વધાવો વ્રજરાયને;
એક સકળ સોહાસણી, મળી વ્રજ કેરી નાર;
એક આવે ઉતાવળી, વિસરી વિવેક વિચાર.
એકના મનમાં મોદભર્યા, મળી મંગલ ગાયે ચાર. ૧
એક એકની ચાલે આગળી, પહેર્યાં પીતાંબર સાર;
એકે દક્ષિણનાં ચીર પહેર્યાં, ચોળીએ મોતીના હાર;
એકને ચરણ ચૂંદડી, એકે સજીયા સોળે શણગાર. વ. ૨

એક નાચે ને એક ગાય, એક બજાવે તાલ;
એકને વાગે ઘુંઘરા, તેનો શબ્દ રસાલ;
એક નાર નાબદે કોઇને, ઉમગી ઉમગી જશ ગાય. વ. ૩
એક કુમકુમ હાથા દેતી, તોરણ બાંધ્યાં છે દ્વાર;
એકે કદળીના સ્થંભ રોપ્યા, સાથીયા શુભ સાર;
એક અતિ આનંદસું, બોલે છે જેજેકાર. વ. ૪
એક ચોક ચંદને પૂરતી, ગોત્ર બાલ છત્રીસ;
એક કુમકુમ તિલક કરતી, એક દેતી આશીષ;
એક ઉતારે આરતી, જીયો શોભા બેટીજીના વીર. વ. ૫
એમ કહે છે વ્રજસુંદરી, પ્રકટ્યા ભક્તને કાજ;
એક વદન નિહાળતી, અવલોકે વારંવાર;
એક માગે વધામણી, બલિહારી માધવદાસ. વ ૬

ધોળ ૫.

આજ જનમ દિવસ છે રે હેલી, શણગાર સજું સર્વે પહેલી. ૧ જાઉં શ્રીય વિઠ્ઠલજીને દ્વાર, ત્યાં તો ભક્તની ભીડ અપાર. ૨ વાજે તાલ ને ઝાંઝ મૃદંગ, વળી વાજે છે માંગલી સંગ. ૩ વાજે ઢોલ દમામા ને ભેરી, મોટી નોબત ધુમે છે ઘેરી. ૪ ત્યાં તો નૃત્ય કરે નરનારીરે, આભૂષણ શોભે છે ભારી. ૫ નારી ધોળ ગાયે ગુજરાતી, ફુલી ફરતી ને અંગ ન સમાતી. ૬ ત્યાં તો

મોતીના ચોક પૂરાયે, શ્રીવલ્લભવર કેસર ન્હાયે. ૭ ઘસી કેસર ચંદન ઘોળ્યાં, ફુલેલ શ્રી અંગે ચોળ્યાં. ૮ ઉષ્ણ જલશું સ્નાન તે કીધાં, વૈષ્ણવજને ચરણામૃત લીધાં. ૯ અંગવસ્ત્ર શ્રીઅંગેજ કરીયાં, ધોતી ઉપરણા કેસરી ધરીયા. ૧૦ મારે વાલે આભૂષણ ધરીયાં, દેખી વૈષ્ણવનાં મન ઠરીયાં. ૧૧ માર્કંડેયની પૂજારે કીધી, વિપ્રજનને દક્ષિણા દીધી. ૧૨ ધીંડીપીંડી ને આરતિ કીધી, ન્યોછાવર વારીને દીધી. ૧૩ હરિદાસ શોભા સુખકારી, હરખી નિરખીને જાઉં બલિહારી ૧૪

ધોળ ૬.

અગહન માસ મહા બડભાગી, આજે સોહેલો;
સુદી સપ્તમી સુહાગી, આજે સોહેલો. ૧
વાર ભલો ભગુવાર, આજે સોહેલો;
નિશ ઘટિકા છપ્પન પલ અનુરાગી, આજે સોહેલો. ૨
સંવત સોલસેં શુભ અષ્ટ, આજે સોહેલો;
પ્રાદુર્ભાવ ભયો પુષ્ટ પુષ્ટ, આજે સોહેલો. ૩
દૈવી જીવ લગે પ્રભુ સ્પષ્ટ, આજે સોહેલો;
મિટયો વિરહાનલકો કષ્ટ, આજે સોહેલો. ૪
કૃપા ચકિત કૃષ્ણદાસી, આજે સોહેલો;
શ્રીગોકુલપતિ જાકી ઉપાસી, આજે સોહેલો. ૫

પ્રાગટ્ય સમય જાણી રહી પાસે, આજે સોહેલો;
રુક્મણીજી જન્મે સુખરાશી, આજે સોહેલો. ૬
શ્રીમુખ નિરખી હરખ ભેર ફુલી, આજે સોહેલો;
કૃષ્ણદાસી અંતર પટ ખોલી, આજે સોહેલો. ૭
આયો શ્રીગોકુળનાથ યોં બોલી, આજે સોહેલો;
સુણી ધાઈ વ્રજજનકી ટોળી, આજે સોહેલો. ૮
ધન્ય શ્રીવિઠ્ઠલનાથ ગુસાંઈ, આજે સોહેલો;
સુત પાયે શ્રીવલ્લભરાય આજે સોહેલો. ૯
ધન્ય ધન્ય શ્રીરુક્મણીજી માઇ, આજે સોહેલો;
જીનકી અમૃત કુખ સિરાઈ, આજે સોહેલો. ૧૦
ગામ અડેલ ત્રીવેણી તીર, આજે સોહેલો;
સુંદર જમુનાજીકો નીર, આજે સોહેલો. ૧૧
પ્રગટયો શોભાજીકો વીર, આજે સોહેલો;
મીટી રસભક્તનકી પીર, આજે સોહેલો. ૧૨
સુંદર રૂપ અનુપમ સોહે, આજે સોહેલો;
વ્રજજન નિરખી હરખી મન મોહે, આજે સોહેલો. ૧૩
ઉમંગ ભરી સબ શ્રીમુખ જોયે, આજે સોહેલો;
ઇનકે ભાગ્ય સમોવડ કો હે ? આજે સોહેલો. ૧૪
સુની ધાઈ સબ વ્રજકી નારી, આજે સોહેલો;
ગાવતી ગીત બજાવત તારી, આજે સોહેલો. ૧૫

નાચત ઉમંગ ભરી સુકુમારી, આજે સોહેલો;
સંગ ઝાંઝ પખાવજ થારી, આજે સોહેલો. ૧૬
દેત આશીષ સબ વ્રજબાલ, આજે સોહેલો;
જીવો રુક્મણીજી તિહારો લાલ, આજે સોહેલો. ૧૭
દ્વારન બાંધત બંદનમાલ, આજે સોહેલો;
તિલક દીયો ભક્તનકે ભાલ, આજે સોહેલો. ૧૮
મિશ્રી વદનકમળમેં ધરહી, આજે સોહેલો;
મિલત પરસ્પર અંકજ ભરહી, આજે સોહેલો. ૧૯
ઉચ્છવ ઘર ઘર પ્રતિ સબ કરહી, આજે સોહેલો;
શ્રીગોકુલપતિ પદ અનુસરહી, આજે સોહેલો. ૨૦

ધોળ ૪.

વહાલા લાગો છો ઘણું વહાલા, વલ્લભલાલ વહાલા લાગો છો.
કેસરીયા ધોતી મહારા પ્રભુજીને સોહીયે,
છૂટા મેલ્યા છે કેશરે. વલ્લભલાલ. ૧
કેસરી ઉપરણા માહરા વાહાલાજીને સોહીએ,
ચાલ લટકતી ચાલે. વલ્લભલાલ. ૨
કેસરીયા પાગ માહારા પ્રભુજીને સોહીયે,
મુખડા છે પૂનમ ચંદ વલ્લભલાલ. ૩
શ્રીવિઠ્ઠલનાથજીના લાલજ કહીયે,
રાણી રુક્મણીજીના જાયા. વલ્લભલાલ. ૪

શોભા બેટીજીના વીર જ કહીયે,
પારવતી વહુજીના કંથ. વલ્લભલાલ, ૫
કીકીમાં કામણ કીધું માહારા વહાલા,
મારૂં મન હરીને લીધું. વલ્લભલાલ. ૬
દૈવી જીવને હિત પ્રાગટ્ય લીધું,
અનેક જીવ ઉદ્ધાર્યા. વલ્લભલાલ. ૭
કર જોડીને કહે ગોપાળદાસ,
રાખો ચરણની પાસ. વલ્લભલાલ. ૮

ધોળ ૮.

શ્રી ગોકુળ સાસરીયે જાવું, આણું તો મોહનવરનું આવ્યું;
લખ્યું શ્રીહસ્તતણું ભાવ્યું. શ્રીગોકુળ. ૧
જાવું છે લટકે ને મટકે, મોહનવર જોઇ જોઇ મન અટકે,
પાયે નૂપુરીયાં ઠમકે. શ્રીગોકુળ. ૨
આભરણ પહેર્યા છે અંગે, સખીજન શોભે છે સંગે.
મોહન વર જોઇ જોઇ મન રંગે. શ્રીગોકુળ. ૩
વાટલડી તો જોવે છે વહાલો, સખી વેગે કહે સેગં ચાલો.
નૈણાં ભરી ભરી પ્રીતમજી નિહાળો. શ્રીગો. ૪
સાસરીયું મને વહાલરૂં લાગે, ત્યાં મારી કામ વાસના ભાગે;
મોહનવર જોઇ જોઇ રઢ લાગે. શ્રીગો. ૫

સખી માહારે આ અવસર રૂડો,અવિચળ અખંડ પહેર્યોચૂડો;
માહારે શ્રીગોકુલપતિ વર રૂડો. શ્રીગો. ૬
અદ્દભુત લહેર તરંગ ભારી,શ્રીયમુનાજળ ભરવી છે ઝારી;
મોહનપર વારવાર વારી. શ્રીગો. ૭
શ્રીવલ્લભ નામ સદા રટવું, નિત્ય સુજાતિમાં રહેવું;
સદા શ્રીચરણકમળ સેવું. શ્રીગો. ૮

ધોળ ૯.

વારી વારી શ્રીગોકુલનાથ તમારા લટકાને ટેક.
લટકે શ્રીગોકુળ ગામ વસાવ્યું ને, મોટા મંદિરનું રાજરે;
સહુ સેવકને ચરણે રાખો,ચૌદ ભુવનના નાથ. દર્શન જઇયેરે.
પીળાં પીતાંબર પરવટવાળી, ઓઢ્યા ઉપરણા સારરે;
કેસરકેરાં તિલક બિરાજે શિરપર કેસરી પાગ. દ. ૨
કંઠે સોહીએ દુગદુગીને, હીરાકંઠી અતિ સારીરે;
કંઠે મોતનકી માલા બિરાજે, કુંડળ ઝળકે કાન. દ. ૩
સુંદર સારાં કડાં બિરાજે, પહોંચી રત્ન જડાવરે;
બાંહે બાજુબંધ બેરખા બિરાજે,એવા વહાલારે શણગાર.૪
શ્રીમદનમોહનજી આપ બિરાજે ને શ્રીબાલકૃષ્ણ નહાની જોડરે; શ્રીનવનીતપ્રિયાજી આપ બિરાજે; બડાં વૈષ્ણવનાં ભાગ્ય દરશન. ૫ સાતે સ્વરૂપ શ્રીગોકુલમાં બિરાજે, જાણીએ ગૌલોક પુરીરે; મોટે મંદિર શ્રીગોકુ-

લનાથજી બિરાજે, સામા શ્રીવિઠ્ઠલનાથજીના લાલ. દરશન. ૬ શ્રીગોકુલનાથજીને પાર્વતી વહુજી. નિત્ય નવી આરતી પૂરેરે; લટકે શ્રીગોકુળનાથ આરતિ ઉતારે સેવકને સુખ આપે. દરશન. ૭.

ધોળ. ૧૦

આજે આનંદનો ભાણ ઉદે થયોરે, પોતે પ્રગટયા શ્રીગોવર્દ્ધનનાથ, હેતે પ્રીતેથી વધાવીયે શ્રીનાથનેરે. ૧

સાખી-શ્રીગોકુલગામ સોહામણું, તટ જમુનાંને ત્યાંય;
સુંદર જલ શીતળ ઘણાં, કાલિંદીનાં ત્યાંય.

એવાં રમણ સ્થળમાં બિરાજે મારો વાલમાર. ત્યાં તો થઈ રહ્યો આનંદ અપાર. હેતે પ્રીતેથી; ૨

સાખી-ચૌદ લોકના રાજીયા. વહાલા અવળ સવળ કરનાર;
ધર્મધુરંધર પ્રકટીયા; એવા શ્રીવિઠ્ઠલ પ્રાણાધાર.

એવા શ્રીનાથજીના ચરણકમળમાં આપણેરે. નીતિ ભક્તિથી વર્શાંગ સહાય, હેતે પ્રીતેથી. ૩

સાખી-નિજ તિલક માળા ધરી, જાણે વરત્યો જે જે
કાર, અન્ય ધર્મ અળગા કરી. રાખી વેદ મરજાદ.

એવા શ્રીવલ્લભ વિઠ્ઠલ પ્રભુજીને હું નમુંરે, એનાં વારી વારી લેઉંરે હાણ. હેતે પ્રીતેથી. ૪

સાખી—વ્રજ ઉપર ઇંદ્રિ કોપીયો, ગિરિ લીયો ઉઠાય;
મદ ઉતર્યો મઘવાતણો; એવા શ્રીકુંજબિહાર.
એવા શ્રીગોવર્ધન ધારી પ્રભુને વિનવુંરે. વાસો વસીયે વ્રજમાં સદાય. હેતે પ્રીતેથી. ૫
સાખી—સરખા સરખી આપણે, મળી સહુ સમાજ;
પ્રીતેથી નિહાળીએ, શ્રીવલ્લભવરને આજ,
એ તો પ્રકટયા છે ભક્તહિત કારણેરે જઇ નમીયે વારંવાર. હેતે પ્રીતેથી. ૬

ધોળ. ૧૧

આવોજી અચલ સોહાસણી. મળી સહીયર સમાણી;
શ્રીગોકુલનાથજીને નિરખીએ. જગ વલ્લભ જાણી, ૧
કાલિંદીજીને કાંઠડે. શ્રીગોકુલ ગામ.
ત્યાં બિરાજે શ્રીવલ્લભરાજીયો; પરિપૂરણ કામ, ૨
શ્રીવલ્લભ કુલ મંડન. ખંડન પાખંડી;
જેણે જીત્યો કલિકાલનો, કલિરૂપ કુંદડી. ૩
નખ શિખ સુંદરતા તણો, કોઇ પાર ન જાણે;
સુર મુનિ નારદ શારદા, કવિ કોણ વખાણે ? ૪
સરલ સુદેશ સોહામણા, શિર વાળ વિશાલ;
વદન કમળ પાસે રહે; જાણે મધુકર માલ. ૫
લલિત લલાટ રસ ભર્યું, હરિચંદન રેખા.

ભ્રુકુટિ કામ કમાનની, વીંધે પ્રાણુ વિશેખા. ૬
વાગ્યો વ્રજ વનિતાઓને, ઉર અંતર ભેદ;
તતક્ષણ નેન નિરખતાં, કુલ સંકલ છેદ. ૭
લોચન લાલ પ્રસન્નતા, શ્રુતિ મંડળ પરસે;
કરુણા ભર સિંગાર સાર, બહુ રસ વરસે. ૮
નવલ નિરૂપમ નાસિકા, ગલ્લસ્થલ ઝલકે;
કંચન મણિ કુંડલતણી, આભા અતિ ચળકે. ૯
અધર અમૃત ભર્યાં, દંત દાડમ ખીલ્યા;
વાકય સુધારસ વૃષ્ટિથી, બ્રહ્માદિક ભૂલ્યા. ૧૦
કરપદ ગ્રીવા ઉદરની, ઉપમા શી દીજે ?
ત્રિભુવન માંહે કોઈ નહિ, એઉની સંભાવડ લીજે. ૧૧
શોભા જોતાં સુખ હોય, તે તો મન જાણે;
ગુંગો મિઠાઇ તણો. કેમ સ્વાદ વખાણે ? ૧૨
અનુભવી વિન આનંદનું, કેમ રૂપ જણાય;
જ્ઞાની વિરમી રહ્યા, ત્યાં કવિ કેમ ગાય. ૧૩
જુગ જુગ જીવો જગત પ્રભુ, સેવક સુખકારી;
નારાયણ ગુણ રૂપની, જાય બલિહારી. ૧૪

ધોળ ૧૨.

ચાલોજી રસભરી સુંદરી, જઈ જોઇએ વલ્લભજી;
અગમ નિગમ જાણે નહિ એવા છે રે દુર્લભજી. ૧

કંદર્પ કોટિ લાવણ્ય કહીયે, માયાવાદ ખંડનજી;
ગુણનિધિ ગોકુલનાથજી, ઘણી શોભા સુંદરજી. ૨
વ્રજ સુંદરીજીનો વાલમો, શ્રીવિઠ્ઠલ સુત કહીયે;
તેજે ત્રિભુવન મોહી રહ્યા એઉને જોવાને જઇએ. ૩
બાલ ખેલ લીલા કરે, રૂક્ષમણીજી લાડ લડાવે;
નિજજન બહુ સુખ પામીયા; પ્રેમે દર્શને આવે. ૪
શ્રીગોકુલ ગામ સોહામણાં, શ્રીનાથજી પધાર્યા;
ભક્તન મન આનંદ ઘણો, ત્રણ લોક ઉદ્ધાર્યા. ૫
અંગો અંગની શોભા શી કહું, કર્ણ મુક્તાફલ;
નેનબાણ મૂકે ઘણાં, નયણાં છેરે રસાલ. ૬
વદી ના શકું કોમલ રસ ભર્યા, એવા છે રે બિહારી;
નારાયણ ગુણ રૂપની, જાયે બલિહારી. ૭

ધોળ. ૧૩

આવોજી અચલ સોહાસણી, મળી મંગલ ગાઇએ;
આજ આનંદ માહારે અતિઘણો, સર્વે વાજીંત્ર વાઇએ. ૧
પ્રગટ્યા શ્રીગોકુલનાથજી, જન્મનો રે દહાડો;
મોતી કેરા સાથીઆ, મંદિરમાંહે કહાડો. ૨
મણિ મુક્તાફળ કેવડો, વચ્ચે ચોક પૂરાવો;
શ્રીવિઠ્ઠલજી દાન આપે ઘણું, કહેતાં ન આવે પાર. ૩

ભાટ જાચક મળ્યા ઘણું, બોલે જય જય કાર;
ભગવદી મન આનંદ વાધ્યો, ફુલી અંગ ન સમાય; ૪
માધવદાસ પ્રભુના, જશ સહુ કોઈ ગાય;
આવોજી અચળ સોહામણી, મળી મંગલ ગાઇએ. ૫

ધોળ. ૧૪

મંગલ રૂપે મહારાજ મારે મન વસીયાજી;
ઘેર આવો છબીલા લાલ હો રંગ રસીયાજી. ૧
બુધે તે સુધ ને બુધ સર્વે ભૂલીજી,
હું તો જોઈ મહાપ્રભુજીનાં રૂપ અંગોઅંગ ફૂલીજી ૨
બૃહસ્પતે ને ભ્રમણા મનની ભાગીજી,
શ્રીવલ્લભવરની સાથ લગની લાગીજી. ૩
શુક્રવારનાં સુખ ઘણાં શાં કહીએજી,
શ્રીગોકુળનાથજીને ચરણે ચકોર થઈ રહીએજી. ૪
શનિવારે સંતાપ ગયા સૌ નહાસીજી,
હું તો ભવોભવ વલ્લભલાલતણી થઈ દાસીજી, ૫
આદિત્યે આનંદ ઉર ના સમાયજી.
શ્રીગોકુળનાથજીનાં રૂપ કહ્યાં નવ જાયજી. ૬
સોમે તે સોળ શણગાર સજ્યા મેં અંગેજી,
વ્હાલા લહેરી શ્રીગોકુલેશ સંગ રમવા રંગેજી, ૭

ધોળ. ૧૫

આજ સખી હું તો આનંદ પામી, અખિલ ભોવનપતિ ગરૂડાગામી; પધાર્યા છે અંતરજામીરે, ચાલો દર્શન જઇએ.૧ ફુલની ગાદી ને ફુલના તકીયા, ફુલની સેજ બિછાઇએરે. ચાલો. ૨ ચીરના ચંદરવાને મંડપ મોટા, બંદનવાર બંધાઇએરે; ચાલો.૩ માનિની ગાવે ને ચોક પૂરાવે, મંગલ કલશ ભરાઇએરે; ચાલો. ૪ સોના રૂપાનાં તે ફુલડાં વધાવો, છત્ર ચમર તે ઢોલઇએરે; ચાલો; ૫ વરઘોડો વાલમજીનો આવ્યો, કીરતન ધોળ તે ગાઇએરે; ચાલો. ૬ કાનજી આવે ને મોટા મંડપ રચાવો. હીરજીભાઇને બોલઇએરે; ચાલો ૭ વાજીંત્ર વાજેને સર્વે સુહાયે, ઝાંઝે મૃદંગ બજાઇએરે; ચાલો, ૮ શ્રીવિઠ્ઠલ પ્રભુ વૈષ્ણવ મળીને, શ્રીફળ ભેટ ધરાઇએરે.

ધોળ. ૧૬

પિયુજી મુજને વ્રજ જોવાનો કોડ કે, વેગે આણાં મોકલેરે; આવ્યો આવ્યો સાસરીયાંનો સાથ કે, તેણે મુજને એમ કહ્યુંરે. ૧ આજ પિયુજી છેરે સોહાગ તો. છત્ર ચમ્મર ઢોળેરે; આજ વ્રજમાં છેરે આનંદ તો, રાય રાણા આડંગ કરેરે. ૨ સુખીઓ છે સવળેડા સાથ તો વાર ભલી એક તણીરે, જઇ જુઓ શ્રી મંદિર માંહ્ય

તો, શ્રીનાથજીની સેવા કરેરે. ૩ જઈ જુઓ શ્રીબેઠક માંહ્ય તો, શ્રીગાદી મૂઢે શોભતારે, જઈ જુઓ રાજદરબાર તો સુખડેથી સાગર ઉલટયોરે. ૪ જઈ જુઓ શ્રીજમુનાજીને તીર તો, વીરો શોભાજી તણોરે; ઘેરી રાજને કરૂં રે પ્રણામ તો દેખી મારૂં મન ઠરેરે, ૫ એરે લીલા છેરે અગાધ તો, ચરણની સેવા દીજીએરે. ૫

ધોળ. ૧૭

શ્રીલક્ષ્મણ ભટજીના દ્વારે, ચાલો તો જોવા જઇએ;
જન્મ દિવસ છે આજે, મળીને મંગલ ગાઇએ. ૧
બાજે છે ઢોલ નિશાન; નોબત બાજે અતિ નવી;
થાય છે દુંદુભિના નાદ, વેદની ધ્રુનિ ત્યાં હવી. ૨
બંદી જન બહુ કરે ગાન, વૈષ્ણવ જાય વારણે;
મોતીના ચોક પૂરાય. તોરણ બાંધ્યા બારણે. ૩
શ્રીવલ્લભવરને નવરાવ્યા, કેસર ચંદન વસ્યાં;
મરદન કરીયાં ફુલેલ, સેવક જનનાં મન વસ્યાં, ૪
ઉષ્ણોદકપ્રભુજી નહાયા. અંગ વસ્ત્ર અંગ ધર્યાં;
કેસરી ધોતી ઉપરણાં, શ્રીપ્રભુજીએ પહેર્યાં. ૫
કુમકુમ ભાલ તિલક અક્ષત સોહે પીળા;
પીઢાયે બેઠા શ્રીવલ્લભ, વૈષ્ણવ નિરખે લીલા. ૬

જોવાને દેવતા આવ્યા, માર્કંડેયની પૂજા સમે;
શ્રીફલ ફોફલપાન, દક્ષણા જેને જે ગમે. ૭
સગા કુટંબ સહુ સાથ, ભોજન કીધાં પ્રીતશું;
બંદીજન વિવિધ પ્રકાર, બીડાં આપ્યાં રીતશું. ૮
સર્વે વૈષ્ણવજનને, પ્રસાદી જૂઠણ દીધી છે;
એ શોભા જોતાં હરિદાસ પ્રીતે કરી લીધી છે. ૯

ધોળ ૧૮.

આજ સૈયરરે વધામણાં વ્રજ વાગે નિશાન,
પ્રકટયા શ્રીગોકુલનાથજી હુવા કોટિ કલ્યાણ. ૧
ચાલોને ચાલ ઉતાવળી, લાલને જોવાને જઈએ,
તન તપે મન મેલીને આપણ સુખીયાં થઈએ. ૨
અર્મારે ભરી હરિની આંખડી, નયનાં છેરે રસાળાં;
જોતામાં મનડું હર્યું એવાં કામણગાળાં. ૩
શ્રીમુખ શોભા શી કહું? કેસર તિલક સુભાળ,
ચરિત્ર કરે મનભાવતાં, પાલણીએરે પોઢયા. ૪
એ તો નિંદ્રા નહિ કરે, સેવાના છેરે રસિયા;
માધવદાસના પ્રભુજી મારે મન વસિયા. ૫

ધોળ ૧૯.

આજવાળું ભૂતળ આ શુંરે? કાંઈ અદ્દભુત દીસેરે;
શ્રીવલ્લભવર પ્રકટ હવા જોઈ જોઈ વ્રજજનનાં મન

હીસેરે. ૧ જોતાં શ્રીમુખ શીતળ તનના તાપ ટાળેરે,
ચરણુકમળ સેવતાં સુખનિધિ આનંદ ઓઘ વળાવેરે. ૧
સકળ નિજજનને મન હતું કાંઈ મહાફળની આશરે;
ચરણુરેણુ સેવકનો સેવક બલિહારી હરિદાસરે. ૩

શ્રીકન્હૈયાલાલજી મહારાજકૃત ધોળ. ૨૦

આવો આવોને શ્રીગોકુલનાથ રમવાને આવોરે.
તમો પાર્વતી વહુજીના કંથ રમવાને આવોરે. ૧
તમો શોભા બેટીજીના વીર, ,, ,,
તમો ભક્તવત્સલ પ્રતિપાલ, ,, ,, ૨
સાખી—ચાર ચિહ્ન પ્રભુભક્ત કે પ્રકટ દિખાઈ દેત;
દયા, ભાવ અરુ દીનતા પ્રભુ યા લોક હર લેત. રમ૦
અપને અપને રંગમેં જગત ભયો સબ અંધ;
પ્રભુસંબંધ ભૂલ્યો સબે નહિ ધર્મકો ગંધ. રમ૦
એક ભરોંસો આપકો દૂજો હે સત્સંગ;
તીજી ઇચ્છા આપકી આચરે ચોથો રંગ. રમ૦
સ્વામી અપનો સુખ ચહે, પ્રભુકો સુખ ચહે દાસ;
સ્વામીતેં પ્રભુ દૂર હે સેવક પ્રભુકે પાસ. રમ૦

પાંચમા લાલજી શ્રીરઘુનાથજીનું ધોળ.

શ્રીવિઠ્ઠલગ્રહ પ્રકટયા શ્રીરઘુપતિજી સુકુમાર જો,
કાર્તિક શુકલ દ્વાદશીએ શુભ વાર જો. ૧

એ શ્રી જાનકીવલ્લભજીના ભરતાર જો.
હેવી જન પર વરસે સુધારસ ધાર જો. ૨
એમના સુત છે ચતુર શિરોમણિ ચાર જો,
સૌથી મોટા કહીએ શ્રીદેવકીકુમાર જો. ૩
ગોપાલલાલજીના ગોપેંદ્રજી લાલ જો,
એમનાં જમુના બેટીજી પરમ કૃપાલ જો. ૪
ત્રીજા સુત કહીએ શ્રીજસોદાનંદ જો,
એમને નિરખ્યાથી મટે સકલ દુઃખ દ્વન્દ્વ જો. ૫
શ્રીજયદેવજી કહીએ પરમ સુજાન જો,
શ્રીદ્વારકાનાથજી કરાવે સુરંગ રસ પાન જો. ૬
એ છબી જોઇને મોહી રહી સુરનારી જો,
રતિપતિ રૂપ નિહારિ રહ્યા મનુહાર જો. ૭
સેવે સદા શ્રીગિરિધરન ગોકુલચંદ્ર જો,
શ્રી મુખ છબી પર વારૂં કોટિક ઈંદુ જો. ૮
એમણે કીધો સુંદર રાસ વિલાસ જો,
શ્રીગોપીજનની સરવ પૂરી આસ જો. ૯
પ્રથમ સેવ્યા બ્રહ્મચારી નારાયણદાસ જો,
શ્રીરઘુપતિજીનાં કુલની પૂરી આસ જો. ૧૦
રસના ગુણ કેમ વરણી શકું ? એનો નિગમ ન પામે પાર જો,
શ્રીવલ્લભના શ્રીવલ્લભ પ્રાણાધારજો. ૧૧

[ ઉપરનું ધોળ શ્રીવલ્લભજી મહારાજે કરેલું છે. ]

## છઠ્ઠા લાલજી શ્રીયદુનાથજીનાં ધોળ.

### ધોળ ૧.

( જીરે એ મુખ કેઈ પેરે વર્ણવું વાધી આનંદ તણી શુભ વેલ રાગમાં )

જીરે આજ આનંદમેહ વરસિયા ॥ ચાલી રસ સરિતાની રેલ ॥ મંદિરે શ્રીવિઠ્ઠલનાથ મહારાજને ॥૧॥ જીરે મધ્ય મૂલ વિઠ્ઠલેશજી ॥ સાત લાલ નવ પલ્લવ વેલ ॥મં૦ ॥૨॥ જીરે ચૈત્ર સુદી તિથિ છઠને પ્રગટયા શ્રીજદુપતિજી મહારાજ ॥ મં૦ ॥૩॥ જીરે છઠ્ઠા લાલજી જાણીયે ॥ એ તો ભક્તતણા સિરતાજ ॥મં૦ ॥૪॥ જીરે પરમ દયાલ શિરોમણિ ॥ સરિયા વૈષ્ણવના સહુ-કાજ ॥મં૦॥૫॥ જીરે શ્રીરુક્મિણીવહુજીના લાડિલા ॥ પદ્માવતીજીનાં પ્રાણઆધાર ॥મં૦॥૬॥ જીરે નોબત દ્વાર સોહામણી ॥ થાતા થાલીનાં ઝણકાર ॥ મં૦॥૭॥ જીરે એક સખીયે દીધી વધામણી ॥ શ્રીવિઠ્ઠલનાથજીને તે વાર ॥મં૦॥૮॥ જીરે પ્રફુલ્લિત વદન પધારિયા ॥ પાંચે લાલ ઉમંગે સાથ ॥મં૦॥૯॥ જીરે નાલ છેદન સ્નાન કરાવિયા ॥ નામકરણ કર્યા શ્રીજદુનાથ ॥મં૦॥૧૦॥ જીરે લાલને સુપ પોઢાવિયા ॥ ગાયે વૈષ્ણવ મંગલ ચાર ॥મં૦॥૧૧॥ જીરે શ્રીરુક્મિણીજી ધવડાવતાં ॥ કીધી નોછાવર ને વાર ॥મં૦॥૧૨॥ જીરે ન્યાત કુટુંબ ભેળા

થયા ॥ કીધું મંગલ શુભ સ્નાન ॥મં૦૧૩॥ જીરે ઘેરથી આવે વધામણી ॥ દીધાં રાય ભાટને દાન ॥મં૦॥૧૪॥ જીરે સુણી વૈષ્ણવ ભેળા થયા ॥ સાહી શ્રીવિઠ્ઠલનાથજીનો હાથ ॥મં૦॥૧૫॥ જીરે તોરણ બાંધ્યા બારણે ॥ હાથા દીધા કુમકુમ રંગ ॥મં૦॥૧૬॥ જીરે વૈષ્ણવ સહુ સન્મુખ થયા ॥ સાહી શ્રીવિઠ્ઠલનાથજીનો હાથ ॥મં૦॥૧૭॥ જીરે પ્રેમ સાગર ઉમગ્યો ત્યહાં ॥ કરતા નંદમહોછવ સંગ ॥મં૦॥૧૮॥ જીરે હલદર દધિ ઉડાવતા ॥ વાજે ઝાંઝ મૃદંગ ઉપંગ ॥મં૦॥૧૯॥ જીરે જયજય શબ્દ સહુ કરે ॥ નિરખિ આનંદ થયા ન્હાલ ॥મં૦॥૨૦॥ જીરે આજનાં હરખની શું કહું ॥ મ્હારે મુખ રસનાં છે એક ॥મં૦॥૨૧॥ જીરે શ્રીજદુપતિ પ્રાગટ ગાવતાં ॥ હૈયે વાધ્યો મોદ વિસેક ॥મં૦॥ ॥૨૨॥ જીરે ચિરંજીવો મહારાજજી ॥ વધજો શાખા વેલ અનેક ॥મં૦॥૨૩॥ જીરે બંદીજન દેતા વધામણી ॥ હરખે ગાવે દે અસીસ ॥મં૦॥૨૪॥ જીરે જેમ રવિ જ્યોત તપો સદા ॥ અવિચલ રાજ કરો જગદીશ ॥મં૦॥૨૫॥ જીરે કૃષ્ણકમલ માગે સદા ॥ રાખો ચરણ કમલને સંગ ॥મં૦॥૨૬॥ જીરે નેંન હૃદય શીતલ થયાં ॥ ઉર અતિ વાધ્યો છે આનંદ॥ મંદિરે શ્રીવિઠ્ઠલનાથ મહારાજને॥૨૭

ધોળ ૨.

( સુંદરવરજીનાં ધોળનો રાગ. )

આજ સખી આનંદ અતિ રંગ રેલડી જી ॥ પ્રગટ્યા મહારાજજી જદુપતિ સુખ વેલડીજી ॥૧॥ સખી જનમદિવસ છે આજરે રંગરેલડીજી ॥ આંગણીયે સાજ્યા સમાજરે સુખ વેલડીજી ॥૨॥ આ ન્યાત કુટંબ તેડાવિયા રંગરેલડીજી ॥ વૈષ્ણવ મલી સરવે આવિયા ॥સુ૦॥૩॥ આ તોરણ હાથા શોભા ઘણી રંગરેલડીજી ॥ આ નોબત વાજે દ્વાર ભણી ॥સુ૦॥૪॥ આ હળદીના ચોક પુરાવિયા રંગ ॥ પાટલા પિલી બિછાવિયા ॥સુ૦॥ ॥૫॥ આ માર્કંડેય પૂજા કર્યા ॥રં૦॥ આ વૈષ્ણવ જનનાં મન ઠર્યા ॥સું૦॥૬॥ પૂજાના સાજ માંડયાં સહુ ॥રંગ॥ સુખસાગરની હું શું કહું ? ॥ સું. ॥૭॥ વાલા ચોક બિરાજ્યા જદુપતી ॥રં૦॥ ગિરધરજી સંગે સોભા અતિ ॥સુ.॥૮॥ કેસરિયા ધોતી ઉપરના ॥રં.॥ અંગ શોભે હીરાનાં ઘરેણા ॥સુ.॥૯॥ આરતી ઉતારે બેન સહુ ॥રં૦ નિરખી મનમાં હરખ્યા બહુ ॥સુ.॥૧૦॥ ગાય વૈષ્ણવ ધોળ વધામણા ॥રં.॥ વાજે ઝાંઝ મૃદંગ સુહામણા ॥સુ૦॥૧૧॥ લૈ જનમ પત્રિકા હાથમાં ॥રં.॥ વાંચે જોતસી ગુણ નાથના ॥સુ.॥૧૨॥ થઈ તિલક

દક્ષણા ન્યાતમાં ॥રં.॥ મંત્રાક્ષતા કરિ સૌ સાથમાં ॥સુ.॥૧૩ ભોજન સહુ બાલક કર્યાં ॥રં.॥ જૂઠન લઈ વૈષ્ણવ તાપ હર્યાં ॥સુ.॥૧૪॥ જનમ સફલ કરિ નિરખતી ॥રં.॥ માય કૃષ્ણકમલ ગુન હરખતી ॥ સુખવેલડીજી ॥૧૫॥

### શ્રીહરિરાયજીનું ધોળ.

આવ્યા આવ્યારે ગોકુલ કેરા રાજીયા ગુણનિધિ શ્રીહરિરાયજી ॥ વજ્યારે અમારા દહાડલા પહોતી છે મનડાની આશાજી ॥ ભાદરવા વદી પંચમી ભલિ રૂડિ આજની રાતજી ॥ શ્રી કલ્યાણરાય ઘેર પ્રગટિયા ઉછંગે શ્રી હરિરાયજી ॥ કોણ ઘોડે કોણ હાથીએ કોણ રાય ભલેરે તોખારજી ॥ કોણ વિરાજે સુખપાલમાં ચોપાસે ચમર ઢળાયજી ॥ શ્રીરાયજી ઘોડે હરિરાય હાથીયે ગોપેશ્વરજી ભલે રે તોખારજી ॥ શ્રીવિઠ્ઠલેશરાયજી બિરાજે સુખપાલમાં ચોપાસે ચમર ઢળાયજી ॥ મથુરાં તે નગરીમાં જનમિયા વાસ શ્રીગોકુળ ગામજી ॥ વસુદેવને ઘેર જનમિયા ઉત્સવ નંદજીને દ્વારજી ॥ સિંહાડ નગરીમાં જનમિયા વાસ શ્રીખિમનોર ગામજી । જમનાં વહુજી ગોદ ખિલાવીયા પૂરવા વૈષ્ણવની આશાજી ॥ વૈષ્ણવ જન સુખ પામિયા બલિહારી માધવદાસજી ॥

# શ્રીવલ્લભકુલનાં ધોળ.

નરસિંહ મહેતાકૃત વધાઇ.

શ્રીહરિ નરહરિ કૃષ્ણ કરુણા કરી, રાખ્ય રાધાવર ચરણ શરણે; શોક મોહે ગયા જન્મ સઘળા વૃથા, દુષ્ટ ચિંતા કરી ઉદર ભરણે. ૧ દેહ ઇંદ્રિય પ્રાણ અંતઃકરણ દારા ધન, સોંપીયાં શરણ તારે; જીવ વિદ્યા ધર્મ સર્વ શ્રીનાથજી તું, તુજ વિના અવર નહિ વસ્તુ મહારે. ૨. માત તું, તાત તું ભ્રાત તું ભૂધરા તુજ વિના અવર કોને ન જાણું; દાસ હું નાથ તું એમ જાણો સદા, દ્વાર બેઠા તાહરા ગુણ વખાણું. ૩ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ ભૂતલે પ્રગટીને, પુષ્ટિમાર્ગ વિશદ કરશે. દૈવી નિજ જીવ જે શરણ જે આવશે; વિના સાધન ઉદ્ધાર કરશે. ૪ માટે શરણ દ્યો શ્રીહરિ દીન જાણી કરી; સર્વથા દાસને ચરણ રાખો; બેઉ કર જોડીને નરસઇઓ વિનવે, નિત્ય પ્રતિ આવીને વદન દાખો ૫.

ધોળ ૨.

પ્રથમ પ્રભાતે શ્રીગુરુ વલ્લભનું લ્યો નામરે,<br>
પુરુષોત્તમ પૂરણ કામ શ્રીમહાલક્ષ્મીપતિજી. ૧<br>
શ્રીલક્ષ્મણરાજકુમાર શ્રીઇલમ્માજી પુત્ર ઉદારજી,<br>
શ્રીવલ્લભ પ્રાણઆધાર ચરણે રાખો રતિજી, ૨

વ્યાપક વિશ્વાધાર સુખદાયક નંદકુમારજી,
એ અક્ષર બ્રહ્મ અપાર તે કયાં થકી સોહલાજી. ૩
શ્રીગોપીનાથ નિધાન એ પૂર્ણ પુરુષ પ્રમાણ,
એ જોગી જનને ધ્યાન ધરવાં દોહલાંજી. ૪
શ્રીગોવર્ધન ઉદ્ધરણ શ્રીરાધિકાજી રમણ,
એ વ્રજ યુવતિ સુખકરણ સેવી સુખ માણીએ. ૫
શ્રીરુક્ષ્મણીજીરમણ પદ્માવતી પ્રાણજીવનજી,
શ્રીવિઠ્ઠલજી તન મન ધન અર્પિને જાણજોજી. ૬
એ પુષ્ટિ પદાર્થ સાર શ્રીવૃંદાવન શૃંગારજી,
એમના નખ શિખ રૂપ અહર્નિશ ઉરમાં આણજોજી. ૭
શ્રીકૃષ્ણ પ્રિયે યમુનાજી નામ શ્રીમહારાણીજી,
એ સર્વે સુખનું ધામ શ્રીકાલિંદીજી કહીયેજી. ૮
શ્રીનવનીત પ્રિયલાલ શ્રીમથુરાનાથ કૃપાલજી,
શ્રીવિઠ્ઠલનાથ દયાલ દયા સમુદ્ર લહીએજી. ૯
શ્રીદ્વારકાનાથજી શ્રીગોકુલપતિ ગુણ ગાથજી,
એ અનાથના છે નાથ શ્રીગોકુલચંદ્રમાજી. ૧૦
બિરાજે શ્રીમદનમોહન નટવર મનમથ મદનસૂદનજી
શ્રીબાલકૃષ્ણજીના વદન તણી શી ઉપમાજી. ? ૧૧
શ્રીગિરિધરજી ગુણવંત જેનો કોઈ ન પામે અંતજી,
શ્રીભામની વહુજીના ચિત્ત વિષે ભલા ભાવિયાજી. ૧૨

જય જય શ્રીગોવિંદ એ તો પૂર્ણ પરમાનંદજી,
શ્રીરાણીવહુજીના આનંદદાયક કહાવીયાજી. ૧૩
શ્રીબાલકૃષ્ણ રસરૂપ એમના સ્વરૂપતણાં જસરૂપજી,
શ્રીકમલાકાંત અનૂપમ ઉપમા શી કહુંજી ? ૧૪
શ્રીગોકુલેશ શુભ નામ જીત્યા માયિક રાખી દામજી,
એપાર્વતીપતિ કામના પૂરણ છે સહીજી. ૧૫
શ્રીરઘુપતિ તેજ ભંડાર એઉના ગુણયશનો નહિ પારજી,
શ્રીજાનકી જીવનસાર ભક્ત ચિંતામણિજી. ૧૬
શ્રીજદુપતિ જગજીવન એમનાં પ્રફુલ્લિત પ્રસન્ન વદનજી,
શ્રીમહારાણી વહુજી ધન્ય જે શિર એ ધણીજી. ૧૭
શ્રીઘનશ્યામજીને ગાવો એ પુષ્ટિ પદાર્થ પાવોજી.
શ્રીકૃષ્ણાવતી વહૂજીના નાથ હૃદેમાં ધરીએજી. ૧૮
શ્રીલક્ષ્મીસત્યભામા શોભા યમુના કમલા દેવકાજી,
એ બેટીજી સહિત પરિકર નિત્ય સંભારજોજી. ૧૯
શ્રીદામોદરદાસ શ્રીમહાપ્રભુ પદપંકજ પાસજી,
સૂરદાસ જગત પ્રકાશ પરમાનંદદાસ છેજી. ૨૦
અતિ અનન્ય કુંભનદાસ કહે કૃષ્ણદાસ રસરાસજી,
એ ચારે મુખ્ય શ્રીવલ્લભ ચરણ નિવાસ છેજી. ૨૧
નંદદાસ ચતુર્ભુજદાસ ગોવિંદસ્વામી છિતસ્વામીજી,
એઉના પ્રભુ શ્રીવિઠ્ઠલ અકલિત અંતરજામીજી. ૨૨

એ સંભારે સુખ થાય ધ્યાન પ્રસન્ન શ્રીવલ્લભરાયજી,
એ અષ્ટ સખા પદરજ પરસે રહે શી ખામીજી. ૨૩
ચોરાશી સંભારો વૈષ્ણવ બસે બાવન ધારોજી,
શ્રીવલ્લભી સૃષ્ટિ વિચારો નિત્યપ્રતિ ક્ષણુ ક્ષણુજી. ૨૪
શ્રીગોવર્દ્ધન ગોકુલ ધન્ય શ્રીમથુરાજી મન આનંદજી,
શ્રીવૃંદાવન વખાણો સહુ વ્રજદેશનેજી. ૨૫
લીલાશ્રીગિરિવરધારી લો ચારે જૂથ સંભારીજી,
સર્વ વલ્લભી લેજો વિચારી ભક્તિ અશેષ છેજી. ૨૬
શ્રીવલ્લભનો પરિવાર એ છે સૃષ્ટિ શિરોમણિ સારજી,
સમરો સહુ વારંવાર ધરી નિત પ્રેમશુંજી. ૨૭
હું માગું મહારાજ મુજને એ સ્મરણ નિત્ય થાયજી,
જન દયારામ જશ ગાય નહિ ઘડી પલની તૃપ્તિજી, ૨૮

ધોળ. ૩

શ્રીમદ્વલ્લભ કરુણારસ સમુદ્રથી નિર્મળ રત્ન નિકળ્યાં દસ ચાર ॥ કિયાં કિયાં છે વિવેકે વર્ણવું સાંભળજો સહુ દૈવી જીવ નરનાર ॥ પહેલું તે રત્ન શ્રી નવનીતપ્રિયે બીજું શ્રીમથુરેશ નિર્મલ નામરે ॥ ત્રીજું રત્ન શ્રીવિઠ્ઠલેશરાયજી ચોથે દ્વારિકેશ પૂરણકામજી ॥ પાંચમું રત્ન શ્રીગોકુલનાથજી છઠ્ઠું શ્રીગોકુલચંદ્રમાજી કહિયે ॥ સાતમું રત્ન શ્રીમદનમોહનજી આઠમે

શ્રીબાલકૃષ્ણજી લહિયેજી ॥ નવમું તે રત્ન શ્રીનટવરલાલજી ॥ દશમે શ્રીજમુના મહારાણીજી ॥ એકાદશમું રત્ન શ્રીગિરિધરરાયજી ॥ બારમેં શ્રીગોવર્ધન લ્યો જાણીજી ॥ તેરમે શ્રીદામોદર શેષહી સંગે ॥ ચોદમે શ્રીગોકુલ સેવા વ્રજરે ॥ ચૌદ રત્નમાલા મધ્ય એક દુગદુગી મધ્યે મોતી ઝળકે ગોપીનાથરે ॥ એ માલા કંઠે ધરી સુંદર શોભિયા ચિંતામણિ શ્રીવિઠ્ઠલેશરે ॥ એ માળા જે ગાય ને સાંભળેરે બલિહારી જાય દયો દાસરે ॥

ધોળ ૪.

પ્રથમ પદવે નિરખું શ્રીગોવર્ધનનાથજી ॥ કૃપા કરી મસ્તક ધરજો હાથજી ॥ બીજે કહીયે શ્રીયમુનાજી મહારાણીજી ॥ અધમ ઉદ્ધારણી નિગમ વખાણીજી ॥ ત્રીજે કહિયે શ્રીગોકુલ નિજ ધામજી ॥ બ્રહ્મા છોકર શ્રીમહાપ્રભુજીના ઠામજી ॥ ચોથે કહિયે શ્રીગોવર્ધન ગિરિરાજજી ॥ દર્શન કરતાં દુષ્કૃત સરવે જાયજી ॥ પાંચમ કહી ગાઉ શ્રીવલ્લભરાયજી ॥ માયા મત ખંડન કર્યો તે લખાયજી ॥ છઠ્ઠે કહિયે શ્રીગોપીનાથ ગુણવંતજી ॥ પ્રગટ કીધો વેદ મરજાદાનો પંથજી ॥ સાતમ કહિયે શ્રીવિઠ્ઠલ પરમ ઉદારજી ॥ કલિયુગ જીવનો કરવા નિસ્તારજી ॥ આઠમ કહિયે શ્રીપુરુષોત્તમ ને

આઇયેજી ॥ તેના તે ભવના ફેરા જાયજી ॥ નોમે કહિયે શ્રીગિરિધરજી ગંભીરજી ॥ ખટગુણ વિદ્યા ધર્મધુરંધર ધીરજી ॥ દશમ કહીયે શ્રીગોવિંદ આનંદકંદજી ॥ નિરખતાં મિટે સકલ દુઃખદ્વંદજી ॥ એકાદશ કહીયે શ્રીબાલકૃષ્ણજી દયાલજી ॥ એઉનાં તે પંકજનયન વિશાલજી ॥ દ્વાદશ કહિયે શ્રીગોકુલપતિ ગુણ મર્મજી ॥ માયા જીતી રાખ્યો પુષ્ટિનો ધર્મજી ॥ ત્રયોદશ કહિયે શ્રીરઘુપતિરૂપ નિધાનજી ॥ આપે વહાલો આનંદરસનાં દાનજી ॥ ચૌદશ કહિયે શ્રીયદુપતિજી મહારાજજી ॥ સાર્યાં વહાલે નિજજન કેરાં કાજજી ॥ પૂનમ કહિયે શ્રીઘનશ્યામ સુજાનજી ॥ રાખે વહાલો શ્રીભાગવતમાં ધ્યાનજી ॥ હવે કહુ અષ્ટ સખાનાં નામજી ॥ નિજજનના આશ્રયનું છે ધામજી ॥ રવિવાર સૂરદાસ રસકંદજી ॥ સોમે કહિયે પૂરણ પરમાનંદજી ॥ મંગળ કહેતાં કહિયે કુંભનદાસજી ॥ બુધવારે કૃષ્ણદાસ પ્રભુ પાસજી ॥ ગુરુવારે ચતુર્ભુજદાસ વખાણુંજી ॥ શુક્રવારે નંદદાસ ચિત આણુંજી ॥ શનિવારે ગોવિંદસ્વામી કહિયેજી ॥ છીતસ્વામી કેરા ગુણ ગણી લઇએજી ॥ એ પદ પુષ્ટિ-માર્ગનું સારજી ॥ જે કોઇ ગાશે કરીને નિરધારજી ॥

વારે વારે માગું છું એ દાસજી ॥ મુને આપો શ્રી ગોકુલમાં વાસજી ॥

ધોળ ૫૦

શ્રીલક્ષ્મણભટ્ટજીનાં ભાવે લીજે ભામણાં ॥ તૈલંગ તિલક ને વિપ્રશિરોમણિ ભૂપજો । એઉના સુત શ્રીવલ્લભનાં લઉં વારણાં, દ્વિજરૂપે પ્રકટ્યા અનલ અનૂપજો ॥શ્રી.૧ ॥ ધર્મધુરંધર બે સુત શ્રીવલ્લભ દેવના । પ્રકટ કરવા વેદતણો વિસ્તાર જો ॥ ગુણ સહોદર ભરિયા શ્રીગોપીનાથજી ॥ હળ મૂસળધર હલધરનો અવતાર જો ॥શ્રી.॥ શ્રીગોવરધનધર ધીર વીર બલદેવના । રસનારૂપે કહિયે શ્રીનંદકુમારજો ॥ તે પુરુષોત્તમ પ્રકટ્યા શ્રીવિઠ્ઠલનાથજી ॥ નિર્ગુણ બ્રહ્મ એ સગુણ સનેહી સારજો ॥શ્રી.॥ શ્રીવિઠ્ઠલનાથજીના સાત લાલ સોહામણા ॥ સૌથી મોટા શ્રીગિરિધરજી મહારાજજો ॥ શરણ ગયાને સોંપે તે શ્રીનાથજી ॥ કરવા સુંદર સેવા કેરાં કાજજો ॥શ્રી.॥ શ્રીગોવિંદરાય તણાં મન પ્રસન્ન હુલાસમાં ॥ આવે તેને આપે આનંદ દાનજો ॥ શ્રીબાલકૃષ્ણજી કોમળ અંગે રસ ભર્યા ॥ કરાવે છે અધર સુધારસ પાનજો ॥શ્રી.॥ શ્રીગોકુલનાથ જણાવે જુગને જીવને ॥ એવા પોતે કહીએ પરમ કૃપાલજો. ॥

શ્રીરઘુપતિજી રૂડલા નયણે નિરખતાં ॥ વદન સદનની ભુલે લે સંભાળજો ॥શ્રી.॥ જોવા સરખા દીસો છો યદુ-નાથજી ॥ એ છે વ્હાલો અબળાના આધારજો ॥ દેખી દેવી જીવ સદા ઘનશ્યામજી ॥ રેડે ઉપર અમૃત રસની ધારજો ॥શ્રી.॥ એ સાતે લાલનો વંશ સદા સંસારમાં ॥ પ્રગટ બિરાજે શ્રીપુરુષોત્તમ પર બ્રહ્મજો ॥ દયો દાસ અધમ તે છે આધનો । એ શું જાણે શ્રીવલ્લભકુલનો મર્મજો ॥શ્રી.॥

ધોળ. ૬

શ્રીલક્ષ્મણ ભટજીને ઘેર એ કુલ દીવો રે ॥ ભલે પ્રગટયા શ્રીવલ્લભરાય એ ઘણું જીવો રે ॥એહુના સુત છે બે અતિશે રૂડા રે ॥ જેનું ન નમ્યું એમને શીશ તે જન કૂડા રે ॥ શ્રીઅક્કાજી કૂખે અવતર્યા સુખકારી રે ગોપીનાથ શ્રીવિઠ્ઠલનાથ એ પર વારીરે ॥ બળદેવ શ્રીગોપીનાથજીને જાણોરે ॥ શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલનાથ એ વ્રજ રાણો રે ॥ શ્રીપુરુષોત્તમજી પ્રેમ ધરીને ગાશે રે ॥ તેના જન્મજન્મનાં પાપ સર્વે જાશેરે ॥ શ્રીવિઠ્ઠલના-થજીના સાત કુંવર સુખદાતા રે ॥ કલિયુગમાં પુષ્ટિ પ્રકાશ કરે વિખ્યાતારે ॥ શ્રીગિરધરજી ગુણવંત સહુને ગમતારે ॥ જઇ જુવો શ્રીજી નવનીતપ્રિયાજીને

રમતારે ॥ શ્રીમથુરાનાથ મનોરથ પૂરે મનના રે ॥ સમરો શ્રીનટવરલાલ જાય દુઃખ તનનાં રે ॥ શ્રીગોવિંદરાય રસ મગન નેન ભરિ નિરખો રે ॥ એમને મંદિર શ્રીવિઠ્ઠલેશરાય જોઈ જાઇને હરખો રે ॥ શ્રીબાલકૃષ્ણજી કૃપા કરીને સુખ આપો રે ॥ શ્રીદ્વારકાનાથજીનાં રૂપ હૃદયમાં થાપોરેરે ॥ શ્રીવલ્લભ ગોકુલનાથ સેવ્યા ગિરિધારીરે ॥ જેણે રાખ્યો માળાનો ધર્મ જાઉં બલિહારી રે ॥ શ્રીરઘુપતિજી મહારાજ જોઇ મન મોહિયે રે ॥ શ્રીયદુપતિજી રે જુગતે જોવા જેવા રે ॥ એમને મંદિર શ્રીબાલકૃષ્ણજીની સુંદર સેવા રે ॥ શ્રીઘનશ્યામ પૂરણ કામ છે ઘણું રસીયા રે ॥ શ્રીમદન મોહનજી મહારાજ મારે મન વસીયારે ॥ એ જોઈ હરિદાસ જાય બલિહારીરે, એ લીલા ગાજો નિત્ય નરને નારીરે ॥

ધોળ ૯.

શ્રીવલ્લભ પ્રભુજીને પરણમું ॥ શ્રીમહાલક્ષ્મીજી ગુણ વરણવું ॥ એમના મુખ ઉપર જાઉં બલિહારી ॥ સુત શ્રીગોપીનાથજી પર વારી ॥ શ્રીવિઠ્ઠલનાથજી સુત છોટા ॥ ગુણ વરણી શકે નહિ કવિ મોટા ॥ શ્રીરુકમણી વહુજીના પ્રાણપતિ ॥ છોટાં વહુજી તે શ્રીપદ્માવતી ખટ પુત્ર તે રુકમાણીજીના હવા ॥ પદ્માવતી પુત્ર તે

એક લહ્યા ॥ એમના વેદ પુરાણે ગુણ કહ્યા ॥ મોટા મુનિજન તે પાર નવ લહ્યા ॥ શ્રીગિરિધરજી સંગે ભામિની ॥ ચંદ્ર જોઈ ચકિત થયો જામિની ॥ શ્રીગોવિંદજી સાથે વહુજી રાણી ॥ એહુને જોવાને આવ્યાં ઇંદ્રાણી ॥ શ્રીબાલકૃષ્ણની સાથે કમળાવહુ ॥ એહુને જોવાને આવ્યા દેવ સહુ ॥ શ્રીગોકુલનાથજીને પાર્વતી ॥ એહુને સમ આવે નહિં રંભા રતિ ॥ શ્રીરઘુનાથજીને જાનકી સોહે ॥ છબિ નિરખિનિરખિ વ્રજજન મોહે ॥ શ્રીજદુનાથજી સાથે મહારાણી ॥ ગુણરૂપ ચતુર મધુર વાણી ॥ શ્રી ઘનશ્યામજી સાથે કૃષ્ણાવતી છોટાં વહુજી તે શ્રીભાગીરથી ॥ શ્રીલક્ષ્મી સત્યભામા બેહુ ॥ શ્રીનવનીત પ્રિયજીને સેવ્યા બહુ ॥ શોભા યમુનાને કમલા દેવકા ॥ એમના સાત બાંધવ સોહામણા ॥ જે કોઇ પ્રાતઃ ઉઠીને સ્મરણ કરે ॥ તેના જનમજનમનાં અઘ હરે ॥ એ સાત સ્વરૂપ સોહામણાં ॥ શોભા જોઈ હરિદાસ લે ભામણાં ॥

ધોળ ૮.

હું બલિહારી તૈલંગ કુલ દીપ શ્રીલક્ષ્મણ તાતને રે લોલ ॥ તે કુલ પ્રગટ્યા શ્રીવલ્લભ દેવ જગત હિત કારણે રે લોલ ॥ તેઉના બે સુત પરમ કૃપાનિધિ

ચતુર શિરોમણિ રે લોલ ॥ શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલનાથ કે અમ શિર એ ધણી રે લોલ ॥ શ્રીવિઠ્ઠલનાથજીના સાત કુંવર કે તે પ્રગટયા સહિ રે લોલ ॥ જાણે પોતે સાત સ્વરૂપ ધરીને પ્રગટયા મહી રે લોલ ॥ શ્રીગિરિધરજી પરમ સુશીલ સુભટ અતિશોભિતા રે લોલ ॥ શ્રીગોવિંદરાયતણાં મુખ ચંદ્ર ભક્ત મન લોભિતા રે લોલ ॥ શ્રીબાલકૃષ્ણજીનું ધ્યાન ધરીને સ્નેહ ચરણ ચિત લાવિયે રે લોલ ॥ શ્રીગોકુલનાથજીના ચરણની રેણુ જગતમાં કહાવિયે રે લોલ ॥ ચતુરશિરોમણિ શ્રીરઘુનાથ તણા ગુણ ગાઇયે રે લોલ ॥ શ્રીયદુનાથજીના ચરણસરોજ તેની દિશા ધાઇયે રે લોલ ॥ સમર્થ વેદ ન વર્ણન કરવા ગુણ ઘનશ્યામના રે લોલ ॥ રાખો ચરણકમલની છાંય કે એ છે કામના રે લોલ ॥ એ શ્રીવલ્લભનો પરિવાર જગતમાં બિરાજજો રે લોલ ॥ સકલ સ્વરૂપનાં ચરણની રેણુ અમ શિર ગાજજો રે લોલ ॥ એ શ્રીવલ્લભ કેરો વંશ જગત હિત કારણે રે લોલ ॥ શ્રીવ્રજભૂષણ જોઈ મુખચંદ કે જાયે વારણે રે લોલ ॥

ધોળ ૯.

પ્રથમ સમરૂં શ્રીવલ્લભનો પરિવાર રે, વાહાલાજી,

વહાલા તેજ થકી ઉતરવું મારે પાર મહારા વાહાલાજી. ૧ શ્રીવલ્લભ શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલ કહીએરે, વાહાલાજી, વાહાલા ભક્તિમાર્ગ સ્થિર સ્થાપો શરણે રહીએરે માહારા વાલાજી. ૨ પ્રથમ વર્ણવું શ્રીગોવર્ધન ગિરિધારીરે વાલાજી, વાહાલા તમ દીઠે સુખ થાય હૃદેમાં ભારી માહારા વાલાજી. ૩ બીજે શ્રીનવનીત પ્રિયાજીને ગાવુંરે વાલાજી, વાહાલાને હર્ખી નિરખી હર્ખ હૈયામાં પાવું માહારા વાલાજી. ૪ ત્રીજે શ્રીમથુરાનાથ છબીલો બિરાજેરે વાલાજી, વાહાલે કર્યા મનોરથ પૂરણ અમ શિર છાજે માહારા વાલાજી. ૫ ચોથે શ્રીવિઠ્ઠલેશરાય જોઇ જોઈ હરખું રે વ્હાલાજી, વાલો જુગલ સ્વરૂપ બિરાજે સરખા સરખું માહારા વાલાજી. ૬ પાંચમે શ્રીદ્વારકાનાથ કરે રાજ્યધાનીરે વાલાજી, વહાલે શંખ ચક્ર ગદા પદ્મ ધર્યા, મન માંની માહારા વાલાજી. ૭ છઠ્ઠે શ્રીગોકુલનાથ ધર્યો ગિરિરાજરે વાલાજી, વહાલે ઈંદ્ર તણો મદ મોડયો સરીઆં કાજ માહારા વાલાજી. ૮ સાતમે શ્રીગોકુળચંદ્રમા વેણુધારીરે વાલાજી, વાહાલે કીધો છે રાસવિલાસ તેડયાં વ્રજનારી. મહારા. ૯ આઠમે શ્રીમદનમોહનજી ગાઉં રત્ન સોહીએરે વાહાલાજી, વાહાલો જુગલ સ્વામિની સંગ વ્રજ સહુ મોહ્યું માહારા વાલા-

લાજી. ૧૯ નોમે શ્રીગિરિધરજી છે ગુણના ભંડારરે વાહાલાજી, એઉને શરણે રહીએ તો ઉતરીએ પાર મહારા વાલાજી. ૧૧ દશમે શ્રીગોવિંદરાય રસીલાને નિરખું રે વહાલાજી, જેણે સેવ્યા શ્રીવિઠ્ઠલેશરાય હૈયામાં હર્ખું મહારા વાહાલાજી. ૧૨ એકાદશી મેં તો બાલકૃષ્ણજીને દીઠારે વાહાલાજી, વાહાલાનાં દર્શન કરતાં લાગે મનમાં મીઠાં માહારા વાલાજી. ૧૩ દ્વાદશી શ્રીગોકુળનાથ સેવ્યા ગિરિધારીરે વાહાલાજી, જેમાગે રાખ્યો માળાનો ધર્મ એ પર વારી માહારા વાહાલાજી. ૧૪ ત્રયોદશી શ્રીરઘુનાથજીને ગાવુંરે વાહાલાજી, શ્રીજાનકીજીવન-નાથ ચરણ રજ પાઉં મહારા વાલાલાજી. ૧૫ ચતુર્દશી શ્રીજદુનાથજીની સેવા જાણીરે વાહાલાજી, એમને નમે છે મોહોટા ભૂપ રાયને રાણી માહારા વાલાજી. ૧૬ પૂરણ ચંદ શ્રીઘનશ્યામરે વાલાજી, વહાલાના દર્શન કરતાં પોહોચ્યા મનના કોડ માહારા વાલાજી, ૧૭ પંદર તિથિ પૂરણ થઈ એમ જાણીરે વાહાલાજી, વાહાલા રાખો ચરણની પાસ દાસ વખાણી મહારા વહાલાજી. ૧૮ શ્રીવલ્લભકુલની કૃપા થકી હું ગાવુંરે વાહાલાજી, વહાલા સાત સ્વરૂપની

ચરણકમળ રજ પાઉં. મ્હારા વાહાલાજી. ૧૯ પ્રથમ સમરૂં શ્રીવલ્લભનો પરિવારરે વાલાજી.

ધોળ ૧૦.

મોહન મલપંતા ઘેર આવ્યારે, મ્હારે ઘેર પુરુષોત્તમ પધાર્યારે, મેં તો લેઇને મોતીડે વધાવ્યારે. ૧ વાહાલે માહારે કરુણાની દૃષ્ટિએ જોયુંરે, બાઈ મારે એ વરશું મન મોહ્યુંરે. ૨ પડયું મારે નંદના કુંવર સાથે પાનુંરે, હવે હું તો કયમ કરી રાખીશ છાનુંરે. ૩ દુર્જનને કહેવું હોય તે કહેજોરે, વાહાલા મ્હારા હ્રુદયકમળ વચ્ચે રહેજોરે. ૪ ધન્ય ધન્ય ગોકુળના ગિરિધારીરે, વાલાને જોવા મળી વ્રજનારીરે. ૫ હાંરે હું તો વલ્લભકુલની દાસીરે, હાંરે વાહાલા કૃપા કરો વ્રજવાસીરે. ૬ વાહાલે મ્હારે વ્રજમાં તે આપ્યો વાસરે, હાં બલિહારી તે માધવદાસરે. મોહન મલપંતા ઘેર આવ્યારે. ૭

ધોળ ૧૧.

શ્રીઠકરાણી ઘાટ સોહામણોરે છોકર લેહેકે છે દ્વારરે, માહારૂં ગોકુળ રળિયામણુંરે. ૧ શ્રીવલ્લભવંશ બિરાજતારે, શ્રીવિઠ્ઠલનાથજીનો સાથરે. ૨ ગુણનિધિ શ્રીગોપીનાથજીરે, હલધરનો અવતારરે. ૩ ગુણનિધિ શ્રીવિઠ્ઠલનાથજીરે, શ્રીકૃષ્ણતણો અવતારરે. ૪ શ્રી-

રુક્મણી વહુજીના કંથરે, શ્રીપદ્માવતીવહુજીના કંથરે.૫ ગુણવંતા શ્રીગિરિધરલાલજીરે, શ્રીભામિનીજીવહુજીના કંથરે. ૬ ગુણવંતા શ્રીગોવિંદરાયજીરે, શ્રીરાણીજી-વહુજીના કંથરે. ૭ ગુણવંતા શ્રીબાલકૃષ્ણજીરે, શ્રીકમળાવતીવહુજીના કંથરે. ૮ ગુણવંતા શ્રીગોકુળ-નાથજીરે, શ્રીપાર્વતીવહુજીના કંથરે. ૯ અજીતને જીતી વળ્યારે, રાખ્યો માળાનો ધર્મ રે. ૧૦ ગુણવંતા શ્રીરઘુનાથજીરે, શ્રીજાનકીજી વહુજીના કંથરે. ૧૧ ગુણવંતા શ્રીજદુનાથજીરે, શ્રીમહારાણીવહુજીના કંથરે. ૧૨ ગુણવંતા શ્રીઘનશ્યામજીરે. શ્રીકૃષ્ણાવતી વહુજીના કંથરે. ૧૩ લક્ષ્મી સતભામા બેહુરે, અગ્રજની અનુહારરે. ૧૪ શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યારે, સેવા વિવિધ પ્રકારરે. ૧૫ શોભા યમુના કમળા દેવકા રે, જેને સાત બંધુ સોહાગરે ૧૬ શ્રીગોકુળથી શ્રીજી પધારીયારે, ચઢવા શ્રીગોવર્ધન ટેકરે. ૧૭ સિંહાડમાં શ્રીજી પધારીયારે, આપ શ્રીગોવર્ધન નાથરે. ૧૮. શ્રીજીની સેવામાં સોંપીયારે, સાત કુંવરની જોડરે. ૧૯ ભોગ ધરાવે શ્રીજીને ભાવતારે, શ્રીજમુનાજળ ઝારી હાથરે. ૨૦ આચમન કરાવી બીડાં ધર્યાંરે, આરતિ ઉતારે વ્રજનાથરે. ૨૧ દર્પણ ધરે મન મોદશુંરે, માળા

પહેરાવે હાથરે. ૨૨ બંસીબટના ચોકમાંરે, માહારે વાહલે કર્યો વેણુનાદરે. ૨૩ રમવું રાધાજીના રાસમાંરે, તાળી શ્રીગોવર્ધન હાથરે. ૨૪ કર જોડીને કરૂં વિનતિરે, નમી નમી દંડવત થાયરે. ૨૫ માધવદાસની વિનતિરે, આપો શ્રીગોકુળ વાસરે. ૨૬

ધોળ ૧૨.

શ્રીગોવિંદરાયજીરે રસીયા, મા'રા હૃદય કમળમાં વસીયા. ૧ શ્રીમુખ સુંદરરે દીસે, નિજજનનાં મન જોવા ઇચ્છે. ૨ ભાલે તિલકરે બિરાજે, ભ્રુકુટી ધનુષ સમાન બિરાજે. ૩ કાને કુંડળરે ઝળકે, જાણે ચપળા વીજળી ચમકે. ૪ હળવે મધુરૂંરે બોલે, એ વચનામૃત નહિ કો તોલે. ૫ શ્યામળ વરણરે સોહીયે, નિરખતાં ભવ દુઃખડાં ખોઇએ. ૬ સુંદરતાનીરે સીમા, લોચન તલપે અમૃત પીવા. ૭ શ્રીવિઠ્ઠલેશરાયજીરે માથે, જુગ જુગ જોડી બિરાજે સાથે, ૮ શ્રીવિઠ્ઠલેશ રાય જીરે લાલા, શ્રીગોકુલઉત્સવજી સુત ઘણું વહાલા. ૯ પુત્ર શ્રીગોપેશ્વર છોગાળા, શ્રીલક્ષ્મીનરસિંહ દીનદયાળા. ૧૦ અનુભવ ગ્રંથ તણો વિસ્તાર, શ્રીહરિરાયજી પ્રગટ્યા બીજીવાર. ૧૧ એ સુખ નિજજનને ઘણું દે છે, શ્રીભાગવત સદા નિરંતર કહે છે. ૧૨ પ્રગટ્યા શ્રીપુરુ-

પોત્તમ અવતાર, એમની લીલા અપરંપાર. ૧૩ એમના ગુણનેરે ગાઇએ, ચરણકમળ લેવા રજ જઇએ ૧૪ એવા સ્વામીશ્રી સમર્થ માથે, પ્રગટ્યા દૈવી જીવને કાજે. ૧૫ સકળ મનોરથરે સીધ્યા, મનવાંછિત ફળ માગ્યાં ઇચ્છે. ૧૬ શ્રીવ્રજભૂષણના સ્વામી, ચરણકમળ વંદુ શિર નામી. ૧૭

ધોળ ૧૩

શ્રીવિઠ્ઠલનાથજીના લાલ છે અતિ લટકાળા,
વૈષ્ણવના પ્રાણ આધાર સહુને છે વહાલા. ૧
શ્રીગોવિંદરાયજીના પુત્ર સહુકો એમ કહે છે,
વહાલે દીધાં અઢળક દાન મનવાંછિત દે છે. ૨
શ્રીગોપેશ્વરજીના ભ્રાત રૂપે રૂડા છે,
નિરખે નહિ જે નરનાર તે નર કુડા છે. ૩
એવાં પ્રફુલ્લિત વદન વિશાળ શું કહું શોભા ને,
જાણે ઉગીયા પૂનમચંદ થયું મન લોભાને. ૪
એમનું સુંદર ભાલ વિશાળ તિલક શોભે છે,
નિરખીને ગાજે મુરાર ચિતડાં લોભે છે. ૫
શ્રીકંઠે માળ કુસુમતણી અતિ રાજે છે,
નિરખતાં વૈષ્ણવજનને મોહ ઉપજાવે છે. ૬

ચંચળતા ચાલે ચાલ ભરિ દીસે છે,
જાણે મદગજ કમળ સમાન મન જોઈ હાસે છે. ૭
છબિ ઉપર જાઉં બલિહાર હું તમને વારૂં,
પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથ સેવકજનના સારૂં. ૮
મને હરખ ઘણેરો થાય છે ગુણ ગાવાને,
મારા તનના તાપ શમાવો ભવદુઃખ ભવાને. ૯
છેલ છબીલા લાલ તો અતિ સારારે,
હીંડોલે લટકા કરતાં કામ કામણગારારે. ૧૦
શ્રીસિંહાડનગરમાં વાસ સહુ કોઇ જાણે છે,
જશ થયો જગત વિખ્યાત, દાસ વખાણે છે. ૧૧
શું કહું ! વ્રજભૂષણ ગુણ તમારા રે.
અવગુણ ન જોશો નાથ ધણી અમારા રે. ૧૨

ધોળ ૧૪.

શુભ અષ્ટમીનો દિન કહીએ સારરે, વહાલાજી.
શ્રીવ્રજભૂષણજીનું પ્રાકટય નિરધાર. વહાલાજી ૧
શ્રીવ્રજભૂષણજી રૂપે રૂડા દીસેરે, વહાલાજી.
આ મારૂં મનડું જોવાને ઘણું હીસે. વહાલાજી. ૧
શ્રીપદ્માવતી કુખે અવતર્યા સુખકારીરે, વહાલાજી.
એ લીલા ગાજો નિત્ય નરને નારી. વહાલાજી. ૩

શ્રીવ્રજભૂષણજી વિઠ્ઠલવરના લાલરે; વહાલાજી.
આ અંતરે અમને બહુ લાગે છે વાહાલ. વહાલાજી. ૪
શ્રીવ્રજનાથજી જોઈ હરખે મન મોહેરે, વહાલાજી.
શ્રીચારુમતી માજી ફુલયાં અંગો અંગે. વહાલાજી. ૫
શ્રીગોકુળનાથજી ફુલયાં અંગે ડોલેરે. વહાલાજી.
આ વૈષ્ણવ ઉભા જેજે શબ્દ બોલે. વહાલાજી. ૬
કેસરીયા ધોતી સોહીએ સુંદર નાથરે, વહાલાજી,
ઉપરણો ઓઢયો છે લટકતે હાથ. વહાલાજી. ૭
કેસર કેરાં તિલક બિરાજે ભાલરે, વહાલાજી.
શ્રીકંઠે સોહીએ ગુંજાકેરા હાર. વહાલાજી. ૮
શ્રીવ્રજભૂષણ શ્રીગિરિધારીલાલના તાતરે,વહાલાજી.
આ પ્રાતઃ સમે ઉઠી કીધા પાઠ. વહાલાજી. ૯
શ્રીદ્વારકાનાથજી સેવો છો ઘણી રીતરે, વહાલાજી.
શણગાર આપીને ભોગ ધણી પ્રીતે. વહાલાજી. ૧૦
શ્રીવ્રજભૂષણજી શ્રીચંદ્રાવલી વહુજીનાં કંથરે વહાલાજી
નેન કટાક્ષે ભાળે એ ગુણવંત વહાલાજી. ૧૧
શ્રીહરિ અમારે હૈડે હરખ ન માયરે, વહાલાજી,
આ ધંધુકાના વૈષ્ણવ તમને ગાય. વહાલાજી, ૧૨
શ્રીવ્રજભૂષણજી દુઃખડાંના છો જાગુરે. વહાલાજી,
શ્રીનસીદી સાથે બંધાણા માગ. વહાલાજી. ૧૩

શ્રીવ્રજભૂષણજી ગિરિધારિ ગઢના રાજારે,વહાલાજી.
આ દાન આપેને લાગે ઝાઝા વહાલા, વહાલાજી. ૧૪
સોળ કળા તો સંપૂર્ણ કહેવાયરે, વહાલાજી.
આ સુખડાં જોતાં દુખડાં સર્વે જાય, વહાલાજી. ૧૫
ગાંડો ઘેલો હું કાંઈ નવ જાણુંરે. વહાલાજી.
શ્રીવિઠ્ઠલવરની કૃપા હોય તો માણું, વહાલાજી. ૧૬
કાલો ઘેલો દાસ તમારો જાણીરે; વહાલાજી.
શ્રીવ્રજભૂષણજી વેગે લેજો તાણી. વહાલાજી. ૧૭
એ શોભા જોઈ હરિદાસ બલિહારી જાયરે. વહાલાજી.
શ્રીવ્રજભૂષણને દીઠે મહાસુખ થાય. વહાલાજી. ૧૮

ધોળ ૧૫.

પ્રગટયા પુરુષોત્તમલાલરે, સાંભળ મહારી સાહેલી;
વાહાલા છે આનંદકારીરે, વાત કરે હસી હરિ. ૧
એવા વૈષ્ણવજનનાં જૂથરે, નિરખે છે નયણાં ભરી;
એવા પુરુષોત્તમ પાતળીયારે, લીધું છે સર્વસ્વ હરી.૨
એવા ચતુર શિરોમણિ જાણરે, સાન કરી સમજાવે છે;
રસિયો છે રસનો ભોગીરે, પ્રેમે પ્રીત ઉપજાવે છે. ૩
પેલાં દુરિજનીયાના દિલમાંરે, દાઝ ઘણેરી આવે છે;
તમારૂં શ્રીમુખ જોયા વિનારે. વિરહ ઘણું સંતાપે છે.૪

ઘરમાંહિ તો નથી ગમતાંરે, આંગણીયે નથી રહેવાતાં;
વહાલા તમો વિના મહારાજરે, અળગાં નથી રહેવાતાં.૫
માહારા કામણગારા કહાનરે, વારે વારે શું કહીયે?
અમો અબળાનું શું જોરરે, રુદન કરી થાકી રહીયે. ૬
મરકલડે મોહ પામી છું રે, અંગે આતુરતા ઢળે;
મને બીજું ન આવ નજરેરે, સાંભળ માહારી સાહેલી. ૭
સહીઅર સંદેશો કહેજોરે, વિનતિ મહારા વહાલાને;
સમજાવી એમને કહેજોરે, શ્રીગોકુલનાથજીના લાલાને. ૮
પ્રભુ દયાનિધિ દયા કરે, કાંકરોલીના છો વાસી;
પ્રભુ પ્રીત કરી પધારોરે, ચરણકમળની હું દાસી. ૯

ધોળ ૧૬.

સૂરજ ઉગી ઉદે થયો, સર્વે સંસારીને મોહ રહ્યો;
લાલા લહેરી તું રંગીલો. ટેક. ૧ કાને કુંડળ મકરાં
મોતી, હું તો શ્રી દ્વારકાનાથજીનાં મુખ જોતી. ૨
શેરીએ શેરીએ ફુલડાં વેરૂં, આવતાં જાતાં હું તમને
ઘેરૂં; ૩ મારે ઘેર આવજો દહાડી દહાડી; મારે ઘેર
ફુલ ચંપાની છે વાડી. ૪ મારે ઘેર આવજો લટકે મટકે,
લવિંગ સોપારી બાંધુ દો પટકે. ૫ મારે ઘેર આવો હરિ
રમઝમતા, તમે મારી સાસુ નણંદને મનગમતા. ૬
ઓરા આવો ચોટી ઓળું, પલંગે પોઢો તો પ્રભુને

વા દોણું. ૭ મારે ઘેર આવો હસે મસે, દુધ સાકરિયાં પાઉં રસે રસે. ૮ મારે ઘેર આવો તો રમાડું, ઘરમાં પધારો તો જમાડું. ૯ મેં તો તમ સાથે પ્રીત બાંધી, છોડાવી નવ છુટે હીરની ગાંઠી. ૧૦ દાસ વલ્લભ કહે ચરણે લાગું, તેથી મારા જન્મોજન્મનાભય ભાગું ૧૧

ધોળ ૧૭.

ધન્યધન્ય રે શ્રી ગોકુલગામ અતિ રળીયામણું,
કોઇએ દીઠારે શ્રીપુરુષોત્તમલાલ, જમુનાજીમાં ઝીલંતા;
વાહાલો શરીરે ઉરાડે નીર, ગોપીઓને મનગમતા. ૧

વાહાલો બોલે મધુરા બોલ મુખમાંથી મોતીડાં ઝરે,
વાહાલો ચાલે ચમકતી ચાલ કંકુનાં પગલાં પડે. ૨

ધન્યધન્ય શ્રીમહારાણીમાનીકુખ, જેનીકુખે રત્ન જડયાં,
એવાં કોઇનાં નથી શ્યામસ્વરૂપ, થોડેથોડે કનકે ઘડયાં ૩

એમનાં મુખડાં પૂનમચંદ્ર, દેખી માહારા મનડાં ઠર્યાં;
એમનાં અણિયાળાં લોચન,ગાલે રૂડાં ગલીઆં પડ્યાં.૪

વાહાલે છુટા મેલ્યા કેશ, કેસરી તિલક બન્યાં;
વહાલે મોતી કેરા શણગાર, પોતાને અંગે ધર્યા. ૫

માહારે રહેવું શ્રીગોકુળ ગામ, સાસરીયું ખોટું;
બેની શું કરીએ સંસાર ? એ સહેણું સોહેલું. ૬

બલિહારી જાય માધવદાસ શ્રીવિઠ્ઠલવરને;
રાખજો ચરણકમલની પાસ, દયા કરી નિજ જનને. ૭

ધોળ ૨૨.

શ્રીનટવરલાલને વારણેરે. શ્રીછોટાલાલ બલિહારીરે લાલ. શ્રી. ૧ રાજનગર રળીયામણું રે. તેહની સુંદર શોભા સારીરે લાલ. શ્રી. ૨ છપ્પનભોગ સોહામણોરે કીધો બુદ્ધિ બહુ વિચારરે લાલ શ્રી. ૩ સૈકે સંવત અઢારમાંરે ચતુર ચોરાણવો શુભકારીરે લાલ, શ્રી. ૪ વેગે વૈશાખ માસમાંરે, સહુકો આવ્યા નર ને નારીરે લાલ. શ્રી. ૬ ઉત્તરથી હરિ આવીયારે, શ્રીગોકુલનાથજીની ગાદી ભારીરે લાલ. શ્રી. ૭ શ્રીલક્ષ્મણલાલને જોઇનેરે, સહુ કોને પ્રીતિ ઘણી છે પ્યારીરે લાલ. શ્રી. ૮ દક્ષણથી દુઃખ કાપવારે, આવ્યા શ્રીકલ્યાણરાય હિતકારીરે લાલ, શ્રી. ૯ પૂર્વથી પ્રભુ પધારીયારે, શ્રી ત્રિકમજી માધવરાય ગિરિધારીરે લાલ શ્રી. ૧૦ પશ્ચિમથી પ્રભુ પધારીયારે, આવ્યા શ્રીમગનલાલજી મહારાજરે લાલ શ્રી. ૧૧ શ્રીમટુલાલ મથુરાનાથજીરે બીજા બાળક જાઉં બલિહારરે લાલ. શ્રી. ૧૨ સહજે સાતમે તારીયારે; તેન મહેર કરી માહારાજરે લાલ. શ્રી. ૧૩

સહજે દાસ જમુનાને દયા કરીરે, હેતે લીધો છે ઉઠાડીરે લાલ. શ્રી. ૧૪

ધોળ ૨૩.

શ્રીમદન મોહનલાલ આગલ વિનતિ કીધી, રાજનગર પધાર્યાની આજ્ઞા લીધી; શ્રીનાથજી પધાર્યાની શી કહું વિધિ ? શ્રીબાળકૃષ્ણલાલે સુખ આપીયાંરે. ૧ રાજનગરમાં વધાઇઓ ગવાય, વૈષ્ણવને મન હર્ખ ન માય, વ્રજરાયજી પ્રભુ સામા જાય, શ્રીબાળ.૨ બેઠક ધામ ભૂમિનાં ભાગ્ય ધન્યરે, તે રંગ ખેલે તેમ ઉડે પવન; જય જય શબ્દ બોલે વૈષ્ણવ જન શ્રીબાળ.૩ રાજા બેટીજી પારણે ઝુલે, સાત સ્વરૂપની મધ્ય બિરાજે, એ શોભા માહારા નાથ ઘેર છાજે, શ્રીબાળ.૪ મંગળા સમે વાહાલો મંદિરે પધારે અધિકારીને મન આનંદ થાય, જળધરામાં ઠાકોર કેસરે નાહાય. શ્રીબાળ. ૫ શ્રીમહાલક્ષ્મી વહુજીની કૂખે રત્ન જાયા; શ્રીવ્રજકોર માજીએ ગેદ ખેલાવ્યા; એમને મસ્તક શ્રીનટવરલાલ પધરાવ્યા, શ્રીબાળ ૬ શ્રીરઘુનાથજીના કહીએરે ભ્રાત, સેવા વિના બીજી જાણે નહિ વાત; શ્રીરાજા બેટીજીના અખંડ તાત શ્રીબાળ.૭ શ્રીપદ્માવતી વહુજીના કંથજ કહીયે; એ વહાલાને શરણ જઈ રહીએ, કોટિ જન્મનાં પાપ

નિષ્ફળ થઇએ, શ્રીબાળ.૮ શ્રીગુરુ પ્રતાપે હું તો વિનતિ કરૂં છું; ચરણકમળ પ્રભુ ચિત્ત ધરૂં છું; એમની કૃપા થકી વ્રજમાં ફરૂં છું, શ્રીબાળકૃષ્ણલાલે સુખ આપીયારે. ૯

ધોળ ૨૮.

શ્રીછોટાજી મહારાજના લાલ મારે મન વસીયા; વહાલે પુષ્ટિ કરી પ્રકાશ સેવાના રસીયા ટેક ૧ શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલની કૃપા છે માથે ભારીરે. રાત દિવસ સેવાને સ્મરણ શ્રીગોવિંદરાય સુખકારી મારે. ૨ મહાસુદી તેરશે પ્રગટયા નામ ધર્યાં વ્રજરાયરે; અલૌકિક આનંદી વહાલો મુખ દીઠે સુખ થાય. મારે. ૩ શ્રીરાણી વહુજીયે જન્મીયા, શ્રીકાકાજી મહારાજના લાલરે; ભૂતલ ઉપર ભલે પધાર્યાં દૈવી નિહાલ. મારે. ૪ શ્રીરઘુનાથજીમહારાજના નાતી કહીયે, શ્રીછોટાજીમહારાજના લાલરે શ્રીવ્રજકોરમાજીએ ગોદે બેસાડ્યા વૈષ્ણવને ઘણું વહાલ મારે ૫ સેવકના સુખકારી વ્હાલો; શ્રીમહાલક્ષ્મી વહુજીના કંથરે, શ્રીબાલકૃષ્ણલાલજીના દાદાજી, શ્રીરઘુનાથલાલજીના દાદાજી, વહાલો ભણે શ્રીસુબોધિનીજીના ગ્રંથ. મારે. ૬ શ્રીપદ્માવતી વહુજીશ્રી જાનકી વહુજીના, સસરા આનંદકારીરે; શ્રીરાજા ચંદા બેટીજીના તાતજી,

વૈષ્ણવને ભરૂંસો ભારી મારે. ૭ પ્રાતઃસમે દંત ધાવન કરતા વૈષ્ણવને ચરણસ્પર્શ દીધાંરે; ઊને જળે સ્નાન કરીને શ્રીમુખે પાઠ કીધા. મારે, ૮ ધોતી પહેરી ધોતી ઓઢી, તિલક મુદ્રા ધરે રે; પેંડા છંટાવીને પધારીયાને શ્રીહસ્ત ખાસા કરે મારે. ૯ રસોઇ ઘરમાં પધારીઆને વહુબેટીઓને આજ્ઞા દીધીરે; દાદાજી બે લાલજી વહુ બેટી મળીને રસોઇની સેવા કીધી. મારે ૧૦ પછી મંદિરમાં પધારીયાને. સઘળી સેવા કરેરે, શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલ જગાવ્યા; ઝારી મંગલ ભોગ ધરે. મારે ૧૧ ભોગ સરાવ્યા બીડાં ધરી, મંગલા આરતી કીધીરે; શીતકાલના રૂના વાગા શૃંગારની થાલ લીધી, મારે ૧૨ સિંહાસનથી ચોક પધરાવીને સ્નેહથી શૃંગાર કરે રે, માલા પહેરાવીને વેણુજી ધરાવ્યા ગોપીવલ્લભભોગ ધરે. મારે. ૧૩ ગોપીવલ્લભભોગ ધરાવ્યા ઝારી રાજભોગ ધર્યારે. ધૂપ દીપ તુલસી સમર્પ્યા શંખોદક કરીયા. મારે ૧૪ સમયાનુસારે ભોગ સરાવ્યાને. શ્રીહસ્ત બીડાં લીધાંરે, સજ્યામંદિરની સઘળી સેવા બે લાલજીએ કીધી. મારે. ૧૫ ઝારી બંટા દુહેરા સાજ્યાને ફુલની માલા ધરીરે; દર્પણ દેખાડીને શ્રીમુખ નિરખી રાજભોગ આરતી કરી મારે ૧૬ જય જય કરતા વૈષ્ણવ આવ્યા

અલૌકિક દર્શન થાયરે; આ સુખ જોતાં સઘળું રૂડું. લૌકિક વાસના જાય, મારે.૧૭ મુખીઆજીએ માલા પહેરાવીને ગોદમાં બીડાં દીધાં રે; અનોસર કરીને બહાર પધાર્યા, તાળાં મંગળ કીધાં, માંરે ૧૮ ઝુમકાં લેઇને ઉપર પધાર્યા ને વર્ત્યો જયજયકાર રે, વહુબેટીને પુછાવ્યું ભોજનની કેટલી વાર. મારે. ૧૯ મહાપ્રસાદ સખડી અનસખડી ખાટાં ખારાં લીધાં રે; તીખા સલુણાં સંધાણાં રાઈતાં જોડે ભોજન કીધાં. મારે. ૨૦ જલ આરોગીને અચવાવ્યા ને હસ્ત બીડાં લીધાં રે, થોડીવાર પોઢીને જાગ્યા, શંખનાદની આજ્ઞા કીધી. મારે. ૨૧ સ્નાન કરી મંદિરમાં પધારીને ઝારી ઉત્થાપન ભોગ ધરી રે; ભોગ આરતિના દર્શન ખોલ્યાં; શૃંગાર વિજય કીધા. મારે. ૨૨ ઝારી ભરી સેનભોગ ધર્યા, દૂસરા ભોગ આવ્યા રે, ઋતુ પ્રમાણે સૌ સામગ્રી સમયે ભોગ સરાવ્યા. મારે. ૨૩ બીડાં આરોગાવીને દર્શન ખોલ્યાં તીબારીમાં કીર્તન થાય રે. વૈષ્ણવ સૌ દર્શન કરે ને, સેન આરતિ થાય. મારે. ૨૪ પોઢાડીને બહાર પધારી, તાળાં મંગળ કીધાં રે; બંગલે પધારી કથા વાંચે, વૈષ્ણવને સુખ દીધાં, મારે.૨૫ બારશનાં સુખ શાં વખાણું, મારે મુખે કહ્યાં ન જાયરે; ઓછી મતિ કહાં વર્ણવું રે,

દેખેહી બની આવે. મારે ૨૬ હું રાંકની યહ વિનતિ કૃપા કરી કાન ધરજોરે જુગલ સ્વરૂપનાં ચરણકમળમાં દાસી પોતાની કરજો. મારે.૨૭ ગુરુ પ્રતાપે વર્ણવું, કૃપા કરી ભક્તિ આપો રે; શ્રીવલ્લભ વલ્લભીનો સદા સ્નેહ જોઉં પુષ્ટિભક્તિ દૃઢ સ્થાપો. મારે ૨૮

ધોળ ૨૫.

જે બોલો શ્રી વ્રજરાયલાલની, હો બ્હેની માહારી જે બોલો શ્રીવ્રજરાયલાલની. મીઠી મધુરી વાણી રે વહાલાની, હાં બહેની માહારી જે બોલો. ટક—શ્રી નટવરલાલ શ્યામલાલની સેવા કરવા પ્રગટયા, શ્રી કાકાજી મહારાજને ત્યાંથી સટકયા. હો બહેની. ૧ શ્રીછોટાજી માહારાજના લાલજી કહાવે, વૈષ્ણવને મન ભાવે. હો બહેની. ૨ શ્રીરાણીવહુજીની કુખે રત્ન જાયા, શ્રી વ્રજકોર માજીએ ગોદ ખેલાવ્યા. હો બહેની ૩ શ્રી મહાલક્ષ્મી વહુજીના પ્રાણપતિ કહીએ, એ વાહાલાનું મુખ જોઇ રહીએ. હો બહેની. ૪ શ્રી માહાલક્ષ્મી વહુજી સદારે સોહાગી, લાલજી જન્મ્યા છે બડભાગી. હો બહેની. ૫ બડા પુત્ર શ્રી બાલકૃષ્ણજી લાલ છે, શ્રીપદ્માવતીવહુજીના સરદાર છે. હો બહેની. ૬ શ્રીરઘુનાથલાલજી સેવાના છે રસીયા; શ્રી જાનકી

વહુજીને મન વસીયા. હો બહેની. ૭ શ્રીમહાલક્ષ્મી વહુજીએ મહાતપ કીધાં; એ લાલજી વહુજીનાં સુખ લીધાં. હો બહેની. ૮ શ્રીનટવરલાલ શ્યામલાલે આનંદ દીધો, શ્રી ગોકુળમાંહે અષ્ટમાસો કીધો. હો બહેની. ૯ પરદેશ પધાર્યા દૈવી જીવને ઉદ્ધાર્યા, ભવ-સાગરમાં ડુબેલાને તાર્યા. હો બહેની. ૧૦ લાલજી વહુજીને લેઈ, રાજનગર પધારો, સેવકને ઘણાં સુખ વધારો. હો બહેની. ૧૧ ગુરુપ્રતાપે હું તો વિનતિ કરૂં છું, ચિત્ત મહારૂં ચરણે ધરૂં છું. હો બહેની. ૧૨

ધોળ ૧૮.

ધન્યધન્યરે શ્રી ગોકુલ ગામ રંગભેર હીંચહયારે, જ્યાં પ્રગટી રતન કેરી ખાણ. રંગભેર. ૧ શ્રીદાઉજી-નાલાલ, રંગભેર, શ્રીદાદાજી પ્રાણઆધાર; રંગભેર. ૨ શ્રાવણ સુદી દશમી સાર, રંગભેર પ્રગટયા. ધરણીનું ભાગ્ય રંગભેર. ૩ શ્રીલક્ષ્મણલાલ મહારાજ, રંગભેર. વૈષ્ણવના પ્રાણઆધાર. રંગભેર. ૪ દૈવીને દીધાં દાન, રંગભેર. સેવકનાં સરીયાં કાજ. રંગભેર. ૫ સોહે કેસરી તિલક સુભાલ. રંગભેર. ધોતી ધરી કેસરીઆ લાલ. રંગભેર ૬ ઉપરણો જોઈ મન મોહે, રંગભેર. માંહે શોભા અનુપમ છાજે. રંગભેર. ૭ કહે દાસનો

દાસ કર જોડી. રંગભેર. પ્રભુ પૂરો મારા મનના કોડ રંગભેર. ૮

ધોળ ૧૯.

મ્હારે ગુણ ગાવા શ્રીકન્હૈયાલાલકે, સુજાતિ આશ-માંરે લોલ; વહાલો મારો લટકતા પધાર્યા કે. ચાલ સોહામણીરે લોલ. ૧ વહાલાજીએ ધોતી પહેરી સાર કે, ઉપરણો ઓઢ્યો કેસરીરે લોલ; એહુની શોભા ઝાકમ ઝોળકે, હું ક્યાં લગી કહું રે લોલ.૨ વહાલાજીને જરીદાર પટકા સોહે. ઉપર ઓઢી પામરીરે લોલ; વહાલાજીએ ટેડી બાંધી પાગ કે, જામે જરકશીરે લોલ. ૩ વહાલાજીએ તોરા મેલ્યા સારકે, બેઉ બાજુએરે લોલ; વહાલાજી તો તાળી દઈ ગવરાવે કે; સૌ દર્શન કરેરે લોલ. ૪ વહાલાજી તો તિબારીમાં બિરાજે કે, સૌ દર્શન કરેરે લોલ; કૃપા કરો કરુણાની દષ્ટ કે, માની લીજીએરે લોલ; દાસી માગે વારંવારકે, ચરણ સેવા દીજીએરે લોલ. ૫

ધોળ ૨૦.

જીરે કારતક વદ એકાદશીરે, જીરે પ્રગટ્યા શ્રી કન્હૈયાલાલ, આનંદ મારે અતિ ઘણોરે. ૧ જીરે ઘોષ સકલ ગાજી રહ્યુંરે, જીરે વાગે છે રે નિશાનરે. આનંદ.

૨ જીરે ઘેર ઘેર હરખ વધામણુંરે, જીરે ઘેર ઘેર ઓચ્છવ થાયરે. આનંદ ૩ જીરે મંગલકલશ તે સજ કરીરે, વ્રજનારી વધાવાને જાયરે. આનંદ ૪ જીરે ગોકુલ સર્વે ગાજી રહ્યુંરે, જીરે તરીયા તોરણ દ્વારરે. આનંદ- ૫ જીરે ખેલ કરે શ્રીકન્હૈયાલાલજીરે, ચંદ્રાવલી માજીના લાલરે. આનંદ. ૬ જીરે એવા પ્રભુને જેણે ઓળખ્યારે, તેનાં ભાગ્ય તણો નહિ પારરે. આનંદ. ૭ જીરે મનોરથ પૂરે એ ભક્ત તણોરે, બલિહારી જાય દાસનો દાસરે. ૮

ધોળ ૨૧.

હું બલિહારી તૈલંગ કુલ દીપક શ્રીકન્હૈયાલાલનેરે લોલ. પ્રકટયા પોતે પરમદયાળ; જગતહિત કારણેરે લોલ. ૧ કારતક વદિ એકાદશી દિનકે, શ્રીગોકુલ પધારીયારે લોલ. શ્રીચંદ્રાવલીજી માજીની ગોદકે, પ્રભુજી બિરાજીયારે લોલ. ૨ શ્રીગોકુલ ગડગડીઆં નિશાન; આનંદ સૌને અતિ ઘણોરે લોલ. મંદિર કદલી ખંભ રોપાયકે, તોરણ બાંધીયાંરે લોલ. ૩ આવ્યાં આવ્યાં લટકંતાં વ્રજનારી પ્રભુને વધાવીયાનેરે લોલ. વહાલા મારા ભક્ત તણે ઘેર જાયકે; શીતળ સ્વભાવનારે લોલ ૪ શ્રીકન્હૈયાલાલજીના ચરણની રેણુંકે ઉર ધરી

લીજીયેરે લોલ, વહાલા મારા દાસ કરે છે વિનતિ કે
માની લીજીયેરે લોલ. ૫

ધોળ ૨૨.

( "થયા છો રે પતિ તેજ"—એ ચાલ. )

મેં ધાર્યા ગુરુ સાચા જગમાં એક કનૈયાલાલ;
જગમાં એક કનૈયાલાલ. મેં ધાર્યા ગુરુ (ટેક)
ભક્તિમાર્ગ જેમણે બતાવી કીધું અવિચળ નામ;
જોઈ તારી, છબી સારી, જાઉં વારી, બલિહારી. ૧

તમે સહાયક ટાલક દુઃખના કહાવો ભક્તોના પ્રતિપાળ
વેદ શાસ્ત્રનાં આપી પ્રમાણો, કીધા સૌને મહાત;
જગ જીતી, ખરી નીતિ, ધરી પ્રીતિ, શુભ રીતિ. ૨

તમે ઠરાવ્યો વલ્લભમાર્ગ જગતમાં સાચો દીનદયાલ,
એવા ગુરુ સુત શ્રીલક્ષ્મણલાલના લળી લળી લાગુ પાય.
સુખકારી, દુઃખહારી, મોરારી જયકારી,
હું આવી શરણે નમું તમ ચરણે લ્યો સેવકની સંભાળ. ૩

ધોળ ૨૩.

જય જય કનૈયાલાલજી, વંદન કરીએ સૌ જન
અમે, નિજ ચરણ કેરૂ શરણુ ગ્રહીયે, પ્રણત જન
પાલક તમે. ૧ દુર્વાસનાદિરૂપ જે દલક, સતત અમને

નડે. ઉપદેશ ઐસ થકી હરો મન મેલ જ્ઞાન ક્ષુધા વડે. ૨
ત્રય તાપથી બળતા અમે, દિન રાત આ ભવને વિષે
સાક્ષાત શ્રી હરિ પ્રગટીયા શું લાલ બાવાશ્રી મિષે. ૩
વળી રસ વિહીન વસુધાને, સુધા આપ સીંચનાર છો.
જયજય જગત્ ગુરુ લાલબાવા પ્રભુ જગાહાધાર છો.॥૪॥

ધોળ ૨૪.

શ્રીવલ્લભલાલજી મહારાજે મારૂં મન લીધું હરી,
મન લીધું હરીરે મારૂં ચિત્ત લીધું ચોરી. ૧
માસ અસાડ ઉજ્વલ પક્ષ, નવમી તે ભલી;
ઇંદુવારે ભાનુ પ્રગટયો, દયા દિલ ધરી. ૨
ધન્ય શ્રીગોકુલ ગામને બિરાજે મુકુટ મણિ,
માજી મહારાજે ગાદી સોંપી; ધન્ય એ ધણી. ૩
પત્રદ્વારા સીંચી સુધા, વિહ્વલતા કરી.
ખેંચો દોરી મહારી, હું તો કહુ છું કરગરી. ૪
દાસની છે વિનતિ પ્રભુ લેજો ઉર ધરી,
અંતરની તો જાણો છો હરિ આપ ખરેખરી. ૫

ધોળ. ૨૫

મન મારૂ મોહ્યુંરે, શ્રીલાલ વલ્લભને લટકે, લટકેને
વળી મટકે. ૧ ધન્ય શ્રી સ્વામિનીજીની કૂખનેરે, ધન્ય

ધન્ય શ્રીગોકુલગામ ૨ ધન્ય એહુના તાતનેરે, ધન્યશ્રી આજનોદિન ૩ ધન્ય દિવસ ધન્ય રાતનેરે, ધન્ય મહીનો લખ્યોવાર ૪ અસાડ સુદી નવમીરે; ધન્ય ભલો સોમવાર ૫ સખીઓ સહુ ટોળે મળીરે, આનંદ ઉર ન સમાય. ૬ પ્રભુ દુઃખ કાપી સુખ આપીયુંરે, ભક્તના પ્રાણ આધાર. ૭ ઘેર ઘેર તોરણ બાંધીયારે, મોતીના પૂર્યા ચોક. ૮ કદલીના ખંભ ઉભા કર્યારે, મારે આનંદ તણો નહી પાર. ૯ કુમકુમના હાથા દેવડાવી-યારે, ભક્ત તો ફુલ્યા ન માય. ૧૦ ભક્ત જૂથ સહુ ટોળે મળીરે, ગાય છે ધોળ રસાલ. ૧૧ આનંદ આનંદ થઈ રહ્યોરે, આનંદ ગોકુલ ગામ. ૧૨ આનંદ ચહુંદિસ ફેલીયોરે, આનંદ નર ને નાર. ૧૩ વહાલો ચરિત્ર કરે મન ભાવતાંરે, વહાલો મલકડે મુસ્કાય ૧૪ વહાલાજીને નયણે તે નિંદ નહીંરે, જીરે જોવાને મન લલચાય ૧૫ તનના તે તાપ સમાવીયારે, ભક્તની પૂરી આસ. ૧૬ દાસના દાસની વિનતિરે, આપો મુને વ્રજમાં વાસ. ૧૭

ધોળ. ૨૬

શ્રીવલ્લભરાયા દીન દયાલા, સુંદર શ્રીવિઠ્ઠલેશ બાળ, ભક્તન પાલક, જગત ઉદ્ધારક પાય લાગીએ મહારાજ ૧ ગોકુલમાં વહાલો પધારીયા ને, શ્રીવલ્લભ

ધરીયાં નામ, શ્રીકનૈયાલાલની ગોદે બિરાજ્યા સૃષ્ટિને કરવા પાવનરે ૨ અસાડ શુકલ નવમી દિને, વાર ભલો ચંદ્રવાર, સંવત ૧૯૬૮ સાલમાં કૃપા કીધી છે અપારરે ૩ માજી મહારાજે ગાદી સોંપી આણ વર્તાવી તેવાર, આનંદ આનંદ થઈ રહ્યો છે, સ્વજનને નિર્ધારરે ૪ દાસનો દાસ કહે કરજોડી, રાખો ચરણની પાસ. દીન જીવની એ છે વિનતિ, આપો શ્રીગોકુલવાસરે, ૫

ધોળ ૨૬.

શ્રીમહાપ્રભુજીને પ્રથમ પાયે લાગીયે રે લોલ,
વંશ વર્ણવું ને વાણી એવી માગીયે રે લોલ.
તૈલંગ કુળમાં શ્રીવલ્લભ પ્રભુ પ્રગટીયા રે લોલ,
શ્રીલક્ષ્મણ ભટ્ટજી ઇલંમાજી આનંદીયારે લોલ.
દૈવી જીવ ઉપર ચિત્ત ઉપજી દયારે લોલ;
નામ આપ્યાં પ્રભુજીએ કરી મયારે લોલ.
બ્રહ્મસંબંધ કરાવ્યાં રસ રીતશું રે લોલ,
તન મન ધન અર્પણ કરાવ્યાં પૂર્ણ પ્રીતશું રે લોલ;
પરિબ્રહ્મ શ્રીવલ્લભપ્રભુ જાણીયે રે લોલ,
એમના બે પુત્ર પ્રગટયા તે વખાણીયે રે લોલ.
બલદેવને શ્રીકૃષ્ણ પ્રમાણીયે રે લોલ;
શ્રીવિઠ્ઠલનાથજીના સાત લાલ શોભિતારે લોલ,

એમનાં દર્શને મહાદેવ મુનિ લોભતા રે લોલ,
શ્રીગિરિધર શ્રીગોવિંદ ગુણ ગાઇયે રે લોલ,
શ્રીબાલકૃષ્ણ ગોકુલનાથ મન ભાવીયે રે લોલ;
શ્રીરઘુનાથ યદુનાથ શ્રીઘનશ્યામ છે રે લોલ,
વ્રજસુંદરીના પૂરણ કામ છે રે લોલ.
પ્રથમ પુત્ર શ્રીગિરિધર ગૃહે વધામણાં રે લોલ,
શ્રીગોપીનાથ પ્રગટયા તે સોહામણા રે લોલ;
શ્રીગોપીનાથજી ગૃહે ગોવિંદરાયજી આવીયા રે લોલ,
એમના શ્રી બડે બાબુરાયજી મન ભાવીયારે લોલ.
શ્રીબાબુરાયજીના શ્રીગોવર્ધનેશ તન્ન છે રે લોલ,
એમના બંસીધર તન મન ધન છે રે લોલ,
એમને ઘેર શ્રીબાલકૃષ્ણજી પધારીયારે લોલ,
એમના શ્રીવિઠ્ઠલેશ આનંદે વધાવીયા રે લોલ.
શ્રીવિઠ્ઠલરાયજીના શ્રીબાબુરાયજી વખાણીયે રે લોલ;
તે સ્વરૂપ શ્રીમહાપ્રભુજીનાં જાણીયે રે લોલ.
શ્રીબાબુરાયજીએ નિશાન વજડાવીયાં રે લોલ.
શ્રીવ્રજનાથજી મહારાણીજી કુખે આવીયા રે લોલ.
સંવત ૧૮૭૩ આસો મંગળવાર છે રે લોલ,
વદિ પંચમી પ્રગટયા તે અવતાર છે રે લોલ.
પહેર્યાં પીતાંબર તે કિરીટ મુગટ રાજતારે લોલ,

છબી નિરખતાં તે કોટિ કામ લાજતારે લોલ.
કંઠે કૌસ્તુભ ને કુંડળ છે કર્ણમાં રે લોલ,
કટિમેખલા ને ઘુઘરી ઘમકે ચરણમાં રે લોલ.
શ્રવણ સુણી ગોપીજન સૌ આવીયા રે લોલ,
પ્રગટ્યા પ્રાણજીવન મન ભાવીયારે લોલ.
ગોપ નાચે છે દૂધ દધિ છીરકતારે લોલ.
મહીં માખણ ઉડાવે મન હરખતાં રે લોલ.
શોભા શી કહું તે સમે નરનારની રે લોલ.
લીલા નિરખો શ્રીકૃષ્ણ અવતારની રે લોલ.
વિપ્ર વેદ ધુનિ ગાય રંગ રીતશું રે લોલ,
દાન દે શ્રીબાબુરાયજી આનંદશું રે લોલ.
દેવ વિમાને બેસીને આવી નિરખતાં રે લોલ,
જય જય જય કહી પુષ્પ વરખતાં રે લોલ.
કંચન થાર સાજી આરતી વારતી રે લોલ,
ન્યોછાવર તન મન ધન વારતી રે લોલ,
ધન્ય ધન્ય માત તાત ધન્ય નિરખીયાં રે લોલ,
ધન્ય ધન્ય વૈષ્ણવજન મન હરખીયાં રે લોલ.
એવા અખંડ ઓચ્છવ શ્રીવલ્લભ બારણે રે લોલ.
દાસ દાસનો ને દાસ જાય વારણે રે લોલ.

ધોળ ૨૭.

" ગાડી આવી ગુજરાત—એ રાગમાં. "

ધન્ય શ્રી ચીમનલાલ, ટળી ચિત્ત ચિંતા હમારી; દેખીને દીનદયાલ, ટળી ચિત્ત ચિંતા હમારી. ટેક. અનુપમ અંગજ આપનું, કંદર્પરૂપ ટળાય; જ્યોતીરૂપ સકળ જગે, એવું જોતાં બીજું ન જણાય. ટળી ચિત્ત. ધન્ય. ૧ ગૌર વરણ મુછ વાંકડી, ખિટળીયાળા કેશ; ભ્રમર અતિશય ઓપતી, બાહુ બેય બિરાજે બેશ. ટળી. ધન્ય. ૨ શ્રીનવનીતપ્રિયાજીની, સેવા સાધન નિત; જ્યાં શ્રીજુગલ કિશોરની, છબી શ્રેષ્ઠ તેપર પૂરી પ્રીત. ટળી. ધન્ય. ૩ વદન દીઠે વશ થાય છે, મુખ દીઠે જાયે દુઃખ; નરનારી ગુણ ગાય છે, જેથી પાતક પ્રલય થાય. ટળી. ધન્ય. ૪ ભાવ અતિ તમ પર દીસે, સહુ સેવકનાં સાચ; અંત સમાના બેલી છો. ગ્રહો બાંહ્ય તેને નાવે આંચ. ટળી. ધન્ય.૫ નેહ ધરી નીભાવજો; માગે મોતીલાલ; કર જોડીને કોડથી; વળી અંતરમાં આણીને વહાલ. ટળી. ધન્ય. ૬

ધોળ ૨૮.

સારૂં સારૂંરે સુરત શહેર—એ રાગમાં.

નમું નમું રે શ્રી નરસિંહલાલ, નેહ ધરી તમને; જેથી ભાગે ભવજંજાળ. સુખ દ્યો પ્રભુ અમને. ટેક. વેરા-

વળમાં વાસ કર્યો, પણ સકળ તણા શિરતાજરે; ભાવ ધરી મણુમું પુરુષોત્તમ; સુધરે જેથી કાજ. નેહ ધરી તમને નમું. ૧ મતિ પ્રમાણે ગુણ તમ કથવા અંતર ઉપની આશરે; વિમળ મતિ દેજો દીનબંધુ, જાણી આપનો દાસ. નેહ. નમું. ૨ ગુણ પરિમળ જગમાં બહુ બહેકે, આપતણાજ અપારરે; શું હું વર્ણન કરી શકું પણ, પંડે ઉપજ્યો પ્યાર. નેહ. નમું. ૩ શ્રીલાડલેશજીની સેવા ત્યાં, આનંદ ઉત્સાહરે; નિતનિત નવલા ભોગ પ્રભુને, વર્ણન શોભા વાહ. નેહ. નમું. ૪ ઉચિતકર્મ અવિનાશી કેરૂં, હિત જગતનું જેમરે; આદરતા તન મનથીરે રીત, તરતમભાવજ જેમ. નેહ. નમું. ૫ શ્રીગોવર્ધનલાલ કુલભૂષણ, શોભા છે અતિ સારરે; પૂર્ણ પ્રતાપી રૂપ પ્રગટીયું, જન દુઃખને હરનાર. નેહ. નમું. ૬ ધન્ય પ્રતાપી પુત્રજ એવા, ગુણ તણાજ અપારરે; વદનકમળ જોતાં દુઃખ જાયે; ધન્ય ધન્ય વલ્લભવીર, નેહ. નમું. ૭ કુળપાવન દુઃખ ભક્ત નિવારણ, જેજે જગદાધારરે; ભક્તિદાતા આપ વિના નથી, નેહ. નમું. ૮ ભાઇચંદ સુત મોતીલાલે, સ્તુતિ રચી આ ઠામરે; જય જય શ્રી નરસિંહલાલજી, પૂર રાખજો પ્યાર. નેહ. નમું.

# શ્રીયમુનાજીનાં ધોળ.

ધોળ ૧.

જનમ ધરી શ્રીજમુનાજીમાં નાહીએ, પાપ મૂકી સહેજે પાવન થઇએ. ૧ શ્રીજમુનાજી તો જમની પાસે આવ્યાં, બહેન જાણે બાંધવે બોલાવ્યાં. ૨ માગ બહેની હું રે આપું વચન, હું તો તમારા ઉપર થયો છું પ્રસન્ન જમરાય જોર તારૂં છેય ઝાઝું; માટે તારી પાસે પસલી હું તો માગું. ૪ માગું મુજ જળમાં આવી જે ન્હાય; તેને તારૂં તેડું કદિ નવ થાય. ૫ ત્યારે હસી બોલ્યા તે જમરાય વાણી તમારૂ જેને ડીલે અડેરે પાણી. ૬ તેની પાસે મારે કદી નવ જાવું, ઘણો પાપી હોય તેને ન બોલાવું. ૭ ધન્ય જેણે વ્રજમાં તે પૂર્યો વાસ, બલિહારી જાય છે માધવદાસ.

ધોળ ૨.

ધન્ય શ્રીજમુના મા કૃપા કરીને શ્રીગોકુલ વ્રજસુખ દીજીયે, ઓ રવિતનયા અઘ આવરણ દુઃખ દૂર કરી સુખ કીજીયે. તમે અધમ ઉદ્ધારણ શ્રીમહારાણી, તમે ભવ બંધન છોડ્યાં પ્રાણી, તમે કરો કૃપા પોતાનાં જાણી ધન્ય શ્રીજમુના. ૧ ઘનશ્યામ તન અતિ સુખકારી, તટ ખેલે

નિત્ય પ્રતિ ગિરિધારી, સંગ વિલસે સુંદર વ્રજનારી. ધન્ય ૨ તમે લીલારસ વનમાં ભરીયાં, જળરૂપે કારજ તો સરીયાં, થયાં પરસ અલૌકિક, અંગ કરીયાં. ધન્ય. ૩ ગુણ અનંત તમારા અઘ હરણી, વ્રજલીલા સબ સુખ વિસ્તરણી, શ્રીગિરિરાજધરણનું ચિત્ત હરણી. ધન્ય.૪ તમો તુર્ય પ્રિયા પ્રભુજીને ગમતાં, સદા રાસમંડલમાં રંગ રમતાં, થયાં મન વાંછિત ફલ મન ગમતાં ધન્ય. ૫ હું અપંગ અધમ અબળા બાલો, મતિ મંદશું જાણું કૃત્ય કાળો, તમે આપણું પૂરણ બિરદ પાળો. ધન્ય. ૬

ધોળ. ૩

દરશન દ્યોની મા શ્રીયમુનાજી;
હું તો બીજા કશાથી નથી રાજી. દરશન. ૧
પાન કરાવો અમૃત જળનું, જોર હઠાવો માયા દળનું,
રટણ કરાવો શ્રીરાધાવરનું. દરશન. ૨
શરણ પડયો છું દુઃખડાં કાપો, પાપ નિવારી સુખડાં આપો
યુગલ સ્વરૂપ મ્હારાં હૃદયે સ્થાપો. દરશન. ૩
માયા જાળ ટાળો ઓ મહારાણી, માજી લીલામાં લ્યો તાણી;
દૈવી જીવતણી કરુણા જાણી. દરશન ૪
અહર્નિશ સેવામાં દિન ભાગું, કૃષ્ણકૃપા ને દીનતા માગું,
અવિચલ પદ આપો પાયે લાગું. દરશન ૫

છોડાવી ધો વિષયાસક્તિ, માનસી સેવામાં અનુરક્તિ;
શ્યામ ચરણ ધો મા દઢ ભક્તિ. હરશન. ૬
દુર્ગુણ મારા કાઢી નાંખો, વાંકા હોય તો હમારા સાંખો;
વ્રજમાં વાસ મળે, એમ મુખ ભાખો. હરશન. ૭
લાલાલહેરી સેવક ત્હારો, દીન થઇ જાચે અતિ દુખીયારો;
ઉગરવાનો બીજો નથી આરો. હરશન. ૮

ધોળ ૪.

ધન્ય શ્રી યમુના કૃપા કરી શ્રીગોકુલ વ્રજસુખ આપજો. વ્રજની રજમાં અહર્નિશ અમને સ્થિર કરીને સ્થાપજો. ૧ તમે મોહોટાં છો શ્રીમહારાણી, તમે જીવતણી કરુણા જાણી, શરણે લેજો અમને તાણી, ધન્યશ્રી, ૨ શ્રીવૃંદાવનની વાટમાં, ન્હાવું શ્રીયમુના ઘાટમાં; વાહાલે રાસ રમાડયાં રાતમાં. ધન્ય શ્રી. ૩ ચાલો તો થઇએ વ્રજવાસી. પરિક્રમા કરીએ ચોરાશી, માહારા જન્મ મરણની ટળી ફાંસી. ધન્ય શ્રી. ૪ પધરાવો સાત સ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા, વૈષ્ણવને લાભ ઘણો લેવા, ધન્ય શ્રી. ૫ શ્રીગોકુલ મથુરાની ગલીઓમાં, મહારાજ મુજને ત્યાં મળીઆ, મારા જન્મ મનોરથ સફળ થયા. ધન્ય શ્રી. ૬ નંદજીનો વાહાલો વનમાળી, કાલીંદી કાંઠ ધેનુ ચારી, વાહાલો હસી હસી અમ

શું લે તાળી. ધન્ય શ્રી. ૭ ચાલો તો શ્રીયમુના નહીએ, એવા અખંડ વ્રજવાસી થઇએ, એવી નૌતમ લીલા નિત્ય ગાઇએ. ધન્ય શ્રી. ૮ સખી સમરોને શ્રીસારંગ પાણિ, વૈષ્ણવને વાહાલી એ વાણી, એ લીલા હરિદાસે જાણી. ધન્ય શ્રી. ૯

ધોળ ૫.

ચાલો સખી શ્રીગોકુળ જાઇએ, નિર્મળ શ્રીયમુનાજી નાહીએ, કે અખંડ વ્રજવાસી થઇએ. ચાલો. ૧ નિત્ય પ્રતિ જસોદાજી ઘાટે, મહાપ્રભુ ઉભા રંગીલી વાટે, કે પ્રગટ્યા ભક્ત રસિક માટે. ચાલો. ૨ શ્રીગોકુલપતિ દાન દીએ ભારી, અંગીકૃતને વૃષ્ટિ કીધી છે ન્યારી, સદા પ્રભુ મહામંગળકારી. ચાલો. ૩ પ્રાણજીવન મંદિર રાજે, ભક્તતણાં મહાદુઃખ ભાજે, કે આનંદ શ્રીગોકુલમાં ગાજે. ચાલો. ૪ નયણાં ભરી પ્રીતમજી નિરખું, જન્મ સ્થળ સફળ કરી પરખું. વાહાલાજીનાં મુખડાં જોઈ હરખું. ચાલો. ૫ શ્રીગોકુળ રંગ તણી રેલી, લતા દ્રુમ ફુલી રહી વેલી, નિરખતાં થઇ રહી ઘેલી. ચાલો. ૬ સ્ફટિકમણિ શ્રીગોવર્ધન સોહીએ, શ્રીવૃંદાવન જોતાં મન મોહીએ; ક્યાં સ્થળ જન્મ

જન્મ સોહીએ. ચાલો. ૭ શ્રીગોકુળ વસીએરે હેલી, મહારાણીજી સહાય કરે વેહેલી, ખેલું મીતમજી પહેલી. ચાલો. ૮ શ્રીમાહારાણીજી ધેરાં બહુ ભાવે, ભક્ત સહુ દરશને આવે, માધવદાસ દેખી સુખ પાવે. ચાલો. ૯

ધોળ ૬.

ચાલો જળ જમુનારે ન્હાવા; શ્રીગિરિધર આવશે ગાયો પાવા. ચાલો. ૧ ગોવાળની મંડળીરે લેઇને, વાહાલો મારો નાચે તાતાથેઇને. ચાલો. ૨ સુખની શું કહુંરે સજની, વાત કંઈ વરણી ન જાયે વ્રજની. ચાલો. ૩ વ્રજ વરણવામાં રે ન આવે, એ સુખ અનુભવીઓને આવે, ચાલો. ૪ અનુભવમાં છેરે એને, એ કયાંથી જેને તેને. ચાલો. ૫ એ સુખ પાંડવોની પાસે; એ સુખ અર્જુનને અભિલાષે. ચાલો. ૬ દાસ વલ્લભનારે સ્વામી. વહાલો મારો છે અંતરજામી. ચાલો. ૭

ધોળ ૭.

વહાલે કરી વંદુરે, શ્રીમહારાણીજી;
બહુ અધમ ઉદ્ધાર્યારે, એવા જશ જાણીને. ૧
ચૌદ લોકના સ્વામીરે, વસ્યા જ્યાં વાસ કરી;
પટરાણીજી પોતેરે, રહ્યાં એવા નાથ વરી. ૨

ગંગાપદ પામીરે કે પાવન જગને કરે;
તે તો શ્રીમહારાણીરે ગુણે બહુ વિસ્તરીયાં. ૩
યમુનાજળ ન્હાવારે યોગેશ્વર દેહ દમે;
ક્રીડારસ પૂરણરે હરિ નિત્ય રાસ રમે. ૪
શિવજી અજ જોવારે બેઠા ત્યાં ધ્યાન ધરી;
સનકાદિક સરખારે, ગાયે ગુણગાન કરી. ૫
શ્રીયમુનાજળ મહિમારે કળી નવ કોઇ શકે;
શેષનાગ સરખારે ગાતાં ગુણ તેજ થકે. ૬
જશ જાણી વિશેષેરે કે સુર મુનિ નરનારી;
તારો તાપ શું જાગેરે કે એ રસ અધિકારી. ૭
અમૃત જળ એવાં રે કે પીતાં પાપ હરે;
તે તો વેદની વાણીરે કે સુર મુનિ ઓચરે; ૮
નીર ધીર ગંભીરેરે, ચાલે મહામોદ ભર્યા;
મથુરા મંડળમાંરે, કે વિલાસે પરવરીયાં. ૯
વૃંદાવન તારેરે, અતિ બહુ શોભા ધરે;
તટ ધીર સમીપરે, ગોપીજન ક્રીડા કરે. ૧૦
શ્રીગોકુળ રસ ભરીયું રે, કે શોભા શી રે કહું;
એહના ગુણ ગાવારે, કે દાસ થઇને રહું. ૧૧
મને આશ ઘણેરીરે, કે માતાજી તમારી છે;
પ્રભુદાસને સ્હાવારે, કે બાંહ્ય પસારી છે. ૧૨

ધોળ ૮.

શ્યામળો મળ્યા મને શ્રીયમુનાજીની કુંજમાં.
લાડીલો મળ્યા મને શ્રીયમુનાજીની કુંજમાં.
કુંજમાં ગઈતી મને નાંખી દીધી ફંદમાં,
અંગોઅંગ ભીજી હું તો રસીયાજીના રંગમાં. શ્યામળો.

સાખી—કુંજ સદન સોહામણાં શોભા અપરંપાર, વ્રજ જુવતીના જૂથમાં બિરાજે શ્રીગિરિધરલાલ. સાન કરી કહે છે સખી ચાલો વૃંદાવનમાં. શ્યામળો. ૧ સાખી—વૃંદાવન ચાલી સખી પહેરે નવરંગ ચીર, વાંસલડીની ધુનિ સુણી નવ રહી ધારણ ધીર; શ્રીજમુનાજીના ઘાટમાં ને સાહેલીના સાથમાં, આવીને ઓચીંતી મને ભીડી અંગોઅંગમાં, શ્યામળો. ૨ સાખી—વાટ ઘાટ ઉભા રહી કાંકરી મારે કહાન, સહુ સખીયોના દેખતાં કીધી વહાલે સાન. બેઠીતી ઘર કામમાં ને સુણી ધુનિ કાનમાં; ચાલી હું તો તાનમાં ને રીઝી એના ધ્યાનમાં. શ્યામળો, ૩ સાખી—કામ ધામથી પરહરી નિસરી ઘરથી બહાર, એ વહાલાને કારણે મેં તજ્યાં કુટુંબ પરિવાર. લાલની લટકમાં ને ભ્રકુટીની મટકમાં, ચાલની ચટક મન વસ્યું છે મુગટમાં. શ્યામળો. ૪ સાખી—લટક મટક રસીયા તણો મદન

મનોહર વેશ, મોર મુગટ સોહામણા એના ઘુંઘરવાળા કેશ. દાસ કહે છે કોડ પૂરો મારા મનના, આપો વ્રજ-વાસ દાસ થાઉં નિજ જનના. શ્યામળો. ૫ સાખી-આશા પૂરી સહુ મન તણી, કીધો રાસ વિલાસ, દાસ કરીને સ્થાપીયાં, રાખ્યાં ચણરકમલની પાસ. શ્યામળો. ૫

શ્રીયમુનાજીની આરતિ.

ધોળ ૯.

જય જય શ્રીજમુના મા (૨) જોતાં જન્મ સુધાર્યો; ધન્ય ધન્ય તમો ધન્યા. જય જય. ૧ શામલડી સૂરત મૂરત માધુરી મા, (૨) પ્રેમ સહિત પટરાણી; પરાક્રમે પૂરાં મા. જય જય. ૨ ગહ્વર વન ચાલ્યાં માં (૨) ગંભારે ઘેર્યાં માં (૨) ચુંદડીએ ચટકાળાં પહેર્યાં નવ લહેર્યા. જય જય. ૩ ભુજ કંકણ રૂડાં મા, (૨) ગુજરીયો ચૂડી મા (૨) બાજુબંધ ને બેરખા, પહોંચી રત્ન જડી. જય જય. ૪ ઝાંઝરને ઝમકે મા; (૨) વિંછીયાને ઠમકે મા, (૨) નૂપુરને નાદે મા ઘુઘરીને ઘમકે. જય જય. ૫ સોળ શણગાર સજ્યા મા, (૨) નકવેસર મોતી મા, (૨) આભરણમાં ઓપો છો, દર્પણ મુખ જોતાં. જય જય. ૬ તટ અંતર રૂડાં મા, (૨) શોભિત જળ ભરિયાં મા, (૨) મન વાંછિત મુરલીધર, સુંદર વર વરીયાં; જય

જય. ૭ લાલ કમળ લપટાણા, (૨) જોવાને ગયાંતા મા, (૨) કહે માધવ પરિક્રમા, વ્રજની કરવાને ગયાંતા. જય જય. ૮

ધોળ ૧૦.

દુઃસ્વભાવથી જીતાડો દુર્મતિ ટાળો માજી,
શ્રીગોપીજનવલ્લભઅતિ વલ્લભ મુને કરો શ્રીયમુનાજી. ટેક
અખંડ અનપાયિની આપો મા સુદૃઢ પ્રેમ ભક્તિ,
પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક દ્યો મા શ્રીકૃષ્ણાસક્તિ;
માનસી સેવા મુખ્ય વ્યસન દ્યો શરણાગત સાચી.
શ્રીકૃષ્ણકૃપાએ હો મા દીનતા નહિ કિંચિત્ કાચી;
દૃઢ આશ્રય શ્રીવલ્લભવરનો અચલિત ગુણ ગાઉં.
સતત રહે શ્રીકૃષ્ણ નામ મુખ દુઃખી નવ થાઉં;
આપ સમાગમથી મા સકળ સિદ્ધિ દે ગંગાજી. શ્રીગોપીજન.
કામ ક્રોધ મદ લોભ મોહ મત્સર કરો દૂરા,
શ્રીકૃષ્ણમિલનમાં અંતરાય જે તે કરિયે ચૂરા;
અસુર દુષ્ટ કલિકાલ કર્મ પ્રતિબંધક ભય ટાળો,
કુતર્ક કુભાવ કુવાસના કુકૃતિ ઝટ બાળો.
દુઃસંગ દોષ મને જળ પંકજ પ્રમાણ નવ લાગે.
અસિ વિભીષણ પ્રહ્લાદની પેરે ભય પામી ભાગે;
કરો કૃપા એવી મુજ પર બિરદ મા રાજી. શ્રીગોપીજન. ૨

મારી ચૂર્ણ કરો સહુ ચિંતા જન્મ મરણ ભય કાપી.
માયા મોહથકી મૂકાવો નિજાનંદ આપી;
સાધન ધર્મ ન કિંચિત્ છે અનુચિત કૃતિ તનમનની,
સેવા ને સ્મરણ તમારૂં કરવા અશક્ય છું જનની;
જેવો તેવો દાસ ક્ષમા અપરાધ કરો મા એ.
કુપુત્ર તો કદિ હોય એ કુમાતા કદાપિ નવ થાએ;
શરણપડયોસંતાપહરોમા વિનતિકરૂં ઝાઝી. શ્રીગોપીજન
તુર્ય પ્રિયા શ્રીકૃષ્ણ વલ્લભા યમુને જગ માતા,
નરકનિવારણી યમભયહરણી ભવ તારણી ખ્યાતા;
સ્વભાવ દુર્જય વિજય કરણી નિજદાસ દુઃખ હરણી,
સકળ પાપ સંતાપ નિવારણી અતિ અદ્‌ભુત કરણી;
શ્રીવલ્લભ શરણાગત લહિ મારી પૂર્ણ કરો તૃષ્ણા.
યુગલ રૂપ મુજ હૃદે વસાવો કૃપા કરી કૃષ્ણા;
દાસદયો મારો સુત શ્રીમુખ સુકૃત કહો ગાજી. શ્રીગોપીજન

ધોળ ૧૧.

જય જય મહારાણી જમુના, જય જય પટરાણી જમુના. સુંદર સતવાદી નાર, તપ કરી પ્રભુને આરાધિયા; પ્રીતે પરણ્યા મોરાર. જય જય. ૧ સૂરજ દેવતાની દીકરી, વેદ પુરાણે વખાણ; ભાઇને વ્હાલીરે બ્હેનડી, પસલી આપી છે સાર. જય જય. ૨ રૂપે રૂડાં

જળ શામળાં, વેગે ચાલે ગંભીર; તીરે તરંગ ઓપતાં વ્રજ વાધ્યો વિસ્તાર, જય જય. ૩ ચરણાં ચોળી ને ચૂંદડી ઉરપર લટકંતા હાર; કંકણ કુંડળ ને ટીલડી, સજ્યા માએ સોળે શણગાર. જય જય. ૪ વૃંદાવન વીંટાઈ રહ્યું, મથુરાં જળ સ્થળ આધાર; ગોકુળ મહાવન પાસે વસ્યા, વહાલો મારો નંદકુમાર. જય. જય. ૫ જળ જમુનાનાં ઝીલતાં તૂટયો નવસાર હાર; મોતી સર્વે વેરાઈ ગયાં, હીરલો લાગ્યો છે હાથ. જય જય. ૬ રામઘાટ શ્યામઘાટ ઠકરાણીઘાટ, બીજા ઘાટ અપાર, અજાણે અધર્મી નાહી ગયો, તેનો માએ કર્યોરે ઉદ્ધાર. જય જય. ૭ અઠ્ઠાવીશ કુંડ ઉજ્જડ થયા ભાઈનો ભાગ્યો ભણકાર; પરાક્રમે ગેલ ચલાવીયાં, વ્રજમાં કીધો વિસ્તાર. જય જય. ૮ નાહાય ગાય પયપાન જે કરે, તેને જમનો નહિ ભણકાર; કર જોડી કહે હરિદાસ, ન્હાજો વારંવાર. જય જય. ૮

ધોળ ૧૨.

શ્રીજમુના નામ સંભારે, જે કોઈ શ્રીજમુના નામ સંભારે; તાકો દર્શ સ્પર્શ કોઈ કરહી, વાહીકો વે તારે. જે કોઈ. ૧ ભક્તિકો મહિમા જાણી શકે કોઉ,

યમ હા હા કહી હારે; ચતુર્ભુજ પ્રભુ ગિરિધરન લાલકો, નિત્ય પ્રતિ વદન નિહારે. જે કોઈ. ૨

ધોળ ૧૩

ધન્ય શ્રીજમુના શ્રીગોકુળ નિકટ બીરાજે, નિત્ય નવલે રંગ; તટ તરંગ તણા આભરણુ સુંદર સોહીએ, શ્રી મલીયા હતા વાટે. અલૌકિક ડગર રાજે, ત્યાંહાં વૈષ્ણવ જન ઘેરે ગાજે; ત્યાંહાં મંદિર શોભા સુખ છાજે. ધન્ય. ૧ ત્યાંહાં નિત્ય ક્રીડા નંદલાલ કરે, વ્રજ જુવતીનાં જૂથ ફરે; ત્યાંહાં રમણુ રેતી તન તાપ હરે. ધન્ય. ૨ જયહાં કુસુમ દ્રુમ વનવેલી સોહીએ, જેહને દીઠડે ત્રિભુવન મન મોહીએ; ત્યાંહાં અખંડ આનંદ નિત્યપ્રતિ હોએ. ધન્ય. ૩ ત્યાં કમળ કમળ રંગ રસ ભરિયાં, પ્રિયતમપર અંતર પરવરિયાં; આવે મધુકર અંત કારજ સરીયાં. ધન્ય. ૪ ત્યહાં ગોવર્ધન ગિરિ સંગ ડોલે, ત્યહાં વ્રજવાસી મુખ યશ બોલે, નહિ તપ તીર્થ વ્રત તે તુલ્યે. ધન્ય. ૫ ત્યહાં વિશ્રામ ઘાટ મધુપુરી જાતા, ત્યહાં બેઠક વલ્લભ સુખદાતા, બીજા ઘાટ અનેક મુનિવર દાતા. ધન્ય. ૬ ત્યહાં ઉતરી શ્રીવસુદેવ આવ્યા, કોકિલા ઘાટ શ્રીવલ્લભ મન ભાવ્યા, એવા જસોદા ઘાટ લખી લાવ્યા. ધન્ય. ૭ ત્યહાં બ્રહ્માંડ ઘાટ

મૃત્તિકા મીઠી, છઠ્ઠી દર્શન વસંત સમે દીઠી, ત્યહાં ગોપ રૂપ અધર રસ છુટી. ધન્ય. ૮ ત્યહાં ગોકુળ મહા-વન ગિરિધારી, જ્યહાં યમલા અર્જુન સુખકારી; વહાલે પૂતના પ્રકટ સંહારી. ધન્ય. ૯ ત્યહાં ગોકુળ શ્રીમહા-પ્રભુ રાજે, બ્રહ્મ છોકર નિત્ય ગુણ ગાજે; શ્રીઠકુરાણી ઘાટ જોઇ ભવનાં ભય ભાજે. ધન્ય. ૧૦ ત્યહાં જગન્નાથ ઘાટે નાહાતાં, અષ્ટ સખા બ્રહ્મઘાટ નિત્ય ગુણ ગાતાં, ત્યહાં રાવળ રજ નિત્ય પ્રતિ જાતાં. ધન્ય. ૧૧ ત્યહાં દાસ ગોવર્દ્ધન ગુણ ગાઇએ, કરો કૃપા તો વ્રજવાસી થઇએ, મન ક્રમ વચને આનંદી થઇએ. ધન્ય. ૧૨

ધોળ ૧૪.

ઉત્તમ વ્રત એકાદશી,સાહેલીરે, આજ મહારે અપવાસ, જમુનાજી જઇએ ઝીલવા સાહેલીરે. ૧ રંગીલી ગલી રળીયામણી સાહેલીરે, વૈષ્ણવની ભીડાભીડ. જમુના. ૨ સરખી સૈયર ટોળે મળી સાહેલીરે, હૈડે હરખ ન માય. જમુના. ૩ વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે, સૌ કોને દર્શન થાય. જમુના. ૪ સાકર કેરા પડયા સાહેલીરે, દૂધડે વરસ્યાં મેહ. જમુના. ૫ ગોકુળ ગામ રળીયામણું સાહેલીરે, સુંદર જમુનાનાં નીર. જમુના. ૬ જમુના-જીમાં ઝીલતાં સાહેલીરે, છુટા મેલ્યા કેશ. જમુના. ૭

વ્રજવાસી સામા મળ્યા સાહેલીરે, હરખે સાહીશું વેશ. જમુના. ૮ પરસાદ મેહેલો મોકળા સાહેલીરે, ઠોરતણો નહીં પાર. જમુના ૯ માધવદાસની વિનતિ સાહેલીરે; આપોને વ્રજમાં વાસ. જમુના. ૧૦

ધોળ ૬૫.

હેતે હરિ ગુણ ગાઇએ, શ્રીજમુનાજી નાહીએ; ભાગ્ય ભલાંરે ભૂતલ વસ્યાં. ટેક. જીરે કારણ આ કલિ-કાલમાં, વૈષ્ણવ જન જાગે. (૨) પ્રગટ પ્રભુ શ્રીગુસાંઇજી, તેશું મહાસુખ માગે. ભાગ્ય. ૧ જીરે દાન સમર્પણ લેઇ કરી, જેશું પ્રીતડી જોડી. (૨) તન મન ધન અર્પણ કર્યાં, ગર્વ ગાંઠડી છોડી. ભાગ્ય. ૨ જીરે પ્રભુ વિના બીજું મને નવ ગમે, સેવા અધિકારી. (૨) વૈષ્ણવદાસ કહીયે તેને, મન દૃઢ કરી રાખી. ભાગ્ય. ૩ જીરે જેનું મન શ્રીવૃંદાવન વસે, લીલારસ ભાવે. (૨) સ્નેહ બાંધ્યો શ્રીકૃષ્ણશું, ધન્ય ભાગ્ય કહાવે. ભાગ્ય. ૪ જીરે જેહને કૃપા શ્રીમહારાજની, દાન સમર્પણ આપ્યાં (૨) નામ મંત્ર સંભળાવીયાં, ભવના બંધન કાપ્યાં. ભાગ્ય. જીરે જેણે શ્રીવલ્લભસુતને ઓળખ્યા, નયણે નિર્મળ દીઠા (૨) તે દૈવી જીવ કહીયે સદા, ગુણ ગાય છે મીઠા. ભાગ્ય. ૬ જીરે વ્રજની પરિક્રમા જે કરે; શ્રીગોવર્દ્ધન

નિરખ્યા,(૨)રમણ રંગીલી ભૂમિકા, હૈડાં બહુ હરખ્યાં. ભાગ્ય. ૭ જીરે જે જન શ્રીજમુનાજીમાં ઝીલીયા, મરજાદા ટાળી, (૨) વ્રજ રજ પરસી આ દેહશું, લીધો જન્મ સુધારી. ભાગ્ય. ૮ શ્રીનાથજી નિરખ્યા નયણાં ભરી, તે પૂર્વની જો પ્રીત, (૨) તરે સેવાનાં ફળ જાણજો; સુખ સ્નેહની રીતે. ભાગ્ય. ૯ શ્રીવલ્લભ શ્રીવલ્લભ જે કરે, શ્રીવલ્લભસુત વાણી (૨) હરિદાસ ચરણ શોભા જોઇને રાખ્યાં પોતાના જાણી. ભાગ્ય. ૧૦

ધોળ ૧૬.

શ્રીમહારાણીજીનાં પાન કરને તું પ્રાણી રે, ટેક. એ છે અધમ ઉદ્ધારણ જાણી. મહારાણીજીનાં૦ ૧ એમનું માહાત્મ્ય છે પદ્મ પુરાણેરે,પૃથ્વીપર શ્રીવારાહજી વખાણેરે; એ તો વ્રજવાસી સુખ માણે, મહારાણીજીનાં૦ ૨ સુંદર મથુરાજી નિકટ બિરાજેરે, મંદમંદ મહાધુનિ ગાજેરે; એમનાં દર્શનથી દુઃખ ભાજે. મહારાણીજીનાં૦ ૩ વિશ્રામઘાટે તે આરતિ થાયરે, સામા પ્રભુજીના મુકુટ બિરાજેરે, ચોબા હાથીની ગર્જનાએ આવે. મહારાણીજીનાં૦ ૪ ત્યાં તો વૈષ્ણવની ભીડ ભરાયરે, ત્યાંતો આરતિ ધોળ ગવાયરે; ત્યાં તો જય જય શબ્દ ઉચ્ચારે. મહારાણીજીનાં૦ ૫ એમનાં સ્મરણથી સુખ

थायछे, तेहेना प्रायश्चित्त दूर पळायछे; जेम सिंह देखीने मृग नासे. महाराणीजीनां० ६ जे कोई पयपान श्रीयमुनानां करशेरे, तेनो जमकिंकर भय टळशेरे; कहे छे रसिक राधेवरने वरशे. महाराणीजीनां० ७

धोळ १७.

धन्य धन्य श्रीयमुनाजी सुखदायी मा, सेवकजनने सदा सुहाई मा. १ सुंदर श्याम अंगे अति सोहे मा, निरखतां निज जननां मन मोहे मा. २ भाल विशाळ कमळदळनयन मा, नासिका कीर कोकिल कलबेन मा. ३ बिंबथी अधिक अधर अरुणाई मा, कोमल गल्लस्थल झलकाई मा. ४ दाडिम बीज दंत अति ओपे मा, रति-पतिनी मर्यादा लोपे मा. ५ भ्रुकुटी धनुष कामनुं राजे मा, मस्तक केश मधुप सम छाजे मा. ६ नखशिख सुंदर अतिसुकुमार मा, वैभव बाढयो अंग अपार मा. ७ तरणितनया तरुण छे बाल मा, चंद्र मुखीने रुप रसाल मा, ८ कृपा करी क्षिति उपर पधार्यां मा, अनेक पतित जनने उद्धार्या मा. ९ कलिंदनी कीर्ति जगत वधारी मा, जळ अतिशीतळने सुखकारी मा. १० अनेक देशने पावन करतां मा, चरण श्रीव्रजमंडळमां धरतां मा. ११ तेणे करी वैभव अतिशे वाध्यो मा, भक्तनो सकळ

મનોરથ સાધ્યો મા. ૧૨ બેઉ તટ હસ્તકમળ છબિ છાજે મા, લહેર તે કંકણ રૂપ બિરાજે મા. વાલુકા ચમકે ઝગમગ મોતી મા; માણેક હીરાની અતિ જ્યોતિ મા.૧૪ અંગ અંગ મુક્તાનાં આભરણ મા; તે તો જળપ્રુહીથી આવરણ મા. ૧૫ સખીજીને સંગ કોકિલા મોર મા, સારસ હંસને કીર ચકોર મા.૧૬ ત્રિવિધ સમીર સમીપે ચાલે મા; તે તો ત્રિવિધ તાપને ટાળે મા. ૧૭ બેઉ તટ વૃક્ષલતા રહ્યાં ફુલી મા; શાખાઓ જળ ઉપર રહી ઝુમી મા. ૧૮ અધિક સમીપ શ્રીવૃંદાવન મા; કુંજે કુંજે સૌરભ સરિત સુમન મા.૧૯ શીતળ સુગંધ સુખદ વહે નીર મા; તીર બેસે ઠોર ઠોર આભીર મા.૨૦ રાણી-જીનાં સૌભાગ્યનો નહિ પાર મા; શા શા કહું વૈભવતણા પ્રકાર મા. ૨૧ પ્રભુજીના ગૂઢ રમણ મધ્યે પમાતી મા. પ્રિતમસંગ સદા મદમાતી મા. ૨૨ સદા નિરંતર વ્રજ-પતિ ખેલે મા; રાણીજીને સદા નિકટ રંગ રેલે મા. ૨૩ દંપતી શ્રમ જલસહિત વિહાર મા; જલ મધ્ય ક્રીડત વિવિધ પ્રકાર મા.૨૪ તેણે કરી શતધાણી શોભા બાઢી મા; રાણીજીનો મહિમા અતુલ અગાધે મા.૨૫ જે જન સદા ધરે ચિત્ત ધ્યાન મા; તેહને પુષ્ટિતણું કરે દાન મા. ૨૬ વ્રજપતિલીલા પ્રગટ દેખાડે મા; ચરણકમળ રસ સ્વાદ

ચખાડે મા. ૨૭ અષ્ટમહાસિદ્ધિનું કરે દાન મા; ભાવે જે કરે અંબુ પાન મા. ૨૮ દર્શને સકલ આપદ ટાળે મા; ભક્તને અભય પદારથ આલે મા. ૨૯ એવું શ્રીમહારાણીનું રૂપ મા; નખશિખ સુંદર પરમ અનૂપ મા. ૩૦ સદા બિરાજો શ્રીવ્રજની માંહે મા; નિત્યપ્રતિવિલસો વ્રજપતિ બાંહે મા. ૩૧ પુષ્ટિભક્તની કરજો સાર મા; કૃપા કરી ઉતારો ભવ પાર મા. ૩૨ નિજ સેવકને એ છે આશ મા; સદા રાખો ચરણકમલની પાસ મા. ૩૩ વળી વળી એહ વિનતિ કીજેજી, દાસ રસિકને ચરણ રજ દીજેજી. ૩૪.

ધોળ ૧૮.

અહર્નિશ દરશન દીજીયે; કલિંદજા અહર્નિશ દરશન દીજીયે. ટેક. બાલ પશુ બુદ્ધિ મા અજ્ઞાન છું પણ આપની; આ વિનતિ કરતાં મન બહીજીયે. કલિંદજા.૧ જનની પ્રકાર સ્નેહ જીવ ઉપર રાખતાં; મારા સાધન વિના તે આપ રીઝીયે. કલિંદજા. ૨ ભક્તને તે ભક્તિ દાતા આપ ભવતારણી; મા પ્રેમનો તે પંથ પતીજીયે. કલિંદજા. ૩ મેઘ શ્યામરૂપે આપ ભાનુની સુતા છો; આ કારણ એ શ્યામ સ્નેહ ભીજીયે. કલિંદજા. ૪ પરમ કૃપાળુ આપ અધમ ઉદ્ધારણી મા; પુષ્ટિરસ પાઓ તો

કાંઈ પીજીયે. કલિંદજા. ૫ નિજજન ધ્યાન માગે ચરણ કમળનું; મા જેમ ઘૃત ખાંડ મધ્યે પીજીએ. કલિંદજા. ૬

ધોળ ૧૯.

શરણ પ્રતિપાલ ગોપાલ રતિ વર્ધની ॥ દેત પતિ-પંથ પ્રિય કંથ સન્મુખ કરત અતુલ કરૂનામય નાથ અંગ અર્ધની ॥૧॥ દીનજન જાન રસપુંજ કુંજેશ્વરી રમત રસપાસ પિય સંગ નિશ શારદિની॥ ભક્તિ દાયક સકલ ભવસિંધુ તારિની કરત વિધ્વંસ જન અખિલ અઘ મર્દની ॥૨॥ રહત નંદ સુનુ તટનિકટ નિશદિન સદા ગોપગોપી રમત મધ્ય રસ કંદની ॥ કૃષ્ણતનવરન ગુણ ધર્મ શ્રીકૃષ્ણકે કૃષ્ણલીલામયી કૃષ્ણ સુખ કંદની॥ ॥૩॥ પદ્મજા પાય તૂં સંગહી મુર રિપુ સકલ સામર્થ્ય ભઈ પાપકી ખંડની ॥ કૃપારસ વૈકુંઠપદકી સીઢી જગત વિખ્યાત શિવ શેષ શિર મંડની ॥૪॥ પર્યો પદ કમલ-ઔર સબ છાંડકે દેખ દૃગ કર દયા હાસ્ય મુખ મંદની ॥ ઉભય કર જોર કૃષ્ણદાસ વિનતિ કરે, કરો અબ કૃપા કલિંદગિરિનંદિની. ॥૫॥

ધોળ ૨૦.

મેં તો જુગલ સ્વરૂપે જોયાં જે જમુનાજી રે ॥ મારાં ભવનાં દુખડાં ખોયાં જે જમુનાજી રે ॥૧॥ પહેરી ચોળી

કસુંબા સાડી જે. એવાં સ્વરૂપ નિરખવાં દહાડી જે. ॥૨॥ નૂપુર ઘૂઘરી વાગે ચરણે જે. મારૂ મન તમારે શરણે જે. ॥૩॥ માજી તમ પાસે મારૂં મન જે. ઘેર બેઠાં તપે મારૂ તન જે. શોભો નંદકુંવરની સંગે જે. ॥૫॥ સુંદર રૂપે શ્યામ સ્વરૂપ જે. તમને મોહ્યા છે વ્રજના ભૂપ. ॥૬॥ સદા બિરાજો શ્રીવ્રજમાંય જે. પુષ્ટિ ભક્તની કરવા સહાય જે. ॥૭॥ શોભા જોઇ કહે હરિદાસ જે. અમને આપજો વ્રજમાં વાસ જે ॥૮॥ માજી હું તો તમારો દાસ જે જમુનાજી રે. રાખો ચરણકમલની પાસ જે જમુનાજી રે ॥૯॥

ધોળ ૨૧.

મન મારૂં લલચાય રે, શ્રીમહારાણીજી નિરખવા મન મારૂં લલચાય—ટેક. ગોકુલીયાની ગલીયે, ત્યાં તો મોરના ટહુકા થાય રે ॥૧॥ શ્રીમહારાણીજી નિરખવા. શ્રીઠકુરાણી ઘાટ સોહામણો ત્યાં તો હીંચને કીર્તન થાય રે ॥ ગોકુલ પતિ ગોપાલ બિરાજત કૃષ્ણદાસ ગુણ ગાય—શ્રીમહારાણીજી નિરખવા મન મારૂં લલચાય.

# શ્રી વ્રજનાં ધોળ.

## વનયાત્રા ધોળ ૧.

### ધોળ ૧.

જીરે પ્રથમ પ્રણામ શ્રીવિઠ્ઠલનાથ, એમના સેવક-જનનો મળીયો સાથ. ૧ ચાલો ચાલોને વૈષ્ણવ વ્રજ જઇએ, શ્રીગિરિધારીજી નિરખી ધણિયાતાં થઇએ. ૨ પહેલાં શ્રીજમુનાજી વિશ્રામઘાટ નાહીએ, પરિક્રમા કરતાં હરિના ગુણ ગાઇએ. ૩ સર્વે ભગવદીય મળી મધુવન જઇએ, તાલવન કુમુદવન જઇ નાહીએ. ૪ સાંતનકુંડ બૈસર ને બહુલાવન, ત્યાં તો શ્રીકુંડ નાહી થઇએ પાવન. ૫ નાહીએ રાધાકૃષ્ણકુંડ પ્રભુને ભજીએ, શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલની બેઠકે નમીએ. ૬ નાહીએ નારદ-કુંડ ને કુસુમોખર જે, શ્રીપ્રભુનું ભજન મનશું કરજે. ૭ જીરે ગ્વાલપોખર નાહીએ તેહ, શ્રીગિરિરાજની તળે-ટીમાં લોટીએ દેહ, ૮ ગિરિરાજધરણનાં મંદિર જોવાં, ત્યાં તો જન્મમરણનાં દુઃખો ખોવાં. ૯ નાહીએ માનસી-ગંગા ને બ્રહ્મકુંડનાં સ્નાન, શ્રીમહાપ્રભુજીની બેઠકે કરીએ પ્રણામ. ૧૦ દાનઘાટીથી બીલછુવન જાવું, ત્યાં તો ચક્રતીર્થ મોટું નહાવું. ૧૧ પાપમોચન રણમો-

ચન વંદન, લીલાનાં સ્થળ તે તો નંદનંદન. ૧૨ ચંદ્રકૂપસરોવર બટ મૂલ, શ્રીમહાપ્રભુજીની બેઠકે થઇએ અનુકૂલ. ૧૩ સંકર્ષણકુંડ ગાંધર્વકુંડમાં નાહિએ, ગોવિંદકુંડ નાહી કૃતાર્થ થઇએ. ૧૪ શ્રીમહાપ્રભુજીની બેઠકે ભોગ ધરીએ, હેતે હળીમળી હરિકીર્તન કરીએ. ૧૫ જીરે અપ્સરાકુંડ ને પુંછરી જે, જીરે શિલા વાજતી ને ગૌ ટેરણી જે. ૧૬ હરિ હાથી ગાયોનાં પગલાં, એક મુકુટશિલાનાં દર્શન કરવાં. ૧૭ શ્યામઢાકે બેઠક શ્રીજીની, એક ગુફા ગોવિંદસ્વામીની. ૧૮ પાગ બાંધણી ને સિંદૂરી શિલારે ભલી, હરજી પોખર સુરભિકુંડ રુદ્રકુંડ વળી. ૧૯ શિલા દંડવતી ને નમાવવા શીશ, શ્રીગોવર્ધનધરની શોભા અતિશે. ૨૦ જીરે પૂજની શિલાને ભોગ ધરવા, આવ્યા વૈષ્ણવ બહુ દર્શન કરવા. ૨૧ જીરે શ્રી બેઠકે ભોગ ધરો પ્રીતે, શ્રી મહાપ્રભુજીને નિરખો રસ રીતે. ૨૨ ગુલાલકુંડ ગાંઠોલી પરમંદરાંનાં વર્ણન, જીરે અલકનંદાને બદ્રીનારાયણ. ૨૩ કદમખંડીને ઇંદ્રોલી કામવન, ધર્મકુંડ વિમળકુંડ નિર્મળવન. ૨૪ બીજા કુંડ વગેરા જે નાહીએ ત્યાં, આંખમીંચામણની ગુફા જયાં. ૨૫ ચરણ પહાડી ને ખીસલાની શિલા, ભોજનથાળી ને ભોગ કટોરા ભલા. ૨૬

જીરે ગુફા એક વચ્છાસુરતણી, સુરભિ કુંડે બેઠક વર વલ્લભની. ૨૭ સુનહરાક્ષી કદમખંડી બડે ધામ, ત્યાં તો ચિત્રામણી શિલા ને ચિત્ર સમાન. ૨૮ તે તો દેહ-કુંડ નહાવું ઉંચો ગામ, ત્યાં દર્શન કરવાં રેવતી ને બળરામ. ૨૯ ભાનુક્ષેત્રને બરસાના ગામ, ત્યાં તો રાજ કરે રૂડા ભૃખુભાન ૩૦ શ્રીરાધિકા-જીની સંગે અષ્ટ સખીઓ જાણ, જીરે સાંકરી ખોર ને મહાઘાટી દાન. ૩૧ જીરે દાનગઢ માનગઢમાં દૃઢ મન, જીરે દાણીકુંડ રત્નકુંડ ગહ્વરવન. ૩૨ શ્રી-મહાપ્રભુજીની બેઠકે મોરકુટી, જીરે નોબારી ચોબારી ભાનુંનું વન. ૩૩ પીળી પોખર પ્રેમસરોવર નાહીએ, વિમલકુંડથી કલાકુંડે જઇએ. ૩૪ સંકેતવટ નિકું-જની અતિરે શોભા, પાનકુંડ મોતીકુંડ જોઈ મન લોભા. ૩૫ નંદગામ ને નંદ જશોદા માત, શ્રીકૃષ્ણની સાથે બલભદ્રજી ભ્રાત. ૩૬ સૂરજકુંડ મધુવન કુંડે સઘળા, આવું જોઇને મન થયું વિહવલા. ૩૭ ચરણ પહાડી ચરણ અંકુશ શિલા, દર્શન કરીને ગાવી સઘળી લીલા. ૩૮ લલિતાકુંડ ને આંજનોખરી જેહ, ખીદર-વન જાઓ બેહેન કોકિલા તેહ. ૩૯ રાસોલી ચરણ પહાડી ને ચિત્ર શિલા, જીરે છોટી મોટી બહેનની

નિરખો લીલા. ૪૦ દધિ ગામ શેષકુંડ ને કોટવન, ક્ષીરસાગર શેષશાયી ને ખેલનવન. ૪૧ શ્રીજમુનાજી વાંકા ફરીયાં શ્રીબળરામ, અખેવટ કાત્યાયની વ્રતનાં ઠામ. ૪૨. ૪૨ ગોપીઘાટ ઘાટ ચીર હરવાનાં, જીરે નંદઘાટે ઉતરવાનાં. ૪૩ ભાંડીરવન જાવું નાવની વાટે, ભાંડીર કૂવો ને બટ બીજોરી વાટે. ૪૪ ખેલવન ભદ્ર-વન માનસરોવર સુખધામ, માણિકશિલા પીપરોલી ને માટગામ. ૪૫ ચાલો વૃંદાવન બંસીબટ ધામ, પરિક્રમામાં આવે સઘળાં ઠામ. ૪૬ લોહવન રાવલ પ્રકટયાં રાધા, મહાવન બ્રહ્માંડ ઘાટ માટી ખાતા. ૩૭ શ્રીગોકુળ મંદિર પ્રભુનાં સાત, રમણ રેતી સ્થળની શી કહું વાત. ૪૮ શ્રીમહાપ્રભુજીની બેઠક છે જયાંહ, જીરે બ્રહ્મ-સંબંધની આજ્ઞા ત્યાંહ. ૪૯ બ્રહ્મછોકર ઠકુરાણીઘાટ નાહીએ; ગોપકૂવેથી દાઉજી જઇએ. ૫૦ જીરે મથુરા જન્મભૂમિ વિશ્રામ, જીરે સ્થળ સઘળાં જોવાની હામ. ૫૧ શ્રીજમુનાજી નાહીને જોડો હાથ, અહર્નિશ ગુણ ગાય વ્રજનો સાથ. ૫૨ ચોરાશી કોશની પરિક્રમા કરી, સર્વે ભગવદીય મળી ગુણ ગાઓ હરિ. ૫૩ જે કોઈ પાઠ કરે નિત્ય ગાય, તેને વનયાત્રા ફળ અધિકજ થાય. ૫૪ જે કોઈ પાઠ ભણે ને નિત્યે નેમ, તેને હરિશું બાઢે

પ્રેમ. ૫૫ જીરે વન ઉપવન કીધાં કર જોડ, શ્રીવ્રજ-ભૂષણજીએ પૂર્યા કોડ. ૫૬ જીરે જન્મ જન્મ આપો વ્રજવાસ, અહર્નિશ ગુણ ગાય વલ્લભદાસ. ૫૭

ધોળ ૨.

આપણે જઇએ શ્રીગોકુલગામ સાહેલારે,
શ્રીજીને નિરખીએ;
જીરે જુવતીનાં જૂથ ટોળે મળ્યાં,
ગોપીએ સજીઆરે નવસત શૃંગાર. સાહેલીરે. ૧
ગોપી વેગે તે ચાલે ઉતાવળાં;
જઇ જોઇએને અનુપમ નાથ. સાહેલીરે. ૨
ગોપીએ કંચન થાળ કરે ગ્રહ્યો,
માંહી ભરીયાંરે મુક્તાફળ સાર. સાહેલીરે. ૩
મહારૂં મનરે મથુરાં ચિત્ત ગોકુલમાં,
મહારો જીવલડો રહ્યો શ્રીજીની પાસ. સાહેલીરે. ૪
ગોપીચરણ કમળ રજ લઈ રહ્યાં,
વહાલો આપે અભયપદ દાન. સાહેલીરે. ૫
ત્યાંતો સાત મંદિર સોહામણાં,
ગોપી આવ્યાંરે ઠકુરાણી ઘાટ. સાહેલીરે. ૬
મથુરામાં તે વાજીંત્ર વાગીયાં,
ગોકુલમાંરે ગગડીયાં નિશાન. સાહેલીરે. ૭

વારિ જાઉં શ્રીવલ્લભસુતને વારણે,
બલિહારીરે જાય માધવદાસ. સાહેલીરે. ૮

ધોળ ૩.

શ્રીગોકુલ જોવા સરખું રે રૂડા રસ રંગ ભર્યું;
એવા જોઈ જોઈ મન હરખ્યાં રે, ભાગ્ય સૌભાગ્યભર્યાં. ૧
શ્રીજમુનાજી વહે છે રે, નિરખતાં મારાં મન ઠર્યાં;
એતો સદા નિરંતર રમણ કરે છે રે, ભક્તનાં કારજ સર્યાં.૨
શ્રીજમુનાજી નિર્મળ નહાજોરે. અતિ અનુરાગીયાં,
ભવોભવ ભય નિવારોરે, શિરપર ગાજીયાં. ૩
અંગીકૃત કીધારે, વહાલે મારે દાન આપ્યાં;
શ્રીગોકુળપતિ મહિમા ભારીરે, શ્રીવલ્લભવર નામ ધર્યાં. ૪
એવા પ્રભુ મંગળકારીરે, પ્રેમે અમો વર વર્યાં.
મને વેગે આણાં મોકલજોરે, પ્રભુ હું તારી સેવા કરૂં.
કોઈ કિંકરદાસ તમારોરે, ચરણ રજ શીષ ધરૂં. ૫

ધોળ ૪.

સાચા સંબંધીડા શ્રીગોકુળ ક્યારે જઈશું, આપણે બે બેહેનડીએ વળગી શ્રીજમુનાજીમાં નાહીશું. સાચા. ૧ ગોકુળીઆની ગલીએ ગલીએ, ગુણ ગોવિંદના ગાઈશું. સાચા. ૨ શ્રીગિરિધારી અલબેલા જોઈ જોઇ, મન ચિતવ્યાં લાડ લડીશું. સાચા. ૩ બીમના ઠાકોરને

જઇને ભેટીશું, સદા સોહાગણ થઈશું, સાચા સંબંધીડા
શ્રીગોકુળ ક્યારે જઇશું. ૪

ધોળ ૫.

ચાલો સખી શ્રીગોકુળ જઇએ, નિર્મળ યમુનાજી ન્હાઇયે
કે અખંડ વ્રજવાસી થઇએ. ચાલો સખી. ૧
નિત્યપ્રતિ યશોદાજી વાટે, મહાપ્રભુ ઉભા રંગીલી વાટે;
પ્રકટયા તે ભકત રસિક માટે. ચાલો સખી. ૨
શ્રીગોકુળપતિ દાન દીએ ભારી, અંગીકૃત કીધી છે નારી,
સદા પ્રભુ મહામંગળકારી. ચાલો સખી. ૩
પ્રાણજીવન મંદિરમાં રાજે; ભક્તતણાં મહાદુઃખ ભાંજે,
આનંદ શ્રીગોકુળમાં ગાજે, ચાલો સખી. ૪
નેણું ભરી પ્રીતમજી નિરખું, જન્મ સફળ કરીને લેખું,
રમણ સ્થળ ભાવ કરી પેખું, ચાલો સખી. ૫
શ્રીગોકુળ રંગતણી રેલી, લતાદ્રુમ ફુલી રહી વેલી,
નિરખતાં થઈ રહી ઘેલી. ચાલો સખી. ૬
સ્ફટિકમણિ ગોવર્દ્ધન સોહે, શ્રીવૃંદાવન જોતાં મન મોહે;
તે સ્થળ જન્મોજન્મ જોઇએ. ચાલો સખી. ૭
શ્રીગોકુળ વસીએરે હેલી, શ્રીમહારાણી સહાય કરે વહેલી,
ખેલું જઈ સખી સર્વે પહેલી. ચાલો સખી. ૮

શ્રીમહારાણી ઘેહેરાં બહુ ભાવે, ભકત સહુ દર્શને આવે;
તે તો લઈ પુષ્પે વધાવે, માધવદાસને મન ભાવે. ચાલો. ૯

ધોળ ૬.

શ્રીગોકુળ ગામ સોહામણું રે, રૂડાં જમુનાનાં નીર.
શ્રીગિરિધર ગાયો ચરાવતાંરે જોયા હળધર વીર. શ્રી. ૧
મોર મુગટ મસ્તક ધર્યા રે, બાંધી કુસુંબલ પાગ, શીષ ફુલે શોભા ઘણીરે, વેણી વાસુકિ નાગ. શ્રી. ૨ લર લટકન સિર પેચ છે રે, કુંડલ ઝળકે છે કાન; વાંકા તે નયન સોહામણાંરે. ભ્રકુટી કામનાં બાણ. શ્રી. ૩ અલક તિલક અલકાવલીરે, ઘુઘરાવાળા છે કેશ. નંદ જસોદાના લાડીલારે, વહાલો નટવર ભેખ. શ્રી. ૪ નકવેસર મુક્તામણિરે, માંહી નંગ જડયાં લાલ. હડપચીએ હીરલો ઝગમગેરે, અધર બિંબરસાલ, શ્રી. ૫ માંહે બાજુબંધ બેરખારે, ફુમક લટકે છે સાર; કડાં પહોંચી ને હાથ સાંકળાંરે, ઉરગજ મોતીના હાર. શ્રી. ૬ કટિ મેખલા કટિ કાછનીરે. સોહે લાલ ઇજાર; ચરણે વાગે ઘુઘરારે, વાગે ઝાંઝરનો ઝમકાર. શ્રી. ૭ કર લકુટી મુરલી ધરીરે, ઉભા જમુનાને તીર; સંગે તે સરખા ગોવાળીયારે, રાખી રોકી વ્રજનાર. શ્રી. ૮ ટોળે મળી સૌ સુંદરીરે, મહી વેચવાને જાય; મારગડો રોકી રહ્યા

રે; રૂડા જાદવરાય. શ્રી. ૯ મટુકી ફોડીને મહી ઢોળીયાંરે, તોડયો નવસર હાર; ફાડી મારી નવરંગી ચૂંદડીરે, કરીયે કયાં જઈ પોકાર. શ્રી. ૧૦ છેડલો છોડો છેલ કાનજીરે, જાવા દો થાય છે વાર, ઘેર સાસુજી ખીજશેરે. ગાળ દેશે ભરથાર. શ્રી. ૧૧ સર્વ સખી વિનતિ કરેરે. લાગે હરિને પાય, તમે જીત્યા ને અમે હારીયારે, હાસ દેખી ગુણ ગાય. શ્રી. ૧૨

ધોળ ૭.

સુંદર શ્રીગોકુલ ગામરે, બિહારી શ્યામ;
બ્રહ્મસંબંધનું ઠામરે, બિહારી શ્યામ, ૧
શ્રીમહારાણીજીની વાટરે, બિહારી શ્યામ;
સોહે શ્રીગોવિંદઘાટરે, બિહારી શ્યામ. ૨
દૈવી જીવને કાજરે, બિહારી શ્યામ.
પ્રકટયા શ્રીવલ્લભરાયરે, બિહારી શ્યામ. ૩
શ્રીપુરુષોત્તમે કરુણા કરી બિહારી શ્યામ;
શ્રીવલ્લભ દ્વિજ દેહ ધરી, બિહારી શ્યામ. ૪
પોતાના જે જનરે, બિહારી શ્યામ;
વિછુર્યા છે બહુ દિનરે, બિહારી શ્યામ. ૫
સમર્પણ આપ્યાં સુખસારરે, બિહારી શ્યામ;
થયો સેવાનો અધિકારરે, બિહારી શ્યામ. ૬

ઊંચ નીચ સહુ શરણે લીધા, બિહારી શ્યામ,
સર્વે તે પોતાના કીધા બિહારી શ્યામ. ૭

ગ્રહી છે દૃઢ કરી બાંહ્યરે, બિહારી શ્યામ;
રાખો ચરણકમળ કેરી છાંયરે, બિહારી શ્યામ. ૮

દયા કરો દીનાનાથરે બિહારી શ્યામ;
સેવા શ્રીગિરિધરજીને હાથરે, બિહારી શ્યામ. ૯

રાખો ચરણકમળની છાંયરે બિહારી શ્યામ;
શોભા જોઈ વલ્લભદાસરે, બિહારી શ્યામ. ૧૦

દેજો તે વ્રજમાં વાસરે, બિહારી શ્યામ;
દોષ કોટિ નિવારી કીધાં કાજરે, બિહારી શ્યામ. ૧૧

ધોળ ૮.

સુંદર ગોકુળીયું જોવાના મુજને કોડ, તે મુજને દેખાડજોજી. ૧ જ્યાં છે લાલ ગિરિધારીજીની જોડ, તે મુજને. ૨ એમનું સુંદર સોહામણું રૂપ. તે મુજને. ૩ એમને ઓળખે અવનિ કેરા ભૂપ, તે મુજને. ૪ સુંદર શ્રીજમુનાજીનું નીર. તે મુજને, ૫ વળી શોભા બેટીજીના વીર, તે મુજને. ૬ સુંદર શ્રીઠકુરાણીના ઘાટ, તે મુજને. ૭ મારો વહાલો કરે જ્યાં પાઠ, તે મુજને. ૮ નયણાં ભરીને નિહાળું ગિરિરાજ, તે

મુજને. ૯ જોગે સાર્યાં માધવદાસનાં કાજ તે મુજને દેખાડજોજી, ૧૦.

ધોળ. ૯.

રાગ કાફી—શ્રીગોકુળ સુખ બાસ બસીજે, શ્રીવલ્લભ વિઠ્ઠલ ચરન સ્પર્શ કીજે, અતિ પુનિત જમનાજલ પીજે. ૧ શ્રીગિરિધર ગોવિંદ બાલકૃષ્ણ શ્રીગોકુલનાથ નિરખી સુખ લીજે; શ્રીરઘુપતિ જદુપતિ ઘનસાંવલ, સબ મંદિર દર્શન નિત્ય કીજે, ૨ રમન રેતી અતિ પરમ મનોહર ટીલનપે જાય લોટી લીજે; વલ્લભ છોકર છાંય નિરંતર, વૈષ્ણવ સંગ ઘેરે રસ ભીજે.

ધોળ ૧૦.

શ્રીવૃંદા તે વનની વાટેરે, ગિરિધારી લાલ; મચકો કીધો તે માટે રે, ગિરિધારી લાલ. ૧ બાંધી નેણાંની પ્રીતરે; ગિરિ. સામળીઓ જાણે રીતરે. ગિરિ. ૨ કદમ કેરી છાંયરે, ગિરિ. વલ્લભવરની બાંહ્યરે. ગિરિ. ૩ રંગભેર રમતા શ્રીજગદીશરે, ગિરિ. પાગ કસુંબી શીષરે ગિરિ. ૪ કાનમાં કુંડળ ઝળકેરે, ગિરિ. ગળે ગુંજાના હાર હળકેરે. ગિરિ. ૫ બાંહે બાજુબંધ પોંચીરે, ગિરિ. રત્ન જડાવની ચોકીરે, ગિરિ. ૬ શ્રીવૃંદાવનની કુંજમાંરે, ગિરિ. ઊભલા વાંસલડી ધરી ભુજમાં રે. ગિરિ. ૭

શ્રીજમુનાજીને તીરરે, ગિરિ. ઉભલા હલધર વીરરે. ગિરિ. ૮ વ્રજ બધું જોવા જાયરે, ગિરિ. વૈષ્ણવજન સુખીઆં થાયરે. ગિરિ. ૯ બલિહારિ જાય માધવદાસરે. ગિરિ. શ્રીવૃંદા તે વનની વાટેરે, ગિરિધારી લાલ. ૧૦

અથ શ્રીવ્રજચોરાશી કોશની પરિક્રમાનું ધોળ.

ધોળ ૧૧.

પ્રથમ શ્રીવલ્લભપ્રભુજીને જાણું રે, શ્રીગુરુદેવના ચરણે ચિત્ત આણું રે; વ્રજભૂમિના ચરિત્ર વખાણું, ચાલો વનયાત્રાનાં સુખ લઇએરે. ૧ શ્રીગુસાંઇજીએ કીધો વિચારરે, વનયાત્રા કરવી નિર્ધારરે: વ્રજભૂમિની લીલા અપાર. ચાલો. ૨ શ્રીવિઠ્ઠલપ્રભુ પરમ દયાળરે, સેન આરતી કરી તત્કાળરે; સાથે લીધા શ્રીવલ્લભલાલ. ચાલો. ૩ સંવત સોળસેંની સાલરે, ભાદરવા વદિ દ્વાદશી સારરે; વહાલો ઉતર્યા શ્રીજમુનાજી પાર. ચાલો. ૪ પધાર્યા શ્રીવિઠ્ઠલનાથરે, ચાલ્યો રસિક વૈષ્ણવનો સાથરે; સૌને મસ્તક ધરીયા છે હાથ. ચાલો. ૫ ત્યાંથી આવ્યા શ્રીમથુરાજી માંહરે, હાથ જોડ કરી છે ત્યાંહેરે; વિશ્રાંતઘાટ શ્રીયમુનાજી ન્હાયે. ચાલો. ૬ શ્રીવલ્લભ પ્રભુજીની બેઠક છે ત્યાંહેરે, દર્શન કરીને ત્યાં ભોગ ધર્યાયરે; પછી પરિક્રમા કરવાને જાયે. ચાલો. ૭ ત્યાંથી

સતઘરા માંહે જઇએરે, બીજાં અનેક ધામ સર્વે કહી-
એરે; કૂપ સપ્ત સાગર કૃષ્ણ કૂપ લહીયે, ચાલો. ૮ ત્યાંથી
મધુવન જઇને રહીએરે, ત્યાં મહાપ્રભુજીની બેઠક
કહીએરે; ભોગ ધરીને તાલવન જઈયે. ચાલો. ૯ કમોદ-
વનનાં તે દર્શન કરીનેરે. ગ્વાલ મંડળી કરીને છાક
ધરીયેરે; શ્રીમહાપ્રભુની બેઠકે અનુસરીયે. ચાલો. ૧૦
સાંતવનમાં સાંતનકુંડ નાહ્યારે, ત્યાં પ્રભુ સાત વરસના
આવ્યારે; ત્યાં તો સતુવાના ભોગ ધરાવ્યા. ચાલો. ૧૧
બહુલાવનમાં પધાર્યા પ્રભુ આપરે, ત્યાં થયો ગાય
સિંઘનો મેળાપરે; કૃષ્ણકુંડ નાહીને ટાળ્યા તાપ. ચાલો.
૧૨ ત્યાં મહાપ્રભુજીની બેઠકનું છે ધામરે, ત્યાં બહુલા
ગાયનું છે ઠામરે; દર્શન કરતાં પૂર્ણ કરે કામ. ચાલો.
૧૩ ત્યાંથી જીખિન ગામમાં જઇયેરે, શ્રીબલદેવજીના
દર્શન કરીએરે; રેણુકુંડ બલભદ્રકુંડ ન્હાઇયે. ચાલો. ૧૪
શ્રીકુંડ નાહીને પાવન થઇયેરે, રાધાકૃષ્ણ કુંડે જઈ
નહીયેરે; શ્રીવલ્લભ વિઠ્ઠલની બેઠક ચિત્ત લઇયે. ચાલો.
૧૫ રાજ કદમ મુગટ દર્શન કરીયાંરે, ચવર કૃષ્ણવટ
જોઇ મન હરીયાંરે; ત્યાં કૃષ્ણકૂપે જળ ભરીયાં. ચાલો.
૧૬ ત્યાં પાંચ પાંડવના છે ઝાડરે, છઠ્ઠા વૃક્ષ નારાયણ
અવતારરે; ત્યાં વેણુનાદ કર્યો છે સાર. ચાલો, ૧૭ શ્રી-

મહાપ્રભુજીની બેઠકે ચિત્ત ધરીયેરે, ત્યાં ભોગ ધરીને અનુસરીયેરે; ત્યાંથી શ્રીજીનાં દર્શન કરીયે. ચાલો. ૧૮ નારદકુંડ કુસુમોખર વનરે, ત્યાં છે રત્ન સિંહાસન ધન્યરે; ત્યાં ઉદ્ધવજી થયા છે પ્રસન્ન ચાલો. ૧૯ ત્યાંથી માનસી ગંગા જઇ નહીયેરે, મોટા ચક્રતીર્થ ત્યાં કહી-યેરે; શ્રીમહાપ્રભુજીની બેઠકે જઇએ. ચાલો. ૨૦ ત્યહાં બ્રહ્મકુંડના સ્નાનરે, દાનઘાટી લીધાં પ્રભુ દાનરે; વ્રજ-જુવતીના રાખ્યાં છે માન. ચાલો. ૨૧ ત્યાંથી ચારકુંડ તે કહીયેરે, રણમોચન પાપમોચન નહીયેરે; ધર્મરોચન ગોરોચન જઇયે. ચાલો. ૨૨ લીધી જમુનાવતાની વાટરે, ત્યાં શ્રીજમુનાજીનો ઘાટરે; અડીંગમાં દાન લઇને ફોડયાં માટ. ચાલો. ૨૩ ત્યાંથી ગામ પરાસોલી જઇયેરે, વડ ચંદ્રકૂપ ત્યાં કહીયેરે; ત્યહાં ચંદ સરોવર નહિયે, ચાલો. ત્યાં બ્રહ્મ રજની કરીને કીધો રાસરે, વ્રજભક્તની પૂરી છે આશરે; ખટ માસની કીધી છે રાત. ચાલો. ૨૫ ત્યાં બેઠક શ્રીવલ્લભ વિઠ્ઠલવરનીરે, ત્યાં સામગ્રી ભોગ ધરવીરે; ત્યાં સેવા કરો ફુલગરની. ચાલો. ૨૬ સંક-ર્ષણ ગંધ્રર્વ કુંડ નહિયેરે. શ્રીબલદેવજીનાં દર્શન જઇએરે; આન્યોરમાં મહાપ્રભુની બેઠક કહિયે. ચાલો. ૨૭ ત્યાંથી ચાલી ગોવિંદકુંડ નહિયેરે, ત્યાં મહાપ્રભુની

બેઠકે દર્શન કરિયેરે; ત્યાં તો જન્મ તણાં દુઃખ ખોઇએ. ચાલો, ૨૮ શ્રીજીના હસ્તાક્ષરનાં છે ચિહ્નરે, ત્યાં મુકુટ ટોપીનાં દર્શનરે; ત્યાં ચતુરાનાગાનાં છે વન. ચાલો. ૨૯ અપસરા કુંડ થઇ શ્યામ ઢાક જાયરે, ત્યાં શ્રીજી ચરાવે છે ગાયરે; ત્યાં સુગંધી શિલા કહેવાયે. ચાલો. ૩૦ સિંઘાસન ઘટિયા બહુ મન ભાવેરે, ત્યાં પાગના પેચ ધરાવેરે; પ્રભુ નવ કાંકરી રમ્યા તે સુહાવે. ચાલો. ૩૧ સુરભિ ગાય તણા ખુર નિરખોરે, ઐરાવત હાથીના પગ પરખોરે; શ્રીજીનાં ચરણચિન્હ જોઇ હર્ખો. ચાલો. ૩૨ સિંદૂરી શિલાયે સિંદુર થાયેરે, શ્રીપ્રિયાજીની માંગ ભરાયેરે; ત્યાં ગાજની વાજની શિલા કહેવાય. ચાલો. ૩૩ પુંછરી થઇને સુરભિકુંડ નહીયેરે, ત્યાં રામદાસજીની ગુફા કહીયેરે; ગોવિંદસ્વામીની કદમખંડી જાઇએ. ચાલો. ૩૪ શ્રીગોવર્દ્ધન પૂજા કરવાનું છે ઠામરે, શ્રીમહાપ્રભુજીની બેઠક સુખધામરે; ત્યાં ગોપાલપુર છે ગામ. ચાલો, ૩૫ ત્યાં છે સાત મંદિર તે કહીયેરે, શ્રીગુસાંઇજીની બેઠકે જઇએરે; એ તો નયણે નિરખી સુખ પઇએ. ચાલો૦ ૩૬ શ્રીગિરિરાજજીની પૂજા કરવીરે, ત્યાં સામગ્રી ભોગ ધરવીરે; સુન્દરશિલા જોઇને અનુસરવી. ચાલો ૩૭

દંડવતી શિલાએ દંડવત કરિયેરે, ત્યાં રુદ્રકુંડ જોઈ લઇએરે; દ્વાક ચોગાનમાં ચિત્ત દઈએ. ચાલો. ૩૮ ત્યાંથી જાન અજાન વૃક્ષ જઇએ રે, ત્યાં વ્રજભક્તે પુછયું તે કહીએરે; ત્યાંથી પ્રભુજી પધાર્યા તે સુખ લઇએ. ચાલો. ૩૯ ગુલાલકુંડમાં ગુલાલ બહુ વરસેરે. તે જોઈ મનડું હરષેરે; શ્રીમહાપ્રભુની બેઠકે સુખ દરસે. ચાલો, ૪૦ વિલછુ કુંડ કહીએ શુભ નામરે, કદમ ખંડી ગાંઠચોલી છે ગામરે; એ ગોવર્દ્ધનનાં સર્વે છે ધામ. ચાલો. ૪૧ પરમંદરા કૃષ્ણકુંડ ધામરે, ત્યાં શ્રીદામા સખાનું છે ગામરે; અલક ગંગા નદીનું છે નામ. ચાલો. ૪૨ બદ્રી કુંડ આદિ બદ્રી ધામરે, નારાયણ લીલાનું છે ઠામરે; અલક ગંગા નદીનું છે નામ. ચાલો. ૪૩ નવનીતનો પર્વત રસખાણોરે, ઈંદ્રાલીમાં ગોરી ગાય ઈંદ્રે જાણોરે: ઈંદ્રકુંડ રૂપ ત્યાં વખાણો. ચાલો. ૪૪ કામવનની પરિક્રમા કહીએરે, ત્યાં વિમલ કુંડમાં નહીએરે; લુક લુક આંખ મીચામણી જઇએ. ચાલો. ૪૫ ચરણ પહાડી ચરણ પ્રભુ ધરિઆરે, વ્રજભક્તને ચકિત કરીયારે; છાક આરોગ્યા હરખ મન ધરીયા. ચાલો, ૪૬ નંદબટમાં પ્રભુજી બેઠારે, સુરભિકુંડમાં નહાવા પેઠારે; ત્યાં મહાપ્રભુજીની બેઠકે જઈ બેઠયા. ચાલો. ૪૭

ત્યાંથી ખિસલની શિલાપર આવ્યારે, વ્યોમાસુરની ગુફા ત્યાં જાવારે; દૈત્ય મારીને ગાય ગોપ લાવ્યા. ચાલો. ૪૮ ભોજન થાલીએ ભોજન કીધાંરે, સખા મંડલીમાં બહુ સુખ દીધાંરે; માનસીકુંડમાં આચમન લીધાં. ચાલો. ૪૯ હવે ગામ કહિયે કનવારોરે, ત્યાં પ્રભુ આરોગ્યા કુંડવારોરે; વ્રજભક્તના કારજ સારો. ચાલો. ૫૦ કદમખંડી સુનહરાની સારીરે, ત્યાં રાસ રમ્યા ગિરિધારીરે; ત્યાં શ્રીમહાપ્રભુજીની બેઠક સુખકારી. ચાલો. ૫૧ ચિત્ર વિચિત્ર શિલા શુભ ધામરે, ત્યાં બળદેવજીનું ઊંચોગામરે; ત્યાં રાસ રમ્યા બલરામ. ચાલો. ત્યહાં દેહકુંડના સ્નાનરે, ત્યહાં સુવર્ણ કેરાં દાનરે; દ્વિજ જનના કર્યાં સન્માન ચાલો. ૫૩ હવે ત્યાંથી જઇએ બરસાનેરે, કરો ભાનોખરનાં સ્નાનરે; ત્યાં રાજ કરે વ્રખુભાન. ચાલો. ૫૪ ત્યાં શ્રીરાધાજી રૂપ નિધાનરે, તેઉની અષ્ટ સખી છે સુજાણરે; તે તો બહુવિધનાં કરે ગાન. ચાલો. ૫૫ ત્યાંથી નોવારી ચોવારી જઇએરે, ત્યાં રત્નકુંડ દોહની કુંડ કહીએરે; વળી મોહની કુંડ ત્યાં લહીએ. ચાલો. ૫૬ માનગઢમાં તે માન મનાવ્યારે, દાનગઢમાં તે દાન ચુકાવ્યાંરે; દધિને માટે નૃત્ય કરાવ્યાં. ચાલો. ૫૭ ગહવરવન સાંકડી ખોર આવ્યારે, ત્યાંથી પ્રભુજી

વનમાં સિધાવ્યારે, શ્રીમહાપ્રભુજીની બેઠકે મન ભાવ્યા. ચાલો. ૫૮ વિલાસગઢમાં વિલાસરાસ કરિયારે, મોરકુટીમાં મોરરૂપ ધરિઆરે; નૃત્ય કરી શ્રીરાધાના મન હરીયાં. ચાલો. ૫૯ ત્યાંથી પીરીપોખર ચાલોરે, જઇને સંકેત વનને નિહાળોરે; શ્રીમહાપ્રભુજીની બેઠકમાં ચાલો. ૬૦ ત્યાંથી સંકેત વનમાં પધાર્યારે, પ્રેમસરોવરે પ્રેમ વધાર્યારે; વ્રજભક્તના કારજ સાર્યાં. ચાલો. ૬૧ ત્યાં શ્રીગુસાંઇજીની બેઠક છાજેરે, શ્રીમહાપ્રભુજીની બેઠક ત્યાં બિરાજેરે; કૃષ્ણકુંડ કદમખંડીમાં ગાજે. ચાલો. ૬૨ ત્યાં શ્રીચંદ્રાવલીની કુંજરે, ત્યાં ચંદ્રાવલી છે કુંડરે; શ્રીગુસાંઇજીની બેઠક રસપુંજ. ચાલો. ૬૩ લલિતા વિશાખાના કુંડ જોઇએરે, તેઉની કુંજ જોઇને મન મોહેરે; પૂરનમાસી જોઈ સુખ હોય. ચાલો. ૬૪ શ્રી-જશોદાજીને મંદિર જાવુંરે, ત્યાં પ્રભુજીને જોઇ આવુંરે; ત્યાં પ્રભુજીએ જોયા છે હાઉ. ચાલો. ૬૫ ચાલ્યા મધુ-સૂદન કુંડની વાટેરે, ત્યાં મહિ વલોવ્યાના છે માટરે; ત્યાં છે ચરણ પહાડીનો ઘાટ. ચાલો. ૬૬ ત્યાંથી પાન સરોવર આવ્યારે, ત્યાં ગાય વાછડાંને જલ પીવરાવ્યાં રે; ત્યાં મહાપ્રભુની બેઠકમાં સિધાવ્યા. ચાલો. ૬૭ છોકર કદમ વૃક્ષ સ્થલ લીલારે, ત્યાં ગાય વાછડાં બાંધવાના

ખીલારે; જઇને મોતીકુંડમાં ઝીલ્યા. ચાલો, ૬૮ ગાયોને મોતીની માળા પહેરાવીરે, તે તો પ્રભુજીને મન ભાવીરે; ત્યાંથી ટેરકદમ પર આવી. ચાલો. ૬૯ વિલાસ વટની લીલા સુખકારીરે, વેણી ગુંથી શ્રીકુંજ-વિહારીરે; ત્યાં કુંડલ વનની છબિ છે ભારી. ચાલો. ૭૦ ત્યાં શ્રીનંદ જશોદાજી નિરખોરે, બલરામ કૃષ્ણ જોઇ હરખોરે; નંદગામની લીલા પરખો. ચાલો.૭૧ આગળ આવ્યા કરહલા ગામરે, તે તો ઉપવન કહીયે નામરે; ત્યાં કૃષ્ણકુંડ છે ધામ. ચાલો. ૭૨ ત્યાં કરી રાસલીલા નિર્ધારીરે, ત્યાં છે કદમખંડી બહુ ભારીરે; શ્રીમહા-પ્રભુજીની બેઠક પર વારી. ચાલો. ૭૩ ત્યાંથી આંજન ગામમાં રહીએરે. આંજનોખરમાં જઈ નહીએરે; આંજનકુંડ વિહાર સુખ લઇએ. ચાલો. ૭૪ તેની પાસે પીસાયો ગામરે, ત્યાં જલ આરોગ્યા પૂર્ણ કામરે; ગોપીજને કર્યો વિશ્રામ. ચાલો. ૭૫ આગળ કહિએ ખિદરવન ગામરે, ત્યાં ગાયો ખદેડી સુંદર શ્યામરે; ત્યાં માર્યો બકાસુર હામ. ચાલો. ૭૬ ત્યાંથી પરાસોલી કુંજમાં જઇએરે, કોકિલાવન કૃષ્ણ કુંડ કહિયેરે; ત્યાં મહાપ્રભુની બેઠકમાં રહીયે. ચાલો. ૭૭ ત્યાંથી ચાલી કોટવન જઇએરે, તેને પાસે જાવકવન કહીએરે; આગળ

જાવક બટ જોઈ લહિયે. ચાલો. ૭૮ કોકિલાકુંડનાં જળ હુલ્યાંરે, ત્યાં કમળ કુમુદની ફુલ્યાંરે; ત્યાં અનેક ભ્રમર રસ ભૂલ્યા. ચાલો. ૭૯ ત્યાં છોટી બ્હેન છે સારીરે, આગળ જઇ જુવો ચરણ પહાડીરે; તેને ગોવર્દ્ધન કરી પ્રભુ ધારી. ચાલો. ૮૦ ચરણ કુંડ ચરણ ગંગા જોયાંરે, ત્યાં પ્રભુ પોતે દહીં વલોવ્યાંરે; ત્યાં માખણ કાઢીને આરોગ્યા કે ચાલો. ૮૧ દધિગામને દધિ કુંડ કહીએરે, જઈને શીતળ કુંડમાં નહીએરે; શ્રીમહાપ્રભુજીની બેઠકે દર્શન પઇયે. ચાલો. ૮૨ ત્યાંથી કોટ વન માંહે આવ્યારે, સુરજ કુંડ જોઈને મન ભાવ્યારે; ત્યાં જશોદાજીને રાસ દેખાડયા. ચાલો.૮૩ શેષશાયીમાં ક્ષીર સાગર ભરીયારે, ત્યાં શેષજીની સજ્યા કરીયારે; લક્ષ્મીનારાયણનાં રૂપ ધરીયાં. ચાલો. ૮૪ પ્રભુજી બલભદ્ર સાથે આવ્યારે, શ્રીજમુનાજી પુલિન સિધાર્યારે; બત્રીશ વાર જમુનાજીમાં નાહ્યા. ચાલો. ૮૫ ત્યાંથી લાલબાગમાં પધાર્યા રે, ત્યાં વ્રજભક્તે સિંગાર કરાવ્યારે; લાલ વસ્ત્ર ભૂષણ પહેરાવ્યાં. ચાલો, ૮૬ ત્યાંથી ચીરઘાટ માંહે આવ્યારે; ત્યાં વ્રજભક્તે સેહેરા ધરાવ્યારે; ખેલન વનમાં ખેલ કરાવ્યા. ચાલો, ૮૭ ખેલ કરીને આરતિ કરાવીરે, ત્યાંથી રામઘાટપર આવ્યારે; શ્રીબલ-

દેવજીયે રાસ રચાવ્યો. ચાલો. ૮૮ રાસ મૂકી હળ મૂશળ લાવ્યારે, શ્રીજમુનાજી વાંકા ચલાવ્યાંરે; ત્યાં ઉલટાં નીર વહાવ્યાં. ચાલો. ૮૯ ભૂષણવન નિવારણવન આવ્યારે, ગુંજાવનથી અક્ષયવટ આવ્યારે; ત્યાં ગોપી કુંડમાં નાહ્યા. ચાલો, ૯૦ તપોવનમાં વિરહ બહુ ધરિયારે, આંસુ નેત્રમાં નીરજ ભરીયાંરે; તત્કાળ નિવારણ કરીયાં. ચાલો. ગોપીઘાટ સ્નાનજ કરીયાંરે, ચીર ઘાટે ચીર પ્રભુ હરીયાંરે; ત્યાં મહાપ્રભુની બેઠકે પરવરીયાંરે. ચાલો. ૯૨ નંદઘાટથી વચ્છવન લીલારે, ત્યાં રાસરમણ પ્રભુ ખેલ્યારે; શ્રીમહાપ્રભુજીની બેઠકે રંગ રેલ્યા. ચાલો. ૯૩ ત્યાંથી શ્રીવૃંદાવનમાં જઇએરે, તહાં કાલીયમર્દન કહીએરે; કદમ વૃક્ષ કાલીઘાટ લહીયે. ચાલો. ૯૪ સેવા કુંજ સિંગાર બટ આવ્યારે, શ્યામવેદ મુરલીમાં પ્રભુ ગાયારે; વાંસ વૃક્ષ ઝુલ્યા સુખ પાયા. ચાલો. ૯૫ ત્યાંથી કેશી ઘાટ પર જઇએરે, ત્યાં મહાપ્રભુજી બિરાજ્યા તે કહીએરે; ત્યાં શ્રીભાગવતનાં સુખ લઇએ. ચાલો. ૯૬ આગલ ધીર સમીર ઘાટ જઇએરે, ત્યાંથી બંસીબટમાં આવ્યારે; જોઇ રાસલીલા મન ભાવ્યા. ચાલો. ૯૭ ત્યાં શ્રીમહાપ્રભુની બેઠક સુખદાઇરે, શ્રીવિઠ્ઠલવરની બેઠક મન ભાઇરે; ત્યાં નિત્ય વિહાર સુહાઈ. ચાલો. ૯૮

મધુવન થઇને નિરખોરે, ત્યાં રાધાબાગ જોઈ હરખો; વેણુકૂપે વેણુનાદ પરખો. ચાલો. ૯૯ બેલવનમાં અનેક દ્રુમ વેલીરે, માટવનમાં માટ દધિ રેલીરે; ત્યાં સિંગાર કરાવ્યા સાહેલી. ચાલો. ૧૦૦ ભાંડિર વન ને ભાંડિર બટ જઇએરે, પ્રલંબ દૈત્યનો વધ ત્યાં કહિએરે; ભાંડિર કૂપના જલે ત્યાં ન્હાઇયે. ચાલો. ૧૦૧ ત્યાંથી બીજોસા ગામને જાણોરે, ત્યાંથી શ્રીપ્રભુજીની બગીચી વખાણોરે; ત્યાં વ્રજભક્તનાં સુખ ચિત્ત આણો. ચાલો. ૧૦૨ ભદ્રવનમાં બહુ સુખ દીધાંરે, ગૌ ઘાટે પ્રભુ જળ પીધાંરે, દાવાનળનાં પાન ત્યાં કીધાં ચાલો. ૧૦૩ માનસરોવરે માન મનાવ્યાંરે, ત્યાં કુંજ લતા દ્રુમ છાયારે; ત્યાં મહાપ્રભુજીની બેઠકે આવ્યા. ચાલો. ૧૦૪ ત્યાંથી પિપરોલી ગામ આવ્યારે, શ્રીગુસાંઇજીએ રાસ કરાવ્યારે; માનિક શિલાએ ભોગ ધરાવ્યા. ચાલો ૧૦૫ ત્યાંથી લોહવન કૃષ્ણકુંડ આવ્યારે, ત્યાં લોહાનાં દાન કરાવ્યાંરે; કૃષ્ણકૂપના જલે ન્હવરાવ્યા. ચાલો. ૧૦૬ ત્યાંથી ગોપાલપુરમાં જઇએરે, ત્યાં રાવલ ઉપવન કહીએરે; શ્રીલાડીલીજીનાં દરશન કરીએ. ચાલો. ૧૦૭ નંદી વંદી દેવી છે સારીરે, શ્રીનંદરાયજીની ગોબર વારીરે; કરે ગાયોની રખવારી. ચાલો. ૧૦૮ ત્યાંથી શ્રીબલદેવજી

જઈએરે, બલભદ્ર કુંડમાં નાહીએરે; ત્યાં મનવાંછિત ફલ પઈએ. ચાલો. ૧૦૯ ત્યાંથી હથોરા ગામ સુખદાઈરે, ત્યાં શ્રીનંદરાયજીની અથાઈરે; ત્યાં વ્રજવાર્તાની ચર્ચા ચલાઇ. ચાલો. ૧૧૦ ચિંતાહરણઘાટ સુખકારીરે; ત્યાં વ્રજભક્તની ચિંતા નિવારીરે; શ્રીજમુના નીર વહે બહુ ભારી. ચાલો. ૧૧૧ બ્રહ્માંડ ઘાટે પ્રભુ માટી ખાતારે, શ્રીબલદેવજીએ કહી સર્વે વાર્તા રે; તે જાણ્યું શ્રીજસોદાજી માતા. ચાલો. ૧૧૨ મહાવન શ્રીનંદરાયજીનું ગામરે, ત્યાં છઠ્ઠી પલનાનો છે ઠામરે; નંદકૂપ પૂજવાનું છે ધામ. ચાલો. ૧૧૩ ત્યાં યમલાઅર્જુનને તાર્યા રે, ત્યાં નલકૂબરને ઉદ્ધાર્યા રે; ત્યાં અનેક દૈત્ય પ્રભુએ માર્યા. ચાલો. ૧૧૪ હવે રમણરેતીમાં જઇએ, ત્યાં રમણલીલા સુખ લઈએ; ત્યાં ગોપકૂપ જલ નહીએ. ચાલો. ૧૧૫ વલ્લભઘાટ ઉત્તરેશ્વર ઘાટરે, જોયા વાજની ટીલાનો ઠાઠરે, વલી કહીએ જસોદા ઘાટ. ચાલો. ૧૧૬ ચાલી નિરખો શ્રીગોકુલગામરે, એ છે નિજ લીલાનું ધામરે; કરે સર્વના પૂરણ કામ. ચાલો. ૧૧૭ વાસ દરવાજે કરણકૂપ આવ્યારે, ત્યાં પ્રભુજીએ કાન વિંધાવ્યારે; ચિંતામણિ માધો મન ભાવ્યા. ચાલો. ૧૧૮ ત્યાં શ્રીગુસાંઇજીની બેઠક કહીએરે,

સાત મંદિરનાં સુખ લઇએરે; શ્રીમહાપ્રભુજીની બેઠકે જઇએ. ૧૧૯ શ્રીનવનીતપ્રિયાજી પાલને ઝુલેરે, નંદ-મહોત્સવ જોઈ મન ફુલેરે; સુર મુનિ જન કૌતુક ભૂલે. ચાલો. ૧૨૦ ત્યાં બ્રહ્મ છોકર સુખ છાજેરે, શ્રીમહા-પ્રભુજીની બેઠક બિરાજેરે; ત્યાં શ્રીમહારાણીજી ગાજે. ગોવિંદઘાટ ઠકુરાણી ઘાટ જઇએરે, ત્યાં શ્રીજમુનાજીમાં નહીએરે; ગૌ ઘાટ અષ્ટખંભા કહીએ. ચાલો. ૧૨૨ હાથ જોડ જમુનાજીમાં કરીએરે, બહુ આનંદ ઉરમાં ભરીએરે; હવે કારજ સર્વ સરીયાં. ચાલો. ૧૨૩ જે કોઇ નિશદિન મનથી ગાયરે. વનયાત્રાનું ફલ તેને થાયરે; શ્રીમહાપ્રભુજીને સોહાયે, ચાલો. ૧૨૪ સદા શ્રીગોકુલ માંહે રહીએરે, શ્રીમહાપ્રભુજીના ગુણ ગઇયેરે; શ્રીવિઠ્ઠલનાં ચરણ ચિત્ત લઇએ. ચાલો. ૧૨૫ શ્રીવલ્લભ વિઠ્ઠલ પૂરી આશરે, રાખ્યા ચરણકમલની પાસરે; દાસ માગે શ્રીગોકુલવાસ. ચાલો. ૧૨૬

ધોળ ૧૨.

જેનું ધન્ય ભાગ્ય ભવમાં, જેણે જ મંડલ જોયું; જેણે વ્રજરજમાં તન રોળ્યું, તેણે જનમ મરણ ખોયું. જેનું૦ ટેક. શ્રીવૃંદાવન રાસરમણ સ્થળ, જેણે નયણે

નિરખ્યું; તેના ભાગ્યમાં કેટલુંક સુખ છે, તે કોઈએ ન જાય પરખ્યું. જેણે૦ ૧ શ્રીજમુનાજળ સ્નાન પાન સહેજે, તેહને નૂતન તનુ મળિયું; કદાપિ કુત્સિત કર્મ બને તોએ, જમપુરી જાવું ટળિયું. જેણે૦ ૨ ચોરાશી કોશની પરિક્રમા કીધી, તેને ચોરાશી નથી ભમવું; વન ઉપવન જોઈ આનંદ આવ્યો, તેને હરિસંગે ઠર્યું રમવું. જેણે૦ ૩ શ્રીગોવર્ધન શ્રીમહારાણી, જેણે પ્રેમ ધરીને પૂજ્યાં, તેની એકોત્તર શત પેઢી તરી, તેને હરિનાં ચરણ સૂઝ્યાં. ૪ સંખ્યા સમર્યાં જેણે નંદનંદન શ્રીગોકુલ-માંહે વસીને. દયાનો પ્રિતમ તેને પ્રેમે પોતાનો કરિ, હાથ ગ્રહશે હસીને. ૫

## પ્રભુપ્રાકટ્યનાં ધોળ.

ધોળ ૧.

આનંદ સાગર ઉલટયો રે લોલ ॥ શ્રીવસુદેવ દેવ-કીને દ્વાર જો ॥ આઠમ ભાદરવા વદિ રે લોલ ॥ રોહિણી નક્ષત્ર બુધવાર જો ॥ પ્રગટ્યા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ ॥ પીળાં પીતાંબર પહેરિયાં રે લોલ ॥ ઓઢયા ઊપરણા સાર જો ॥ મસ્તક મુકુટ બિરાજતો રે લોલ ॥ કુંડળ ઝળકે છે કાન જો ॥ પ્રગટ્યા. ॥ ભાલ તિલક

મૃગમદતણું રે લોલ ॥ ખીટલિયાળા કેશ જો ॥ ચારે ભુજાએ આયુધ ધર્યા રે લોલ ॥ શંખ ચક્ર ને ગદા પદ્મ જો ॥ પ્રકટ્યા. ॥ નાકે નકવેસર શોભિતાંરે લોલ ॥ ચુની છે લાલ ગુલાલ જો ॥ અધર પર મોતી ઢળકતાં રે લોલ ॥ હડપચી હીરાની કાંતજો ॥ પ્રકટ્યા. ॥ બાંહે બાજુબંધ બેરખા રે લોલ ॥ પોંચી છે રત્ન જડાવજો ॥ હાથે હાથ ફૂલ શોભે મુદ્રિકા રે લોલ ॥ ઉર ગજમોતીના હાર જો ॥ પ્રકટ્યા. ॥ કટિ તટ શોભે કટિ મેખલા રે લોલ ॥ ચરણે ઝાંઝરનો ઝમકારજો, એવા પ્રભુજીને નિરખતાં રે લોલ ॥ દુષ્કૃત ગયાં સર્વે દૂર જો ॥ પ્રકટ્યા.॥ શ્રીવસુદેવજી હરખિયારે લોલ ॥ નિરખ્યાં શ્રીમુખ સ્વરૂપ જો ॥ એવા પ્રભુને કયાં રાખિયે રે લોલ ॥ કોપ્યો છે કંસરાય ભૂપજો ॥ પ્રકટ્યા. ॥ ત્યારે પ્રભુજી એમ બોલીયા રે લોલ ॥ સાંભળો મ્હારી વાત જો ॥ નંદતણા દરબારમાં રે લોલ ॥ હવે મને મુકી આવો મારા તાત જો ॥ પ્રકટ્યા. ॥ કન્યા લઇને ઘર આવજો રે લોલ ॥ સરસે સઘળાં તમ કામ જો॥ તે તમે કંસને દેખાડજો રે લોલ ॥ મોડશે એહુનાં માનજો ॥ પ્રકટ્યા. ॥ એમ કહીને માયા ફેરવી રે લોલ ॥ ધરિયાં છે બાલ-સ્વરૂપ જો ॥ વસુદેવ દેવકી વિસ્મય થયાં રે લોલ ॥

સ્વપ્નું થયું કે મુને સત્ય જો ॥ પ્રકટ્યા. ॥ ભાંગી ભોગળ ખુલ્યાં પાટીયાં રે લોલ ॥ સૂતા છે સહુ દરવાન જો ॥ મસ્તકે લેઇને નિસર્યા રે લોલ ॥ લીધી છે ગોકુળ કેરી વાટ જો ॥ પ્રકટ્યા. ॥ ઝરમર વરસે છે મેહુલો રે લોલ ॥ ચહુંદિશ ચમકે છે વીજ જો ॥ આગળ સિંહ ધડુકતા રે લોલ ॥ શેષ કરે છે ઉપર છાંહ જો ॥ પ્રકટ્યા.॥ શ્રીયમુનાજી વહે રસપૂરમાં રે લોલ ॥ ઉઠે છે લહર તરંગ જો ॥ ચરણકમલસ્પર્શ થકી રે લોલ ॥ હેઠાં થયાં છે તહાં નીર જો ॥ પ્રકટ્યા. ॥ દીધો મારગ ચાલ્યા ઉતરી રે લોલ ॥ પહોચ્યા શ્રીનંદજીને દ્વાર જો ॥ સૂતા દીઠા સહુ સાથને રે લોલ ॥ મનમાં કીધો છે વિચાર જો ॥ પ્રકટ્યા. ॥ શ્રીયસોદાજીની સેજમાં રે લોલ ॥ પોઢાડ્યા શ્રીગિરિધરલાલ જો ॥ કન્યા લેઇને પાછા વળ્યા રે લોલ ॥ જો જો પ્રભુજીના ખ્યાલ જો ॥ પ્રગટ્યા. ॥ જાગ્યાં જસોદાજી તે સમે રે લોલ ॥ નિરખ્યા તે સુંદર શ્યામ જો ॥ શ્રીનંદજી મનમાં હરખિયા રે લોલ ॥ આપ્યાં છે રત્નકેરાં દાન જો ॥ પ્રકટ્યા. ॥ ઘેર ઘેર તોરણ બાંધીયા રે લોલ ॥ માનિની મંગળ ગાય જો ॥ સહુ વ્રજ ઉમંગ્યું પ્રેમશું રે લોલ ॥ આનંદ ઉત્સવ થાય જો ॥ પ્રકટ્યા. ॥ હળદ દહીં ઘૃત દૂધનો રે લોલ ॥

મચ્યો આંગણમાંહિ કીચ જો ॥ તાલી પાડે ને ફરે ફુદડી રે લોલ ॥ નાચે છે સહુ નરનાર જો ॥ પ્રકટ્યા. ॥ શિવ બ્રહ્મા ને મુનિ દેવતા રે લોલ ॥ બોલે છે જય જયકાર જો ॥ દેવતાનાં દુંદુભિ વાજીયાં રે લોલ ॥ હરખે છે કુસુમ અપાર જો ॥ પ્રકટ્યા. ॥ એ સુખ શોભા શી કહું રે લોલ ॥ કહેતાં ન આવે પાર જો ॥ શ્રીવલ્લભચરણપ્રતાપથી રે લોલ ॥ દાસ ગચ્ય જાય બલિહારજો ॥ પ્રકટ્યા. ॥

ધોળ ૨.

( "લક્ષ્મણભટજીને ઘેર એ કુલ દીવોજી" ઢાળ. )

આ પ્રગટ્યા પરમાનંદ, સહુ સુખકારીજી;
શ્રીકૃષ્ણ કમલદલ નેન, ગિરિવર ધારીજી. ૧
એ પહેલે પ્રગટ્યા જેમ, રૂપ ધરીનેજી;
હરિ પ્રગટે નિજજન કાજ, તેમ ફરીનેજી. ૨
જો દેહ ભૂમિ પીડાય, આસુર ભારેજી;
થઇ દીન વેદ આધાર, પાસ પુકારેજી. ૩
મન વિધિ સુર ઇંદ્રિય બોધ, શિવ લઇ સાથેજી;
હરિપદ જઇ કરે પ્રસન્ન, હરિગુણ સાથેજી. ૪
મન ધ્યાન ધરે તો કૃષ્ણ, આજ્ઞા આપેજી;
પછી પ્રભુ પ્રગટ્યાની પેર, બ્રહ્મા સ્થાપેજી. ૫

છે શુદ્ધ સત્ત્વ વસુદેવ, અતિ સુખ દાતાજી;
સહુ દેવરૂપ શુભ બુદ્ધિ, દેવકી માતાજી. ૬
જાણો તે ભ્રાતા મોહ, કંસ વિચારેજી;
સુણી હરિથી તે નિજનાશ, ભગિની ભારેજી. ૭
ત્યાં શુદ્ધ સત્ત્વ નિજ નાર, બુદ્ધિ બચાવેજી;
તે શુદ્ધ સત્ત્વની પાસ, મોહ ન ફાવેજી. ૮
નિપજે શુભ મતિના બાલ, મોહજ મારેજી;
રૂંધે તે બેને મોહ, કારાગારેજી. ૯
ત્યાં પ્રથમ જન્મ હરિધામ. અક્ષર ધારેજી;
પ્રભુ શુદ્ધ બુદ્ધિને ગર્ભ, આપ પધારેજી. ૧૦
પ્રભુ ગર્ભ જોઇને મોહ, શકે ન મારીજી;
સ્તુતિ કરે દેવ મન બોધ, ઇંદ્રિય ધારીજી. ૧૧
અતિ શુભ સમય આનંદ, થાય વધારેજી;
પ્રભુ નિજ સાક્ષાત્કાર. આપે ત્યારેજી. ૧૨
અતિ સુખિત બુદ્ધિ ને સત્ત્વ, વંદે એનેજી;
પ્રભુ આપ પૂર્વ સંબંધ, જણાવે તેનેજી. ૧૩
સંસાર મોહથી બીક. બેઉ બતાવેજી;
પ્રભુ બાલક નિર્ગુણ, ધામમાં પધરાવેજી. ૧૪
તૂટે બેડી તે કાળ, ખૂલે કમાડોજી;
નહિ મોહ તણો રખવાળ, આવે આડોજી. ૧૫

નિજ શિરપર રાખી સત્વ, પ્રભુને લાવેજી;
પ્રભુ સુખદ વેદમય શેષ, બુંદ બચાવેજી. ૧૬
બહુ દિવ્ય સિદ્ધિમય પૂર સરિતા વાધેજી;
અતિ ભ્રમર ભયાનક વેગ, વચ્ચે વાધેજી. ૧૭
હરિપદ પરસેથી પૂર, ઉતરે જ્યારેજી;
પુરૂષોત્તમ નંદકુમાર, ભેટે ત્યારેજી. ૧૮
જે સ્વરૂપ ગોપન કાજ, માયા વળગીજી;
પ્રભુ પ્રગટ થયાથી થાય, તરતજ અળગીજી. ૧૯
નહિ સત્ત્વ બુદ્ધિની પાસ, માયા બેસેજી;
તજી મોહ હસ્ત બહુ રૂપ, જ્યાં ત્યાં પેસેજી. ૨૦
નંદાલયમાં આનંદ, વધે ઘણેરોજી;
તે કહેતાં ન આવે પાર, ઉત્સવ કેરોજી, ૨૧
પ્રભુ પ્રથમજ બાલમુકુંદ, સુંદર લાગેજી;
તે વધે પ્રતિ સમય ભક્ત, પૂરણ રાગેજી. ૨૨
તેને હરવા આવેશ, આસુર આવેજી;
પ્રકટ્યા કરૂણાનિધિ પાસ, કોઇ ન ફાવેજી. ૨૩
તૃષ્ણાજ પૂતના લોભ, સંકટ વિચારોજી;
છે તૃણાવર્ત તે કામ, વાત્યા ધારોજી. ૨૪
તેવાં વિઘ્નો બહુ થાય, હરિ અવતારેજી;
તે સહુ કહેતાં વિસ્તાર, થાય વધારેજી. ૨૫

હરિ નિઃસાધન જન કાજ, વિઘ્નો ટાળેજી;
આપે પરફળ નિજરૂપ, સ્વજનો પાળેજી. ૨૬
જે કહ્યાં પ્રમાણ પ્રમેય, સાધન ફળ છેજી;
તે કહેવા મુજ મતિ અલ્પ, કાંઈ ન બળ છેજી. ૨૭

પ્રભુ ત્રિગુણ જીવ ઉદ્ધાર, એમ કરે છેજી;
શ્રીગુરુ સુબોધિની માંહે, તે પસરે છેજી. ૨૮
મુજ વાણી હરિ ગુણ ગાન, શ્રીગુરુ આપોજી;
ગણી ગોવર્ધન નિજ દાસ, ભવ ભય કાપોજી. ૨૯

ધોળ ૩.

વ્રજની શોભા હું શી કહું, નંદ ઘેર આનંદ ઉપન્યો;
પ્રકટયા શ્રીગિરિધરલાલ (૨) ટેક. વ્રજની. ૧
નોબત વાગેરે નવરંગી, સોહે રાજદ્વાર;
ટોડલે તોરણ બાંધીયાં, ઝુમખ ઝળકે છે ગોખ. વ્રજની. ૨

દીપક જ્યોતિ જળહળે, પૂરી મેલ્યા છે ગોખ;
ઉત્સાહે ભર્યાં આંગણાં, ઉપમા હરિને હાથ. વ્રજની. ૩
બાવન ચંદન ઘોરી ઘોરી, પૂર્યા મોતીના ચોક;
નાનું સરખું ગોકળીયું, આવાં રૂડાં નંદજીનાં રાજ. વ્રજની. ૪

કહેતી નગરીમાં નીસર્યા, સાથે હલધર વીર;
વહેતી નગરીમાં નીસરી, સૌને સરખો શૃંગાર. વ્રજની. ૫

ગિરિધર ગાયો ચરાવતા, સુંદર જમુનાને તીર;
માધવદાસની વિનતિ. આપો વ્રજમાંરે વાસ. વ્રજની. ૬

ધોળ ૪.

આજ આનંદ નંદજીને ઘેરરે, વ્રજમાં થઈ છે લીલા લહેરરે. ૧ ગોપી અતિરે ઉલટ ભરી આવેરે, થાળ મોતીનો ભરી લાવેરે. ૨ વહાલાને વિવેકે વધાવેરે, વહાલા ત્રિભુવનનાથ કહેવાયરે. ૩ વહાલો હસ્તના ધોવણ ધોવેરે, વહાલો ગોપીઓને લાડ લડાવેરે. ૪ એવાં હેત ગોપીપર કીધાંરે, દધિ માખણ ચોરીને પીધાંરે. ૫ વહાલા મથુરામાં શું મીઠુંરે, એવું કુબજામાં શું દીઠુંરે. ૬ વહાલો કુબજાની સંગ મોહ્યારે, વહાલો ગોપીઓની સાથે સોહ્યારે. ૭ ગોકુળ આવોને વ્રજના વહાલારે, તમે નંદ જશોદાના લાલારે ૮ ગોકુળ આવોને વ્રજના વાસીરે, તમે પ્રાણ સોષ્યા છે માસીરે. ૯ ગોકુળ આવોને ગિરિવરધારીરે. તમારી વાટ જુવે છે વ્રજનારીરે. ૧૦ વહાલા જમુનાજીને ઘાટેરે, તમે વસ્ત્ર હર્યા શા માટેરે. ૧૧ વહાલે ગિરિ ગોવર્દ્ધન ધાર્યોરે. એવો મદ ઇંદ્રનો ઉતાર્યોરે. ૧૨ વહાલા વૃંદાવનની વાટેરે, તમે મહી લુટયાં શા માટેરે. ૧૩ વહાલે જમુનાજીને તીરેરે, વહાલે મુરલી વગાડી ધીરે ધીરેરે. ૧૪ ધન્ય

ધન્ય જમુનાજીનો આરોરે, મ્હારો સફળ કર્યો જન-મારોરે. ૧૫ વૃંદાવન રમીયા રાસરે, પૂરી સર્વ ગોપીની આશારે. ૧૬ બલિહારી જાય માધવદાસરે, માગે ચરણ-કમળની આશારે. ૧૭

ધોળ ૫.

શ્રીગોકુલ રૂડું નંદજીનું ધામ ॥ ત્યાં પ્રગટયા શ્રી-સુંદરશ્યામ ॥ કરવા સેવક જનનાં કામ તો ધન્ય જસોદા માવડી રે ॥ધ્રુ॥ અંધારી આઠમ અજવાળી॥ તે રાતે પ્રગટયા વનમાલી ॥ મંગલ ગાય છે વ્રજની નારી કે ધન્ય૦ ॥૧॥ જાચક જન આવી જશ ગાય ॥ નંદ વધાવીને ન્યાલ જ થાય ॥ જે જે આપ્યું તે મુખ ન કહેવાય કે ધન્ય૦ ॥ વેદ કહે એ પૂરણ બ્રહ્મ કોઇ નવ જાણે એમનો મર્મ ॥ શા શા કીધા નંદજીએ ધર્મ કે ધન્ય૦ ॥ તોરણ બાંધ્યાં છે નંદજીને દ્વાર ॥ સાથીડા શોભા તણો નહીં પાર ॥ દધિ છાંટે છે નર ને નાર કે ધન્ય૦ ॥ વ્રજ જન ન્યાલ થયા તે કહિએ ॥ એહુનાં ભાગ્યનો પાર ન લહિએ ॥ દ્દષ્ટિમાં રાખ્યાં નંદજીને છેયે કે ધન્ય૦ ॥ ભક્તિના ભૂપ ઉઠયા તે જાગી ॥ શ્રીજીની ભક્તિ સદા મુખ માગી ॥ સુંદર ભૂમિ વ્રજની સુહાગી કે ધન્ય૦ ॥ દેવતણાં ત્યાં દુંદુભિ

વાગે ॥ સુર નર મુનિ જન પાવલે લાગે ॥ ભૂતલ વસવું ને ભક્તિ માગે કે ધન્ય૦ ॥ બાલલીલા નિત્ય વ્રજમાં થાયે ॥ એહુની શોભા કહિ નવ જાય ॥ શ્રીવલ્લભ વેદપુરાણે ગવાય કે ધન્ય૦ ॥ પય પાન કરીને પૂતના મારી ॥ ચરણે શકટને ભાગ્યો ભારી ॥ તૃણાવર્તને નાખ્યો વિહારી કે ધન્ય૦ ॥ બાલક થઈ માટી ખાધી તે ખોટી ॥ માતા જસોદાએ લીધી સોટી ॥ મુખમાં ભવન દેખાડ્યાં કોટિ કે ધન્ય૦ ॥ શેષ સરીખા પાર ન પાય ॥ જોગેશ્વરને સ્વપ્ને ન જાય ॥ ગોપીનું ગોરસ ચોરીને ખાય કે ધન્ય૦ ॥ વચ્છાસુર બકાસુર મારી દીધા ॥ ગયાસુરના કંઠ મરડી દીધા ॥ ગ્વાલ વાછરૂ નવા કીધાં કે ધન્ય૦ ॥ ધેનુકાસુર માર્યો પગ ઝાલી ॥ પીતાંબરની પલવટ વાળી ॥ નાથ્યો છે ફણુ ઝાલીને કાલિ કે ધન્ય૦ ॥ ઈંદ્ર ઉચ્છવ કરતા નંદરાજ ॥ ગિરિ ઉત્સવ કીધો મહારાજે ॥ ઇંદ્રને કોપ ચઢયો ઘન ગાજે કે ધન્ય૦ ॥ વરસાદ વરસે મૂસલ ધાર ॥ ગોપી ગોપની કીધી છે સાર ॥ ગોવર્ધન તોળ્યો નિરધાર કે ધન્ય૦ ॥ શરદ પૂનમ અજવાલી રાતે ॥ વેણુ વગાડી દીનાનાથે ॥ રાસ રમાડ્યાં ઝાલીને હાથે કે ધન્ય૦ ॥ સીંગ સાહી વૃષભાસુર માર્યો ॥ હાથે સાહીને કેશિ

પછાર્યો ॥ વ્યોમાસુરને મુષ્ટિએ માર્યો કે ધન્ય૦ ॥ શંખચૂડે એક ગોપીને લીધી ॥ જાણ્યું આપે પોતાની કીધી ॥ તેનું મસ્તક છેદીને મણિ લીધી કે ધન્ય૦ ॥ એટલા દૈત્ય તે વ્રજમાં માર્યા અક્રૂરજી પછે તેડવા ચાલ્યા ॥ ગોપીયો કરે છે કાલાવાલા કે ધન્ય૦ ॥ રથ રાખીને સમાધાન કરી ॥ પછી પરવરિયા ત્યાંથી શ્રીહરિ ॥ કુરુક્ષેત્રમાં મલીશું ફરી કે ધન્ય૦ ॥ ગોકુલથી જ્યારે મથુરામાં આવ્યા ॥ કંસને કાજે ગોરસ લાવ્યા ॥ શેરિયે શેરિયે ફુલડે વધાવ્યા કે ધન્ય૦ ॥ ધોબીને મારીને વસ્ત્રજ લીધાં ॥ વાયકનાં ત્યાં કારજ સીધાં ॥ ચાર પદારથ માળીને દીધા કે ધન્ય૦ ॥ ચંદન તો કુબ્જાનું રે લીધું, નવ યૌવના સ્વરૂપ જ દીધું ॥ ધનુષ ભાગીને કડકા કીધું કે ધન્ય૦॥ કુવલયાપીડ ને મ્હાવત માર્યાં ॥ દૈત્ય તો સઘળા દેખીને હાર્યા ॥ મલ્લવિદ્યાએ મલ્લ પછાડયા કે ધન્ય૦॥ રંગ મંડપમાં આવ્યા છે ધાઈ॥ ઘેર ઘેર ઓચ્છવ મંગલ ગાયા॥ દૈત્ય તો સઘળા નાશી ગયા॥ જાદવ સઘળા જોવાને ધાય ॥ કે ધન્ય૦ ॥ ઈંદ્ર તણાં ત્યાં દુંદુભિ વાજે ॥ ગુણી ગંધર્વ અરૂ અપ્સરા નાચે ॥ શિવ વિરંચિ જોઈ જોઇ રાચે કે ધન્ય૦ ॥ ઉગ્રસેનને આપ્યું છે રાજ ॥ હાથ જોડી ઉભા મહારાજ ॥ જે જે કહેશો તે કરીશું

કાજ કે ધન્ય૦ ॥ હરિની લીલા નિત્ય પ્રતિ ગાય ॥ શ્રીવલ્લભકુલને શરણે જાય ॥ વ્રજમાં વસવું ને યમુનાજી ન્હાય કે ધન્ય૦ ॥ શ્રીવલ્લભ જેને કરુણા કરશે ॥ દૈવી જીવ તો સહજ તરશે ॥ ભૂલ્યા ભમશે તે ભટકીને મરશે કે ધન્ય૦ ॥ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ સુખકારી ॥ વ્રજમાં પ્રગટ્યા રાસવિહારી ॥ વલ્લભદાસ જાય બલિહારી કે ધન્ય૦ ॥

ધોળ. ૬

શ્રીકૃષ્ણકમલમુખ નિરખવા ચાલો શ્રીનંદજીને ઘેર રે ॥ જસોદાએ શ્રીકૃષ્ણ જનમિયા હરખ્યા છે નંદજી મેહેર રે ॥ ચૌદ ભવન કેરા ભૂષણ નંદસુત ગોકુળમાં આવ્યા રે ॥ ફૂલી ફરે વ્રજસુંદરી ગોપ ગોવાળાને મન ભાવ્યા રે ॥ ગોપિકા સર્વે ટોળે મળી હરિને વધાવાને જાય રે ॥ કનકની થાળ સોહામણી હરખે તે મંગળ ગાયરે ॥ આતુર ગતિ રે ઉતાવળી જીવણને જોયાની પ્રીત રે ॥ પુણ્ય પવિત્ર પ્રભુજી તણા ગાય છે નૂતન ગીત રે ॥ નાચંતાં ગાવંતાં વ્રજવધૂ જશોદાને મંદિર આવ્યાં રે॥ મુખ નિરખ્યું રે મોહનતણું ભવતાણાં દુઃખડાં વામ્યાં રે ॥ ભેટ લાવ્યાં બહુ ભામિની ચાંદલો લાલાને કીધો

રે ॥ હરખંતાં નિરખતાં મોહન પ્રીતેશું ઉછંગે લાધા રે ॥
ભીડ થઈ ઘર આંગણે નંદજશોદાને મન ભાવ્યા રે ॥
પ્રેમ સખી સુખ શાં કહું નાથને મોતીડે વધાવ્યા રે ॥

ધોળ ૭.

ધન્ય આઠમ અંધારી રાત્ર કે, ભાદરવા વદીરે લોલ. ધન્ય મથુરાં ધન્ય ગોકુળ ગામ કે, ધન્ય જમુનાં નદીરે લોલ. ૧ ત્યાં પ્રગટ્યા શ્રી સુંદર શ્યામ કે, કમળદળ લોચનારે લોલ; પૂરવા વ્રજજન કેરી હામ કે, ભક્ત દુઃખ મોચનારે લોલ. પ્રકટ્યા મથુરાંમાં જદુરાય કે, શ્રીવસુદેવ ગ્રહેરે લોલ; નિરખી દેવકીજી મુખચંદ કે, મન આનંદ લહેરે લોલ. ૩ વિનંતિ કરી કહે ધન્ય આજ કે, એવા પ્રભુ નિરખિઆરે લોલ; આંગણે ઉભા શ્રીવસુદેવ કે, અતિ ઘણું હરખીયારે લોલ. ૪ રત્ન તણાં કરવા બહુ જત્ન કે, કહો કયમ કીજીએરે લોલ; એવું સ્વરૂપ દૂર કરી નાથ કે, બીજું વપુ લીજીએરે લોલ. ૫ પ્રભુજીએ કીધું બાળ સ્વરૂપ કે, કહે છે તાતનેરે લોલ; મુજને ગોકુળમાં જઈ સોંપો કે, જશોદા માતનેરે લોલ. ૬ ભાગી ભોંગળ ખોલી કમાડ કે, કારાગૃહ તણાંરે લોલ; જેહના કૃષ્ણ સરીખા પુત્ર કે, તેહને

શી મણારે લોલ. ૭ સૂતા દ્વારપાલ સર્વ સાથ રે, કર્યું કૌતક હરિરે લોલ; આજ્ઞા માગી શ્રીગોકુળ કે, માયા આવતીરે લોલ. ૮ મસ્તક લીધા શ્રીજદુરાય કે, ચાલ્યા શ્રીગોકુલ ભણીરે લોલ; વરસે મેઘ ધરી રહ્યો છત્ર કે, શેષ સહસ્ર ફણીરે લોલ. ૯ પધાર્યા નંદતણે દરબાર કે, સૂતાં સહુ દીઠડાંરે લોલ; પોઢાડયા જશોદાજીની સેજ કે, ગિરિધર મીઠડારે લોલ. ૧૦ કન્યા લીધી શ્રીવસુદેવ કે, આવ્યા મથુરાં ફરીરે લોલ; જશોદા જાગ્યાં દીઠા પુત્ર કે, કહે હર્ખે ભરીરે લોલ. ૧૧ તેડો સગાં કુટુંબી આજ કે, સહુ વ્રજ સાથનેરે લોલ; તેડો બાહેન તમારી ચાર કે, નવલદે માતનેરે લોલ. ૧૨ આપો મણિ માણેક ભંડાર કે, આભરણ જેહનેરે લોલ; આપો દ્વિજ જનને બહુ દાન કે, ગૌ વચ્છ તેહનેરે લોલ. ૧૩ આંગણે નંદ તણી અતિ ભીડ કે, આવ્યાં વ્રજજન નહીંરે લોલ; બાંધી કાછ ખેલે નર નાર કે, હરદ ઘૃત દૂધ દહીંરે લોલ. ૧૪ એવા ઓચ્છવ નિત્ય અખંડ કે, શ્રીવલ્લભ બારણેરે લોલ; હૈડે હર્ષ તણો નહીં પાર કે, વૈષ્ણવ જાય વારણેરે લોલ. ૧૫ શોભા જોઈ કહે હરિદાસ કે, દર્શન નિત્ય આપજોરે લોલ; તમારી લીલા નિત્ય અપાર કે, હૃદયમાં સ્થાપજોરે લોલ. ૧૬

ધોળ ૮.

ધન ધન હાડારે આજના, ધન શ્રીગોકુળ ગામ;
ધન ધન નંદ જસોમતી. પ્રકટ્યા સુંદર શ્યામ. ધન ધન. ૧
શ્રાવણ માસ સોહામણો, નવમી તિથિમાંરે નામ;
વ્રજમાં ચાલી વધામણી, ખરચ્યા દશગણા દામ. ધન ધન.૨
વ્રજમાં પ્રેમરસ ઉલટયો, ટાળવા દુનિયાના દોષ;
ઋષિને તેડે રે રાયજી. જુગતે જોવાને જોષ. ધન ધન. ૩
આનંદ ઓચ્છવ અતિ ઘણો, ગોપીઓ ગાયે છે ગીત;
માણેક મોતીને હીરાતણાં, આપ્યાં હેમનાં દાન. ધન ધન. ૪
ફુલ્યાં ફુલ્યાંરે સહુ ફરે, ફુલ્યાં શ્રીગોપીરે જન;
ફુલ્યાં શ્રીજમુના જોઇને, ફુલ્યાં શ્રીવૃંદારે વન. ધન ધન. ૫
સુરનર સ્વપ્ને દેખે નહિ, શિવજી સરખારે સંત;
બ્રહ્મા નિગમ જાણે નહીં કોઇએ ન પામેરે અંત. ધન ધન. ૬
મોટાં ભાગ્ય આહીરનાં, શોભા કહી નવ જાય;
પ્રેમે પ્રગટયા શ્રીનાથજી, ગુણ ગાય માધવદાસ. ધન ધન. ૭

ધોળ ૯.

વ્રજજનવલ્લભરે, શ્રીજશોદાજીવન જોઇએ; એ સુખ દુર્લભરે, શ્રીવલ્લભ કૃપાથી લઇએ. ૧ પ્રગટ

બિરાજેરે, શ્રીગોવર્ધનધર પોતે; ગુણ ગણ ગાજેરે, નિત્ય પ્રતિ અખંડ અઘાતે. ૨ મુકુટ મનોહરરે, મકરાકૃતની જ્યોતિ;સાંભળ સહીયરરે,નાસા લટકે ગજ મોતી. ૩ મુખ છબી ઉપરરે, કેશ કુટિલ છબિ છાજે; આંખ અણીયાળીરે, કોટ કમળ બિરાજે. ૪ ચિંબુક બિરાજેરે, તેજ તણાં ચિત્ત હરીયાં; અપાર અનુપમરે, અરુણ અમીરસ ભરીયાં. ૫ નખશિખ શોભે રે, શેષજી પાર ન પામે; નિજજન નિરખેરે, વિરહ તણાં દુઃખ વામે. ૬ અંગે આભરણરે, વિવિધ વસન હરિ ધરીયાં; એ છબી જોઇનેરે, નિજ જનનાં મન ઠરીયાં. ૭ નવધન નાગરરે, કલિયુગ પ્રગટ બિરાજે; શોભાસાગરરે, લોકતણાં ગુણ ગાજે. ૮ દુર્લભ સુલભરે, શ્રીવલ્લભ એ સુખ આપો; કોટિ જનમનારે, ભવબંધન વાહાલા કાપો. ૯ નાથ બિરાજતરે, ભૂતળ ભાગ્યે આવ્યા; એ છબી છાજેરે, ભક્ત પ્રેમ મન ભાવ્યા. ૧૦ જેણે નવ દીઠારે, શ્રીનાથ ગોવર્ધનધારી ભવોભવ ગાંઠયારે, અવસર બેઠા હારી. ૧૧ આસુરી આળગારે, દૈવી એ રસ માગે; મૂઢમતિ વાહાલારે, ભવજન તે શું જાણે; શ્રીકૃષ્ણકૃપાનિધિરે. શ્રીવલ્લભ નિકટ બિરાજે; કલિમાં કારણરે સ્મરણથી અઘ ભાજે. ૧૩ જેહેણે નવ જાણ્યારે;

શ્રીનટવર નંદના નંદન; કોઈ નવ માન્યારે, પડીઆ ભવ દુઃખ ફંદન. ૧૪ ધિક ધિક કહે છે રે, દેવ મુનિજન તેહેને, અવસર ખોયોરે, કૂખ બગાડી કહેને. ૧૫ જેણે નવ નિરખ્યાંરે, શ્રીજમુનાજી મહારાણી,મન નહિ વળીયુંરે, પાપીજન તે પ્રાણી. ૧૬ વ્રજ રજ લોટોરે, હર્ખ તે હોયે ભરીયા, સુરજન સાક્ષીરે તે ભવજળથી તરીયા. ૧૭ હિતથી ચિત હુલસેરે, હસિ સેવા સુખકારી; એ રસ વિલાસેરે, બડભાગી નરનારી. ૧૮ શરણે રાખીરે, શ્રીવલ્લભ વ્રજરજ દીજે; કાંઈ નવ જાણુંરે, દાસ ગોવર્ધન કીજે. ૧૯ વ્રજજન વલ્લભરે શ્રીજશોદાજીવણ જોયા.

ધોળ ૧૦.

સખી આજનો લાહાવો લીજીએરે કાલ કોણે દીઠી છે ટેક. ફુલની ગાદીને ફુલના તકીયા, ફુલનાં બીછાનાં બીછાવીએરે, કાલ કોણે દીઠી છે. ૧ સોનાનાં સોગટાં ને રેશમની ચોપાટ, હીરલાના પાસા ઢળાવીએરે, કાલ કોણે દીઠી છે. ૨ સોનાનું પારણું ને રેશમની દોરી, હર્ખે શ્રીનાથજી ઝુલાવીએરે, કાલ કોણે દીઠી છે. ૩ વાણીના મેહુલા ને આનંદની હેલી, સુખને સરવડે ભીજાઈએ, કાલ કોણે દીઠી છે. ૪ વલ્લભના સ્વામી પ્રભુ

રસિક શિરોમણિ, વળી વળી મુખડાં નિહાળીએરે, કાલ કોણે કોણે દીઠી છે. ૫

ધોળ ૧૧.

જીરે પહેલો વધાવો મારે આવીઓ. શ્રીગોકુલ-પતિને દ્વાર; માતા જશોદાજીએ હર્ખે વધાવીઆં, એમ-ના મુખ ઉપર જાઉ બલિહાર. ભલે શ્રીગિરિવરધર જનમીઆ. ૧ જીરે વ્રજજન સર્વે આનંદીઆ, મળી વંદીઆ ચરણસરોજ; ગિરિધરણ નવલ નંદલાલના, એમ કરતાં નિશદિન કાય. ભલે શ્રી. ૨ જીરે પ્રભુ રૂપ નેણે નિહાળીશું, મળી ટાળીશું ભવના દુઃખ; જીરે તનમન સર્વ વારીશું, હવે સુલભ થયાં છે સર્વે સુખ. ભલે શ્રી. ૩ જીરે દધી દૂધ ઘૃત મધુરસ ભર્યા, મળી છીડકે નર ને નાર; નંદ દાન દીએ બહુ રસ ભર્યા, હરિ-દાસ શોભા બની જાય. ભલે શ્રીગિરિવરધર જન-મીઆ. ॥૪॥ જીરે બીજો વધાવો માહારે આવીયો, શ્રીરાવલ હુવારે આનંદ; બ્રખુભાન કીર્તિ ઘણું હર-ખીયા, કુંવરીજન મારે મુખ ચંદ, ભલે શ્રીરાધા વ્રજ-પ્રગટીઆં. ૧ જીરે વ્રજજન સર્વે ટોળે મળી, મળી ગાએ સુમંગળ ચાર; કુંવરી પ્રગટયારે પ્રભાવશું, ગુણ રૂપ જગત વિખ્યાત. ભલે શ્રી રાધા. ૨ હવે દો જશો-

મળીને વધામણાં, રળીયામણી સાંભળી વાત; હવે નિશદિન નેણે નિહાળશું, લીલારસસિંધુ અપાર. ભલે શ્રી રાધા. ૩ હવે સર્વે મળીને કહો શ્રીનંદને, આપણે કરવો વેવીશાળ; એવા તે નવલ કુંવર નંદરાયના, તેવા શ્રીવ્રખુભાન કુમાર. ભલે શ્રીરાધા. ૪ જીરે એ જોડી અવિચળ સદા શ્રીવૃંદાવન વિલાસ; કર જોડીને કરૂં વિનતિ, હરિદાસ શોભા બની જાય. ભલે શ્રીરાધાજી વ્રજ આવીઆ. ૫ જીરે ત્રીજોને વધાવો મહારે આવીઓ. શ્રીલક્ષ્મણભટ્ટજીને ઘેર; શ્રી-એલંમાજીએ ઉર પધરાવીયા, કલિ જીવ ઓધારવા કાજ; શ્રીવલ્લભ ભૂતળ પ્રગટીયા. ૧ નિજ ધામથી પ્રભુજી પધારીયા, કરવા સેવક જનની સંભાળ, એવા દ્વિજકુળ રૂપે પ્રગટીયા, એવા અઠલક પરમ ઉદાર શ્રીવલ્લભ. ૨ જીરે તિમિર હર્યાંરે ત્રૈલોકના, તૈલંગ કુળ ઉદીઓરે સૂર; જીરે મારગ પુષ્ટિ દેખાડીઓ, સોંપી સેવા રસરૂપ. શ્રીવલ્લભ. ૩ જીરે શેષ સહસ્ત્ર મુખ ઓચરે, ના લહે એમના ગુણનો પાર; કર જોડીને કરૂં વિનતિ, હરિદાસ શોભા બની જાય. શ્રીવલ્લભ ભૂતળ પ્રગ-ટીઆ. ૪ જીરે ચોથો ને વધાવો મહારે આવીઓ, ભલે પ્રગટીઆ શ્રીવિઠ્ઠલેશ; જીરે ભક્ત સકળ મન હરખીઆ;

ગયો અનેક જનના મનનો કલેશ. ભલે શ્રીવિઠ્ઠલેશ પધારીઆ. ૧ જીરે જેણે એ સુત જનમીઆ, ધન ધન કહીએ એ માત; જેણે ઓછંગે લઇને હુલરાવીયા, તેની કીર્તિ જગત વિખ્યાત. ભલે શ્રી. ૨ જીરે સુર નર મુનિજન હરખીઆ, જીરે વરખીઆ કુસમ અપાર; શ્રીવલ્લભજીને વારણે, જોતાં આનંદ મંગળ થાય. ભલે શ્રી. ૩ જીરે કલિમાં કારણ જાણજો, વખાણજો દ્વિજકુલ રાય, કર જોડીને કરૂં વિનતિ, હરિદાસ શોભા બની જાય. ભલે શ્રી. ૪

ધોળ ૧૨.

ઘેર આવોરે ગોપીયુના વાહાલા, આનંદ વધારો નંદના લાલા; નાથ નથી કાંઇ નાના કાલા, તો પ્યાલા પીજે પ્રેમનારે. ૧ આવો તો આલિંગન દીજે, પ્રેમ તણા રસ પાઇને પીજે; દાસલડાંને દર્શન દીજે, તો નિર્ભય કેજો નામનીરે. ૨ જન્મોજન્મના શ્યામ છો સંગી, મળે ગોપીયુ એકજ રંગી; નાથ વિના નહિ બીજા સંગી, તો રહીએ ત્રિભંગી ટેકમાં રે. ૩ આપ બળે ગોવર્ધન ધરીયો. સુરપતિ કેરો ગર્વજ હરીઓ; વ્રજવાસીના કારજ સરીઆં, તો ગોકુળ રાખ્યું રેલ-તુંરે. ૪ માડી માહારો એ વર રૂડો, જેની બીકથી

કંસરાય બીનો, ન્હાનો એ પરાક્રમે પૂરો, તો ચોઢો અવિચળ ચાંદલડોરે. ૫ કુમ કુમ કેરા છડા દેવરાવો, મહીરે મોતીના ચોક પૂરાવો; તરીયા તોરણ દ્વાર બંધાવો, વહાલાને વધાવો પ્રેમશું રે. ૬ જોશીડા તેડી જોશ જોવરાવો, ઘડીઆં લગ્ન ઠીક ઠરાવો; ખાતીલ ખુપની ચોપ કરાવો, તો તેજ જઈ સ્વદાન દઇનેરે. ૭ તમારા પિતાજી લખ્યાં લે છે, વાહારજો બેના ત્રાગ ફળ્યા તમારે; પોકે તો પોહોચે કોડ અમારા, તો કહે માધવદાસ કરગરૂં હું રે.

ધોળ ૧૩

અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી,
હવે શું કરીયે જઇ સાસરે અલબેલાજી. ૧
ફેરા તણું ફળ એ મળ્યું અલબેલાજી,
મન ગમતું મુજને મળ્યું અલબેલાજી. ૨
હીરલો લાધ્યો હાથમાં અલબેલાજી,
તમે શોભો સૈયરના સાથમાં અલબેલાજી. ૩
તમારૂં શ્યામળું અંગ અડશો મા અલબેલાજી,
ગુણવંતીને લાંછન લગાડશો માં અલબેલાજી. ૪
જો જાણશે મારી માવડી અલબેલાજી,
કાન્હા સાથે પ્રીત શી આવડી અલબેલાજી. ૫

અમે કાજળ આંખમાં આંજશું અલબેલાજી,
તમો નૈણાંની ચોટો નાંખો મા અલબેલાજી. ૬
હું તો દાન નહિ આપું દોકડો અલબેલાજી,
અમે જવાબ આપીશું રોકડો અલબેલાજી. ૭
હું બીવરાવી બીહતી નથી અલબેલાજી,
હું ઓશીયાળી કોઇની નથી અલબેલાજી. ૮
હું ઓશીયાળી પ્રભુ તમ તણી અલબેલાજી.
શ્રીવલ્લભના સ્વામી છો ધણી અલબેલાજી. ૯

ધોળ ૧૪.

ચાલો સખી નિરખીએ ગિરિધરલાલ, પારણીયામાં ઝુલે શ્રીમદનગોપાળ; છુટા એના કેશ તે પરમ રસાળ, શામળીઆના અંગે ઝગુલી રળીયામણીરે લોલ. ૧ પારણીયાં તે સાજે શ્રીનંદજીને દ્વાર, રત્ન જટિત બની ઝુમક ચાર; મોતીની માળા ટંકાઈ તેણી વાર, શુક પિક મોર રમકડાં તૈયાર; બેઠી બેઠી લાલને ઝુલાવે, જસોદા માવડીરે લોલ. ૨ માનિની હળીમળી મંગળ ગાય, નિરખી કમળમુખ મન હરખાય; સુખ આનંદ ઉર ન સમાય, વસ્ત્રાભૂષણને મસ્તકપર દામણીરે લોલ. ૩ નંદજી ત્યાં આવ્યા સંગ લેઈ ગ્વાલ, હરદીને દુધ દધિ છિરકે રસાળ. ગાય ને નાચે છે દેઈ દેઈ

તાલ, નંદકે આનંદ ભયો જે કન્હૈયાલાલ, શ્રીવિઠ્ઠલ-
પ્રભુ નિરખી આપે છે વધામણીરે લોલ. ૫

ધોળ ૧૫.

સખી સોહામણું નંદનું આંગણું રે પ્રગટયા પૂરણ બ્રહ્મ. ૧ ખેલે બાલચરિત્ર બાલમાંરે, તેનો કોઈ ન જાણે મર્મ. નચાવે નંદરાણી આનંદમાંરે. કાંઇ તાનમાં તાળી લે. ૩ નાચે નાથ વ્રજનારનોરે, કાંઇ થનક થનક થેઈ થેઈ. ૪ વાગે વાજાં વિધવિધનારે, કાંઇ ઘમકે ઘુઘર માલ.૫. પહેરી લહેરમાં આછાં આંગલાં રે; કાંઇ નાચતી દોટી તેમ. ૬ ગડેપડે ખાય ગોટીકલાંરે, આનંદમાં ઊભા થાય. ૭ તેનો ભેદ ન જાણે વેદમાંરે, વાલો માગી માંખણ ખાય.૮ લીલા લાડકડાની જોઇનેરે, કાંઈ મોહીને રહ્યું મન. ૯ વલ્લભના સ્વામી રસીયારે, કાંઈ વસીયા મારે મન. ૧૦

ધોળ ૧૬.

સખી સોહામણું નંદનું આંગણું રે, કાંઈ મળ્યો ગોપીનો સાથ. ઉભી લે છે આલિંગનરે, કાંઈ નિત્ય નેમ છે મન; વારો વારો માતાજી કાનનેરે. આતો બહુ કરે ભંજવાડ. મેલે માંકડલાંની મંડલીરે, કાંઈ ગિરિધારી ગોપાલ; મોટા હોય તો તેને વારીએરે, આ તો થઇને

છુટે બાળ. જતન કરીને જાળવજોરે, એને રાખજો ઘેરને ઘેર; હવે રાખશે નહિ કોઇ સુંદરીરે, એની કરશું રૂડી પેર, અટકચાળો શો એવડોરે, એને દેખીને શું થાય; વલ્લભના સ્વામી રસિયારે, કાંઇ વસીયા ગોકુળ ગામ.



## બાલલીલાનાં ધોળ.

### ધોળ ૧.

કર ચિત્ત ચિંતન કોઇ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણ-તણું રે; પરમાનંદ ઉદય થાય અંતર, ન રહે પાપ સંતાપ અણુ રે. કર૦ ૧ સુંદર બાળકરૂપ રસાળું, ચરણ લંગરી વાગેરે; ઠણઠણતો જશોદા પાલવ ગ્રહી, હઠ કરી માંખણ માગેરે. કર૦ ૨ નાકે મોતી લટે લટુરી,

સુંદર મુખપર ઝુમેરે; હૈયે હેત વધ્યું જોઈ જસોમતી, લેઈ લેઇ શ્રીમુખ ચૂમેરે. કર૦ ૩ સુંદર મુખપર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલુંરે; નહિ ખાઊં બાબો ધાવીશ માડી, બોલે તોતલું કાલુંરે. કર૦ ૪ કયહું એક ગુહ્ય કરે કામિનીશું, દુષ્ટ દૃષ્ટિ બચાવેરે; કે વાંસલડી વાતો વિઠ્ઠલ, ગૌચારી આવેરે. કર૦ ૫ શ્રીગોપીજનના ઘર માંહે, મનગમતું સુખ મહાલેરે; કોઈ સમે ચોરી મહી ન્હાસે, કદા ગોપિકા ઝાલેરે. કર૦ ૬ શ્રીવૃંદાવન રાસમંડળમાં, નાચે જુગલ કિશોરરે; ઇત્યાદિક લીલા ધર ધ્યાને, દયા તું નિશદિન ભોરરે. કર૦ ૭

ધોળ ૨.

માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે, ઝુલે લાડકડા પુરુષોત્તમ આનંદભેર; હરખી નિરખીને ગોપીજન જાયે વારણે, અતિ આનંદ શ્રીનંદજીને ઘેર માતા જ૦ ૧ હરિના મુખડાં ઉપર વારૂં કોટિક ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાળ કપોળ; દીપક શિખા સરખી દીપે નિર્મળ નાસિકા, કોમળ અધર અરુણ છે રાતાચોળ. માતા જ૦ ૨ મેઘશ્યામ કાંતિ ભ્રુકુટી છે વાંકડી, ખીટળિયાળા ભાલ ઉપર ઝુમે કેશ; હસતાં દંતુડી દીસે બેહુ હીરાકણી, જોતાં લાજે કોટિક મદન મનોહર વેશ.

માતા જ૦ ૩ સિંહનખે મઢેલું શોભે સુવર્ણ સાંગલું, નાજુક આભરણ સઘળાં કંચન મોતીહાર; ચરણ અંગુઠો ધાવે હરિ બે હાથે ગ્રહી, કોઇ બોલાવે તો કરે કિલકાર. માતા જ૦ ૪ લાલે લલાટે કીધો છે કુમકુમ ચાંદલો, શોભે જડિત્ર જાણે મરકત મણિમાં લાલ; જનની જુગતે આંજે અણિયાળી બેહુ આંખડી, સુંદર કાજળકેરૂં ટપકું કીધું ગાલ. માતા જ૦ ૫ સાવ સોનાનું જડિત્ર મણિમય પારણું, ઝુલવે ઝણણણ બોલે ઘુંઘરીનો ઘમકાર; માતા વિધવિધ વચને હરખે ગાયે હાલડાં, ખેંચે કૂમતિયાળી રેશમ દોરી સાર. માતા જ૦ ૬ હંસ કારંડવ ને કોકિલ પોપટ પારણે, બપૈયા ને સારસ ચકોર મેના મોર; મૂકયાં રમકડાં રમવા શ્રી-મોહનલાલને, ઘમઘમ ઘૂઘરડો વજાડે નંદકિશોર. માતા જ૦ ૭ મારા કહાનાની સમાણી કન્યા લાવશું, મારા લાલને પરણાવીશ મોટે ઘેર; મારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે, મારો કહાનો કરશે સદાય લીલાલહેર. માતા જ૦ ૮ મારો લાડકવાયો સખાસંગ રમવા જશે, સારી સુખલડી હું આપીશ હરિને હાથ; જમવા વેળા રૂમઝુમ કરતો ઘરમાં આવશે, હું તો ધાઇને ભીડીશ હૃદયા સાથ. માતા જ૦ ૯ જેનો શંકર શેષ સરીખા

પાર પામે નહીં, નેતિ નેતિ કહે છે નિગમ વારંવાર; તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં, નથી નથી એના ભાગ્યતણો કંઇ પાર. માતા જ૦ ૧૦ વ્રજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં, તેથી નંદજસોદા કેરૂં ભાગ્ય વિશેષ; તે સર્વેથી ગોપીજનનું ભાગ્ય અતિઘણું, જેની કરે પ્રશંસા બ્રહ્મા શિવ ને શેષ. માતા જ૦ ૧૧ ધન ધન વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી, ધન ધન વૃંદાવન હરિકેરો જ્યાં છે વાસ; સદા જુગલકિશોર જ્યહાં લીલા કરે, સદા બલિહારી જાયે દયો દાસ. માતા. જ૦ ૧૨

ધોળ. ૩

સજજન સાંભળોરે. હરિની બાળલીલા કાંઇ ગાશું,
કોટિક કલ્પનારે, પતિતપણાંથી પાવન થાશું. ૧
ઇશ્વર અખિલતણારે, જેનું કરે શેષ શિવ વંદન,
ભક્તવત્સલ પ્રભુરે, માટે થયા નંદના નંદન ૨
ગોકુલ ગામમાંરે, નિત્ય યશોમતી ઘેર આનંદ હેલી,
કાલાં તોતલાંરે, સુતનાં વચન સુણી થાય ઘેલી. ૩
મોહન મૂર્તિરે, સેહેજે દીઠેથી મોહ લાગે.
તે હરિ હઠ કરીને, મા મા કહીને માખણ માગે. ૪
પાગે લંગરીરે, છમછમ કરતો છબીલો ચાલે.
લટકે લાડકોરે, રંગત લાકડલી કર ઝાલે. ૫

કટિ કંદોરડોરે ચરણ ધરંતા ખમખમ બોલે,
લટકે ફુમતુંરે, શોભા નહિ કોઈ તેહની તોલે. ૬
પહોંચાં સાંકળાંરે, કરમાં કંચનકંકણ શોભે,
પોચીચી બેહેરખાંરે, બાજુબંધે બહુ મન લોભે. ૭
ઉરપર સાંગલુંરે, સિંહનખ શોભે સુવર્ણ મઢિયો;
મણિ મુક્તાતણીરે, માળાઓ જઇ નાભિ અડીયો. ૮
મોહન મુખડુંરે, શરદપૂનમ શશી થકી બહુ સારૂં;
નિર્મળ નાસિકારે, મોતી લળકે મોહ્યું મન મારૂં. ૯
લિલવટ વાલનુંરે, શોભે કુંમકુંમ બિંદુ દીધું,
આંજી આંખડીરે, માજી ગાલનજરિયું કીધું. ૧૦
કુંડળ કાનમાંરે, પડયાં પ્રતિબિંબ કપોળે ઝળકે,
ઝુમર વેળિયુંરે, મોતી ભરિયું લટકે લળકે. ૧૧
મુખપર ઝુમતારે, હરિને ખિટળીયાળા કેશ;
છબિ ધનશ્યામ છે રે, મનમોહન પ્રભુ બાળક વેશ.૧૨
મુખ દધી લે પિયુંરે, નિરખે ઉર ભરી આવે વ્હાલ.
પરમ આનંદનોરે, સાગર નવનીતપ્રિય નંદલાલ. ૧૩
એવો લાડિલોરે; ઠમકે ચાલ ઠમકતી ચાલે;
મહીડું વલોવતાંરે, ગોવિંદ ગોળી ને રવી ઝાલે, ૧૪
બોલે તોતલુંરે, ઠણઠણતો કાનડ થાય કાલો,
માડી ધવાડતીરે, હઠ કરી કહેતાં લાગે વહાલો. ૧૫

પાહુનો ઊભર્યોરે, કોકા દઇને કંઠ લપટાવે,
શિર સુંધી કરીરે, લઇને ઊછંગે ધવરાવે. ૧૬
ગોવિંદ ધૂંટડેરે, દૂધ પીયે જશોદા મુખ જોઇ,
પુચકારી કરીને, જનની આંખનાં આંસુ લ્હોઇ ૧૭
તૃપ્ત થયા પછીરે, માજી વિવિધ રમકડાં આપે,
ખેલે આંગણેરે, ગોપીજન લઇ હૃદયા ચાંપે. ૧૮
બાળક વેશ છે રે, પણ સુખ છાંનું સઘળું આપે,
કોઇને કહે નહીરે; અબળા અતિ આનંદ ઉર વ્યાપે.૧૯
લેતી ભામણાંરે, નિર્ભય શિશુ માટે મુખ ચૂમે,
ઘેર જવાય નહીરે, લલચ્યું લાલ વિશે મન ધુંમે. ૨૦
રમતાં આંગણેરે, કર્દમ વળગ્યો છે શ્રીઅંગે,
બેહેક બરાસથીરે, ઝાઝી ફેલી છે હરિ સંગે. ૨૧
એહવા રજ ભર્યારે, વછનું પૂંછ ગ્રહી ફરે પૂંઠે;
પડી જવાય છેરે, ગોપી હસી પડે વળી ઉઠે. ૨૨
વ્રજની સુંદરીરે, લાલચ માખણતણી બતાવે,
અંતર પ્રેમથીરે, પ્રભુને થેઇ થેઇ થનક નચાવે. ૨૩
બાળચરિત્રનોરે, આનંદ એવો વ્રજજન માણે;
વ્રજવાસીતણાંરે, ભાગ્ય તણો કોઇ પાર ન જાણે. ૨૪
નેતિ નિગમ કહે રે, અગમ અગોચર સહુથી આગો,
તે પ્રભુ પ્રેમથીરે આહિરડાંને આવી વળગ્યો. ૨૫

ક્રીડા અવતાર ઘણારે, શિરોમણિ વ્રજલીલા વ્રજરાણો
દાસ દયાતણારે, પ્રાણજીવન ધન એ પ્રભુ જાણો. ૨૬

ધોળ ૪.

કુંવરને વારોની રે વ્રજરાણી-ટેક. સહુ વ્રજનાર મળીને આવી, શ્રીયશોદાજીને ધામરે; લાડકવાયો પુત્ર કર્યો કેમ વસિયે ગોકુળ ગામ, કુંવરને. ૧ એક કહે જળ ભરવા જાઉં ત્યારે, ઘરમાં પેસે ગિરિધારીરે; માનશો નહિ પણ માડી કહૂં તમે સાંભળોને ગતિ મ્હારી. કુંવરને ૨ સાંચ્યું સંતાડયું હોય જે મ્હારૂં, તે ક્ષણમાં એ શોધી કહાડેરે, પોહોંચે નહિ તો પિંડા માંડે ને, તેથી ન પોહોંચે તો પાડે. કુંવરને ૩ ત્યારે માતાજી એમ બોલ્યાં તમે, ચતુર થઈ કાં ચૂકોરે; જ્યાં એની દૃષ્ટ પડે નહિ વસ્તુ, ત્યાં અંધારે મૂકો. કુંવરને. ૪ એક કહે મેં એ પણ કરી જોયું, મુકયું અંધારા માંહેરે, એને શી ચિંતા થાય અજવાળું, જઈ ઉભો રહે જહાંહે, કુંવરને. ૫ કૃષ્ણમાત ત્યારે એણીપેરે બોલ્યાં તું ઘેલી ગોપી શીદ શોચેરે, મહિ માંખણ ઉંચું શીકે મેહેલો, ત્યાં એ બાળક નહિ પોહોંચે, કુંવરને. ૬ તવ બોલી એક બાળા આવો, હું શીકાની ગત્ય દેખાડુંરે, શાણા સુતનાં જુઓ પરાક્રમ, થાયે અંતર દાહાડું

કુંવરને. ૭ લાકડી લેઇ ચઢે અનુખળપર શિકેથી લઈ સહુ ખાયરે, સખાને આપે ને તેથી વધે તો, માંકલડાંને પાય, કુંવરને. ૮ માતા કહે અનુખળથી ન પોહેંચે, એવું ઉંચું તમે બાંધેરે; મટુકીતણું મુખવસ્ત્ર વીંટીને, સોય દોરડે લઈ સાંધે. કુંવરને. ૯ હજુ તમો પણ લક્ષણ લાડકવાયાનાં ન જાણો માતરે, ઘરમાં ગરીબ એ બારણું બીજે. વીતે તે જાણે વાત. કુંવરને. ૧૦ એક સખાની ખાંધે ચઢીને. અતિ ઉંચું પણ ચાખેરે; તેથી ન ફાવે તો દોહોણી કરે કાંણી ધાર તળે મુખ રાખે. કુંવરને ૧૧ ત્યારે માજી કહે એ બાળકને. હું કહી રીતે ખાળું રે; મહી માખણને મજુસમાં મેલી. દોની ત્રિયા ત્યહાં તાળું, કુંવરને. ૧૨ એક કહે માડી એમ કરે તો થાય છે અમણું જાનરે; ખાવા ના પામે ત્યાં ખીજી દે ગાળો, ભાંજે પાત્ર બહુ કહાન. કુંવરને. ૧૩ કાંઈ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વિના ધવરાવે; સૂતાં બાળકને જઇને જગાડે. ચોહોંટિયો દેઇને રડાવે. કુંવરને, ૧૪ એવું સાંભળીને કહે રાણીજી, દેશ શિખા- મણ બાઈરે, મંદિરમાં પેઠો તમો દેખો તો, લાવજો એહને સ્હાઈ. કુંવરને. ૧૫ અરે માત મેં એક દહાડે, સંતાપ આવતો હેર્યોરે; પેશી સદનમાં ખાવા વહ્યુ, ત્યો

એટલે જઇને મેં ઘેર્યાં, કુંવરને. ૧૬ મેં કહ્યું ચોર આવ્યો આજ દાવે નહિ જાવા દઉં ગ્રહેશરે; મરડી મું છ એણે કહ્યું મુજને, હું જાશ તું જોઇને રહેશ. કુંવરને ૧૭ કરી કળા એક મહિ ભર્યું મુખમાં એટલે જઇને મેં ઝાલ્યોરે; કર્યો કોગળો માહારી આંખમાં હું ચોળવા રહી એ ચાલ્યો. કુંવરને. ૧૮ એક કહે મેં ઝાલ્યો હુ તો આજ તો પણ એ નવ ગાંઠયોરે; તોડી મુજ મુક્તાફળમાળા, હું વિણવા રહી વ્હાલો નાઠો કુંવરને. ૧૯ એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવી છું ઝાલીરે; છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. કુંવરને. ૨૦ એવું જોઇ જસોદાજી બોલ્યાં, આવાં સાચાં સહુ હોશોરે; માહારો લાલ માહારા ભવનમાં પોઢયો આવશે જાગી તો જોશો કુંવરને. ૨૧ એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા નિદ્રામાંથી ઉઠીરે; જશોમતી કહે જુઓ આ મારો બાળક, યુવતિ સર્વ તમે જૂઠી. કુંવરને. ૨૨ પ્રેમકટાક્ષે કરી સહુ કામની, સામું શ્રીકૃષ્ણે જોયું રે; લોટપોટ થઇ ગઇ સહુ લલના, પ્રીતમમાં મન પ્રોયું. કુંવરને. ૨૩ સાહામા સાહામી લોચન મળતાં, કરી સમશ્યા છાનીરે; સર્વે કહ્યું આવજો મારે મંદિર, મોહને લીધું

તે માની. કુંવરને૦ ૨૪ ગોપી ગોવિંદતણી ગત ન્યારી; શું જાણે સંસારરે; હૈયે હેત ને વઢે વદનથી, કોણ લહે તેનો પાર. કુંવરને. ૨૫ શીખે સાંભળે ગાય એ ગરબો, શ્રીકૃષ્ણ બાળચરિત્રરે; કહે દયો પ્રભુ પ્રસન્ન થાય તેને, પતિત થાય પવિત્ર. કુંવરને. ૨૬

ધોળ ૫.

દેવકીએ શ્રીકૃષ્ણ જન્મીયા, જન્મ્યા વૈકુંઠરાય; ત્રિભુવન તાળાંરે ઊઘડયાં, ગોવિંદ ગોકુલમાંય. માતા ગાતારે હાલડું. સાથે લાવ્યારે વિજળી, ઘેર ઘેર આનંદ થાય. માતા. ૨ સારા શ્રીફળ ને બીજડાં તરીયા તોરણ બંધાય. માતા. ૩ અમૂલખ મોતીરે અંકમાં હુલાવે જશોદારે માય. માતા. ૪ સાવ સોનાનેરે પારણે, ઝાઝા હીરની છે દોર. માતા. ૫ ચાદર ચીરનાં બળાંતીયાં, પારણે પોઢયા ભગવાન. માતા. ૬ હરખે ગાતીરે હાલરૂં, બારણે આવ્યું હાઊ. માતા. ૭ છાના રહોને શ્રીનાથજી, મા મને હાઊ દેખાડ. માતા ૮ હાઊં હાઊ કરતા બેઠા થયા, હાઊ છે મથુરાંનો ભૂપ. માતા. ૯ હાઊં છે રાવણ લંકેશરી, તેને માર્યો શ્રીરામ. માતા. ૧૦ જશોદાએ જોશી તેડાવીયા, જોશી જુવોને જોશ. માતા. ૧૧ કહાન મારો શે શકને જનમીયો, કરશે મથુરાનું રાજ્ય. માતા.

૧૨ ગોકુલ કેરો ધણી થશે, મારશે કંસાસુર રાય. માતા. ૧૩ માતપિતાને છોડાવશે, ઉગ્રસેનને આપશે રાજ. માતા. ૧૪ માતા ગાતાં એમ હાલરૂં, ખોળે લીધા ભગવાન. માતા. ૧૫ છાના રહોને શ્રીનાથજી, માતા કરાવે પયપાન. માતા. ૧૬ હેતે ગાતીરે હાલરૂ ચૂલે ઉભરાયાં દૂધ. માતા. ૧૭ મુકી દીધા શ્રીનાથજી, ચત્રુભુજને ચડીએ રીસ. માતા, ૧૮ ગોળી ફોડીરે મહીતણી, કકડા થયા દશ વીશ. માતા. ૧૯ મહીડાં સર્વે ઢળી ગયાં, જશોદાને ચડીયેલ રીસ. માતા ૨૦ સોટી લીધીરે મારવા, નાઠા જાયરે ભગવાન. માતા. ૨૧ આગળ જઇને કોઇ આંતરો, પ્રભુજી આવે નહીં હાથ. માતા. ૨૨ માતા દોડીને થાકીયાં, દયા આણી આવીયા હાથ. માતા. ૨૩ જશોદા દામણું બાંધતાં, બંધાય નહીં ગોકુળનાથ. માતા. ૨૪ બબ્બે આંગળ ખુટે દાંમણાં, થાકયાં જશોદારે માય. માતા. ૨૫ ચૌદ ભુવનનારે નાથજી, તે તો કેમરે બંધાય ? માતા. ૨૬ માતા થાકયાં રે જાણીને, બંધાયા એકજ દામ. માતા. ૨૭ ઉખળે તાંણીને બાંધીયા, ભક્તાધીન છે ભગવાન. માતા. ૨૮ એવું સમજી ભજો નાથને, કહે છે દાસનો દાસ. પૂરણ કરશે મન કામ, એવા એ તો શ્રીનાથજી. ૨૯

ધોળ ૬.

સુઈ જાઓને કાહ્નન, પોઢી જાઓને કાહ્નન. ઉંઘી જાઓને કહાન, હાલરીઉં હુલરાવે જશોદા માવડી. ૧ કાહ્નના તમને આળસ છે ભારી, મારે ભરવી જમુના-જળ ઝારી. સુઇ જાઓને. ૨ કહાના કામ કરૂં કે તમને તેડું, મારે જવું છે જમનાં જળ બેડું. સુઇ જાઓને. ૩ કાહ્નના વાછડાં વાળીને દોહ્નવી ગાવલડી, કહાના ગોપીઓને છાશ તો નવ રાવી. સુઈ જાઓને. ૪ કાહ્નના બારણે તો બગલાં બોલે છે, આંગણીયે મોરલાં ટહુકે છે. સુઈ જાઓને. ૫ કહાના પારણે તો બાંધી હીરદોરી, ઝુલાવે છે જશોદાજી ગોરી. સુઇ જાઓને. કાહ્નના ૬ કાહ્નના અઘા તે સુરને માર્યો છે, કહાના બગા તે સુરને ઝાહ્યો છે. સુઈ જાઓને. ૭ કાહ્નના તમને તો આલું માખણ પેંડા, કાહ્નના જુઠુજુઠુ શાને રડો. સુઇ જાઓને.૮ કાહ્નના તમને તો આલું માખણ લાડુ, કાહ્નના છાના રહો તો ગોદે તેડું. સુઇ જાઓને. ૯ કાહ્નના માસી તે પૂતનાને મારી છે, કાહ્નના ગોપીઓને રાસ રમાડી છે. સુઈ. ૧૦ કાહ્નના ગોપીઓ તો જોઇ જોઈ નિરખે છે, કાહ્નના માધવદાસ જોઈ હરખે છે. સુઇ જાઓને.૧૧

પલનું ધોળ પદ ૭.

ઝુલે ઝુલેરે જશોદા મૈયા તેરો લલના. મૈયા ઝુલે પલના-ઝુલે ઝુલે. ૧ કાહેકોરે બન્યો તેરોરે પલનો, કાહેકી દોરી લગે ફુદના-ઝુલે ઝુલે. ૨ અગર ચંદનકો બન્યોરે પલનો, રેશમકી દોરી લગે ફુદના-ઝુલે ઝુલે. ૩ બહાર દેખું તો બાર વરસકો, ઘરમેં દેખું તો ઝુલે પલના-ઝુલે ઝુલે ૪ પુરુષોત્તમપ્રભુકી છબી નિરખત, બિન દેખે ના પરે કલના-ઝુલે ઝુલે. ૫

ધોળ ૮.

આવ્યા શ્રીગોકુળ તારવા, છબીલો લાલ આવ્યા શ્રીગોકુળ તારવા. વસુદેવ દેવકીને ઘેર જન્મ ધર્યો છે, નંદજીના ગૌધન ચારવા. છબી૦ ૧ માસી પૂતનાના વહાલે પ્રાણજ લીધા, મામા તે કંસને મારવા. છબી૦ ૨ ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો, ઈંદ્રના માન ઉતારવા. છબી૦ ૩ વૃંદા તે વનની કુંજગલનમાં, ગોપીઓને રાસ રમાડવા. છબી૦ ૪ વલ્લભના સ્વામી પ્રભુ રસિકશિરોમણિ, ભૂમિનો ભાર ઉતારવા છબી૦ ૫

ધોળ ૯.

ગોળી ફોડી મારી ગોળી ફોડી, જુઓ જશોદા ગોળી ફોડી. ગાયની ગમાણે ગોવિંદ સંતાયા, વાછરૂ

તો મારાં મેલ્યાં છોડી. જુઓ. ૨ સૂતાં બાળકનાં અંગ મરોડયાં, નૈયાં ને નોતરાં નાખ્યાં તોડી. જુઓ. ૨ શીંકુથી રે વ્હાલે ગોરસ ઉતાર્યાં, ખાધાં નહીં એટલાં નાખ્યાં ઢોળી. જુઓ. ૩ ચાર પાંચ ગોપીઓ ટોળે મળીને કાના ને બાંધીએ તાણી તાણી જુઓ. ૪ ચાલો જશોદા માતાને કહીએ, આવડા રાવ તે કોને કહીએ, જુઓ. ૫ વલ્લભના સ્વામી પ્રભુ રસિકશિરોમણિ, ગોળી ફોડી મારી જાણી જાણી. જુઓ. ૬

ધોળ ૧૦.

ઉભા કદમ વન વેલીમાં છબીલો લાલ ઉભા કદમ વન વેલીમાં, જો પ્રભુ મારે મંદિર પધારો તો રાખું રમાડું હથેળીમાં. છબીલો લાલ. ૧ પ્રભુના શ્રી અંગમાં જેવી કોમળતા, તેવી મેં ન દીઠી ચંબેલીમાં. છબીલો લાલ ૨ શ્રી મુખ નિરખવાને તનડું તલપે છે, ઘડી નથી ગોઠતું હવેલીમાં છબીલો લાલ. ૩ ગોપાલલાલ નંદ સુવનને, મનડું મોહ્યું છે નંદ હેલીમાં. છબીલો લાલ. ૪

ધોળ ૧૧.

ઉભા શ્રી જમુનાજીના તીરમાં, છબીલો લાલ ઉભા શ્રીજમુનાજીના તીરમાં. મેં જલ જમુના ભરનકો ગઇતી નાથજીને નિરખ્યા છે નીરમાં. છબીલો લાલ. તારે ને

મારે કાના પ્રીત બંધાણી, ગાંઠ પડી છે જેમ હીરમાં. છબીલો લાલ. વૃંદા તે વનની કુંજ ગલનમેં, કાંટો ભરાયો મારા ચીરમાં. છબીલો લાલ. વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણિ, ખાંડ ભળી છે જેમ ખીરમાં. છબીલો લાલ.

કાનુડાએ મોતી વાંવ્યાનું ધોળ ૧૨.

શ્રીગુરૂ ચરણ રજ વંદુ પ્રેમે કરૂ પ્રણામરે ॥ વલ્લભકુલ-
કરૂણાથીજ કહું છું ॥ ગોવિંદના ગુણ ગાઉં રે ॥૧॥
ગાતાં સાંભળતાં અનુભવતાં, નિશ્ચે હોય પવિત્રરે;
પાંચ વરસના થયા પુરૂષોત્તમ મસ્તક મુકટ બિરાજેરે॥૨॥
બાંહલડી બાજુબંધ પોંચી, વેઢ વીંટી વાળારે,
હુગ હુગી માલા મણિ મુક્તા, કંઠે કૌસ્તુમણિ શોભેરે ॥૩॥
સોનાના કંદોરા સોહીયે, પીતાંબર પટ ભારેરે;
ઉપરણી આછી ઓઢીને, ઝાંઝરડી ઘણી ઝમકેરે. ॥૪॥
જગજીવનને જોઈ જોઈને, મીઠડાં લે છે માતારે;
મોહનજી માતાને કહે છે, સાંભળો મોરી માતારે. ॥૫॥
આપણા આંગણીયા આગળ, મોતીડાં વવડાવોરે;
મુક્તા કેમ ઉગે મારા મીઠા, આ શી વદો છો વાણીરે. ૬
કહો તો રૂડી કેળો રોપાવું, ઉત્તમ નાગર વેલરે;
દાડમ દ્રાક્ષ સીતાફલ સુંદર, ચંપોને ચંબેલીરે. ॥૭॥

લવીંગ એલચી બદામ બીજોરાં, નાળીએર સોપારીરે;
તેલ ફુલેલ સોડમ સુખડનાં,ફલ્યા આંબા વવડાવું રે.।।૮।।
ગાદી તકીયા ને રે બીછાનાં, ફુલે પાઉં ભરાવું રે;
મધ્યે મોટા મહેલ ચણાવું, કુંભકારજ કરાવું રે. ।।૯।।
એવું નવ જોઇએ મારી માતા, રડે ને રાતા થાયરે;
રોતા મેલીને રસીયાને, માતા મોતી લાવ્યાંરે. ।।૧૦।।
ઉગશે કુંવર કરમ તમારાં, બોલ્યાં છે બહુ રીસરે;
કાનુડે કયારા રે બનાવી, વહાલ કરી વવડાવ્યાંરે. ।।૧૧।।
મધ્યે સુવેને મળસકે ઉઠે, મા જોતાં ના દીઠુ કાંયરે;
બીજે દહાડે અવની ઉપર, સોઇયાં કાઢયાં સાતરે. ।।૧૨।।
ત્રીજે, ચોથે છઠ્ઠે સાતમે, ઓપ્યા ઉત્તમ કયારારે;
મોતી પાકયાં લીલી લટરે, જોવા આવ્યું સારૂં ગામરે.
વ્રજવાસી સૌ વાત કરે છે, કાનુડાનાં કામરે;
વીણી ચુંટી છાબ ભરીને, લાવ્યા મદિર માંયરે.।।૧૪।।

ખીચડીનું ધોળ ૧૩.

રૂડી રાંધી છે રસીયાજી કાજે ખીચડીરે.
દાલ ચોખા જુગતે જોયા, સુંદર જમુનાજલથી ધોયા,
મધુરે મધુરે તાપે માખન ખીચડીરે રૂડી. ।।૧।।
ઘી ઘણેરૂં ઠોર કચોરી; સંધાણું પાપડ અલબેલો;
ચોખા ચોળાની ચતુરાઇથી વડી કરીરે. ।।૨।।

સૂરણ કેરાં શાક વધાર્યાં, વેંગણ કેરાં ભરતાં કીધાં;
લલિત લવીંગને છમકારી સુગંધ કરીરે. ॥૩॥
ખાટી છાસે વેસણ ભેળ્યાં, લુણ મરીને હરદી ગેર્યાં,
મારે કાનુડાને કાજે સુંદર કઢી કરીરે. ॥૪॥
ખમણ ટોપરૂ તલસે કીનો, મીઠો લીમડો વનથી લીનો,
સરસ પકોડી નાખી કડવે તેલે તળીરે. ॥૫॥
મારા કાનુડાને કાજે સુંદર કઢી કરીરે,
મારા પ્રાણજીવનને કાજે પીળી કઢી કરીરે. ॥૬॥
હીંગ, મરચાં રાઈ લુણને કચરીયાં કેરીની સાખે,
ઘણે પહોરે ઉકળાવી સિદ્ધ કરીરે. ॥૭॥
દાસ કહે છે હો અધિકારી, પરસાદી આપો ગિરિધારી;
મારા પ્રાણજીવને ભલી ભાંત ભોજન કર્યાંરે. ॥૮॥
મારા કાનુડાને કાજે સુંદર કઢી કરીરે.

ધોળ ૧૪.

મારા વાલા ગોપીઓની સંગે રમશો મા. રમશો મા ભેળા ભમશો મા. મારા વાલા ગોપીઓની સંગે રમશો મા. ગોકુલની ગોપીઓ છે કામણગારી, ભેળા બેસીને તમે જમશો મા. મારા વાલા. મહીરે માખણની ખોટ કયાં છે આપણે, પારકાં મંદિરીયામાં ભમશો મા. મારાવાલા. મારી માડી ગોપીઓ છેડા છોડે છે કયાં,

છેડા છોડે છે કયાં પૂંઠે દોડે છે. મા. મારી માડી જમુના કીનારે મારે ગાયોરે ચારવી, પાણીડાં ભરવાં એમને દહાડી. મારી માડી. ઝબલાં ટોપી મારાં કાઢી મૂકે છે, મને હીંચોલે ઘોડીયામાં ઘાલી, મારી માડી. મંદિર માળીયાં મારાં પાડી મૂકે છે, મને ઓરાઢે નવરંગ સાડી. મારી માડી. શ્રીવલ્લભના સ્વામી પ્રભુ રસીક શિરોમણિ. પ્રેમને વશ વનમાળી. મારી માડી ગોપીઓ છેડા છોડે છે કયાં.

ધોળ ૧૫.

ગાવડી લાવો ગોતી મારા વ્હાલા, ગાવડી લાવો ગોતીરે; નંદના ગોવાળીયા તમને ભળાવી, કેમ કહો છો ગાય નહોતીરે. ૧ કયાંરે ચરાવીને કયાંરે પીવડાવી, કયા બપોરે ગાય નહોતીરે; સવારે છોડીને બપોરે, હેરવી, સાંજે કહો છો તે ગાય નહોતીરે. ૨ સોના શીંગડીયો ને રૂપાની ખરીયો, હીરાની મોરડી સોહતીરે; આંખે છે આંજરી ને મુખે છે માંજરી, હૈડા સમાની ગાય હોતીરે. ૩ કરમાં છે કાંકણીને હાથમાં છે દુંણી, લાડે કોડે ગાય દોતીરે; નંદલાલને ઘેર નવ લક્ષ ગાયો, હરખેસું મહિડાં વલોવતીરે. ૪ ગોકુલ જોયું વૃંદાવન જોયું, જમુના કીનારે ગાય હોતીરે;

વલ્લભના સ્વામી પ્રભુ રસિકશિરોમણિ, ગોપીઓ આનંદ પામીરે. ૫

ધોળ ૧૬.

કાનુડો કાળજાની કોર છે, બેની મારી;
કાનુડો કાળજાની કોર છે. ટેક.
લટપટી પાગ ને કેસરીયો વાગો;
માથે કલામય મોર છે બેની. ૧
વૃંદા તે વનમાં વાલે વાંસલડી વગાડી;
મુરલીનો સ્વર અતિ જોર છે બેની. ૨
માધવદાસના પ્રભુ રસિકશિરોમણિ;
ગોપી સંગ પાધરો દોર છે બેની. ૩

## વ્રજાંગનાઓનાં ધોળ.

દ્વિદલાત્મક સ્વરૂપનો ગરબો.

("ઓરા આવની સલુણા પ્રભુ શામળા જો" એ રાગ.)

શ્રીમદ્‌રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ યુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્. ૧
આવે એકરૂપ બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્. ૨
એમાં અનુભવીને તો સુધી સમજણ પડે જો;
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો. શ્રીમદ્. ૩

તે માટે કહું દૃષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સઘ સંશય નાખે તોડીને જો. શ્રીમદ્. ૪
ત્વચાસહ ચણો જેમ એક ભાષ્યમાન છે જો,
અંતરમાં સમાન દ્વિદલ વિદ્યમાન છે જો. શ્રીમદ્. ૫
હાવાં કહું પૃથક્ પ્રકટ થવા તણી વિધિ જો,
ઘનશ્યામ થકી શ્યામા આનંદના નિધિ જો. શ્રીમદ્. ૬
શ્રીજી સાગર ને લહેરી ભાનુનંદિની જો,
ઇંદુ અલબેલો અલબેલી ચારુ ચંદ્રિની જો. શ્રીમદ્. ૭
વિઠ્ઠલ વહ્નિ ને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્. ૮
રૂપ રસિકવર છબીલી છાયા તો તણી જો,
પુરુષ પુરુષોત્તમ રામા રાધિકા બણી જો. શ્રીમદ્. ૯
કૃષ્ણ આત્મા રાધા, રાધા કૃષ્ણનો સહી જો;
એમાં અધિક ન્યૂન કોઈ કહેવાયે નહી જો. શ્રીમદ્. ૧૦
પરસ્પર શોભા એક એકની ભણું જો,
એકલાં ન શોભે કહું દૃષ્ટાંત તે તણું જો. શ્રીમદ્. ૧૧
કેસરી અરણ્ય જેમ ચંદ્ર જામિની જો,
શીષ કેશ, દેહી દેહ મેઘ દામિની જો. શ્રીમદ્ ૧૨
પરસ્પર ઉભય એકેકમાં વ્યાપી રહ્યાં જો,
પ્રીતમ પ્રિયા, પ્રિયા પ્રીતમ સંભવે કહ્યાં જો. શ્રીમદ્. ૧૩

અનલ દહનતા જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્
એ વિધે સ્વરૂપ લાલ લાડિલી તણું જો,
એ બે થકી લીલા સર્વ અપર નહિ અણું જો; શ્રીમદ્.
સદા રસમય સંભોગી રસ રાસના જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસનાં જો. શ્રીમદ્. ૧૬.

ધોળ ૨.

નંદકુંવરજીનું પ્રાણજીવન ધન, રાધા રંગીલી મૃગયાનેણીરે લોલ; અખિલાનંદદાયક અલબેલો છેલો, તું તો તેને સુખદેણીરે લોલ. નંદ.૧ કીર્તિકુમારી વ્રખુભાન દુલારી, પ્યારી શેષ મહેશની માતારે લોલ; તે ગિરધર તારા ચરણ સેવે છે, જેનાં સેવે ચરણ શિવ ધાતારે લોલ. નંદ. ૨ શ્રીમહાલક્ષ્મીજીની અંશ વિભૂતિ, જગ સુંદરી શિવાદિક નારીરે લોલ; ક્યાંલગી વર્ણું રૂપરૂપાળી રાધા, તે કમળા તે કળા તારીરે લોલ. નંદ. ૩ વેદ સરીખા જેનો ભેદ ન જાણે, મોટા મુનિવર વાંછે પદરેણુરે લોલ; તેણે તુંને કરી હાર હૈયાનો, મણિ મુકટ લોચનનું ઘરેણુંરે લોલ. નંદ. ૪ ચકોર ચંદ્ર ફણી મણિ જખ જલ, ઉપમા શું દેઉં પડયું કાચુંરે લોલ; પાસે બેઠી છે પિયુ પ્રતીત ન માને, જાગે સ્વપ્ન

હશે કે આ તે સાચુંરે લોલ. નંદ ૫ જેહેવી પ્રીતમજીને પ્યારો પ્રિયાજી, તેવા પ્રીતમજી છે તુંને પ્યારારે લોલ; અકકેકાના છો તમો પ્રાણ પરસ્પર,નયનનલિનના તારારે લોલ. નંદ. ૬ અમૃતથી અધિકી રસક્રીડા, સદા વૃંદાવનમાં કરિયેરે લોલ; ભામણાં લઇ લલિતાદિક કહે છે, અમો રસ હૃદયામાં ભરિયેરે લોલ. ૭ અખંડ અવિચળ રાજો આ જોડી, અમો જીવિયે જોઈ નિશ દહાડોરે લોલ; નિજબળથી નિજ જાણી દયાને આપો, પ્રેમ જુગલપદ ગાઢોરે લોલ. ૮

ધોળ ૨.

રાધાજીની ચરણકમલરજ, મોહન મસ્તક મહેલેરે કયાં છે કયાં છે રાધે વેણુ લઈ વનવન હેલેરે રાધાજી. ૧ વૃંદાવનની કુંજ ઘણેરી, ગલીયે ગલીયે ડોલેરે, પગલે પગલે પંથ નિહાળે, વિહવળ થઇને બોલેરે. રાધાજી. ૨ પ્યારીનું પગલું નવ દીઠું, શીષ ધુણે ઢળી જાયેરે, લાંબો સોર કરીને વ્હાલોજી, રાધાના ગુણ ગાયેરે. રાધાજી. ૩ ગાન કરી મન ધીર ધરિ ઉર, ધ્યાન ધરે દગ દરસાંરે, આગળ જઈ એક કુંજમાં જોતાં, ચરણ ચિન્હ ત્યાં દરસાંરે રાધાજી. ૪ જે પદરજ બ્રહ્માદિક ખોળે, કયમ નહિં તે લાધેરે, રાત દિવસ દઢ ધ્યાન ધારણા,

યોગ સમાધિ સાધેરે રાધાજી. ૫ જે ચરણરજ શેષ મહેશાદિક, પણ પાર નવ પાવેરે, વ્યતીત કાળના કાળ થયા પણ, સ્વમાંતર નવ આવેરે. રાધાજી. ૬ તે ચરણજ મોહન ખોળે, વાર વાર વન જાયેરે, એટલે રાધાનો સ્વર સુણીયો, સાંભળતાં માંહેરે. રાધાજી. જાણ્યું રાધા છે એ કુંજમાં, વેણુ લઈ સ્વર સાધ્યોરે, પ્રત્યક્ષ આવી દરશન દીધું, અધિક સ્નેહ રસ વાધ્યોરે રાધાજી. એ દંપતી સુખ કહ્યું જાય નહીં, વરણન કરી હું રાચુંરે, પણ રસના કરિ એક વિધાતા, તે થકી સરવે કાચુંરે. રાધાજી. એ કુંજ સુખ કોઇ પાર ન પામે, ધ્યાન હૃદયમાં રાખેરે, ભાગે નરસૈંયો બેહુ કર જોડી, કોઈ વિરલો રસ ચાખેરે. રાધાજી.

ધોળ ૪.

રાધે રૂપાળી રસીલી તારી આંખડીજો,
જોડી કૃષ્ણસમાન છબી ફાંકડી જો. રાધે. ૧
ઉપમાએ અધિક નહિ તુંથી મૃગલોચની જો,
વિના એ જનમનરંજન ભવ મોચનીજો. રાધે. ૨
તારું ચંદ્રવદન કહેતાં લાજું તારુણી જો;
એક તો કલંકી વિષબંધુ વારુણી જો. રાધે. ૩

વેણી વાસુકી જડિત્ર રત્ન રાખડી જો;
તને જોતાં બીજું જોવાની થાય આખડી જો. રાધે. ૪
રતિ રૂપતણો ગર્વ મુકીને ખસી જો.
રસિકરાયના હૃદેમાં તું સદા વસી જો. રાધે. ૫
મદનમોહનનું મન હરતું મન મોહની જો;
નથી વિરંચિએ રચી, તુજ છબી સોહની જો. રાધે. ૬
સકળ ભૂપમાં જોતાં તું લાધ્યો શ્રીહરિ જો;
ઉમા રમાને સાવિત્રી ત્રિપુરસુંદરી જો, રાધે. ૭
તારી ઉપમા સરખું બીજું કોઈ નથી જો;
થાકયા ઉત્તમ કવિ વેદ સ્મૃતિને મથી જો. રાધે. ૮
રસિક રૂપ જુગલ વસો હૃદેમાં ઠરી જો;
દાસ દયાને સુખદાતા એક તમો હરિ જો. રાધે. ૯

ધોળ ૫.

જીરે ઝુલવાને આવો રાજ, ચંદ્રભાગાજીના બાગમા. જીરે ઝુલવા ધારો છો તે વાત આજ લાગમાં જીરે, ઝુલવા. ૧ મળ્યાં રાધિકાને ચંદ્રાવળી જીરે, ઝુલવા. મસલત કીધી છે બેઉં મળી જીરે, ઝુલવા. ૨ રસ બસ થયાં સ્નેહ રંગમાં જીરે, ઝુલવા. રોષતણો લેશ નહી મનમાં જીરે, ઝુલવા. ૩ ચંદ્રાવળીજી પાયે લાગીયાં જીરે. ઝુલવા. મારે ઘેર પધારો વચન માગીયાં જીરે,

ઝુલવા. ૪ વાટિકા માંહે હિંડોલો બંધાવીએ જીરે, ઝુલવા. ત્યાં પ્રાણજીવન પધરાવીએ જીરે, ઝુલવા. ૫ ઘમરઘટા છે ઘણી વૃક્ષની જીરે, ઝુલવા. ન્યૂનતા નથી ત્યાં એકે પક્ષની જીરે, ઝુલવા. ૬ ત્રિવિધ પવન લલિત કુંજ છે જીરે, ઝુલવા. પુષ્પલતા ઝુલે અલિગુંજ છે જીરે, ઝુલવા. ૭ માધુરી સખી પક્ષીનો નિવાસ છે જીરે, ઝુલવા. અવસર અદ્દભુત શ્રાવણ માસ છે જીરે, ઝુલવા. ૮ જુગલ કિશોર ત્યાં ઝુલીયે જીરે. ઝુલવા. ઝુલાવા તમોને અમો ફુલીએ જીરે, ઝુલવા. ૯ વચન દીધું હા કહી કીર્તિલલી જીરે, ઝુલવા. રાજને બોલાવા મુને મોકલી જીરે, ઝુલવા. ૧૦ લલિતાનાં વચન સુણી છેલડો જીરે, ઝુલવા. તત્ક્ષણ પધાર્યો અલબેલડો જીરે, ઝુલવા. ૧૧ ધારી તે વિધિ સહુ સહજ થઈ જીરે, ઝુલવા. તે સમાની પલક પરમ સુખ લઇ જીરે, ઝુલવા. ૧૨ હીંડાલે બેઠાં બન્યો બેલડી :જીરે, ઝુલવા. ઝૂલે ઝૂલાવે સાહેલડી જીરે, ઝુલવા. ૧૩ વિવિધનાં વાજીંત્ર વામા વાયાછે જીરે, ઝુલવા. નવનવાઈ ધોળ નારી ગાય છે જીરે, ઝુલવા. ૧૪ હીંડાળો જડિત્ર કનક ને મણિ જીરે, ઝુલવા. ઝુલે જુગલરૂપ બહુ બની ઠણી જીરે,

ઝુલવા. ૧૫ રસતણા સમુદ્ર લહેરો ખાય છે જીરે, તેમાં દાસ દયો ઝીલી ગુણ ગાય છે જીરે ઝુલવા. ૧૬

વ્રિજવાસણીનો ગરબો ૬.

ગરબે રમવાને ગોરી નિસર્યાંરે લોલ. રાધિકા રંગીલી જેનું નામ અભિરામ વ્રજવાસણીરે લોલ. તાળી દેતાં વાગે ઝાંઝર ઝુંમખાંરે લોલ. ૧ સંગે સાહેલી બીજી છે ઘણીરે લોલ, કાંઇએક કહું તેનાં નામ વ્રજ-વાસણીરે લોલ. તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાંરે લોલ. ગિડ ગિડ તોમ છુમછુમછુમ વાજે ઘુઘરારે લોલ, તાળી ૨ ચંદ્રભાગા ને ચંદ્રાવળી રે લોલ; ચંપકલતા છે ચારૂ રૂપ; વ્રજ, તાળી. લલિતા વિશાખા વ્રજમંગળારે લોલ. માધવી ને માલતી અનુપ. વ્રજ. ૩ મન્મથમોદા ને મનઆતુરી રે લોલ, હંસા હર્ષા ને હીરા નામ. વ્રજ- તાળી, કેતકી પ્રગલ્ભા પ્રેમ મંજરી રે લોલ, એ આદે સખી સૌ સુખધામ, વ્રજ. તાળી. ૪ વિવિધનાં વાજીંત્ર વાજે છંદમાં રે લોલ, તાલ સ્વરે મળી કરે ગાન, વ્રજ. તાળી. લોલ કહેતાં અરુણ અધર ઓપતાંરે લોલ; લટકે નમી મેળવે સહુ તાન વ્રજ. તાળી. ૫ ખેલ મચ્યો વે વૃંદાવનમાં રે લોલ, બંસીબટ ચોક રસરૂપ વ્રજ. તાળી. ગરબો જોવાને ગિરિધર આવિયા રે લોલ,

મોહ્યા જોઇ શ્યામાનું સ્વરૂપ વ્રજ. તાળી. ૬ તે પ્રમાણે મોહ્યાં સામાં સ્વામિની રે લોલ. વ્યાપ્યો બેહુ અંગમાં અનંગ. વ્રજ; તાળી. લલિતા લઇ મેળવ્યાં નિકુંજમાં રે લોલ, રસભર્યાં રમાડયાં રતિરંગ. વ્રજ. તાળી. ૭ આનંદસાગર તાંહાં ઊછળ્યો રે લોલ, મગન થયાં લાડલી ને લાલ, વ્રજ. તાળી. પરમ પવિત્ર એ ચરિત્રને રે લોલ, દાસ દયો ગાઇ નિહાલ. વ્રજ. તાળી, ૮

ધોળ ૭.

આઠ કુવા ને નવ વાવડીરે લોલ, સોલસેં પનિહારીની હાર; મારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહી વેચવારે લોલ. ટેક. સોના તે કેરૂં મારૂં બેડલું રે લોલ, ઉઢેણી રત્ન જડાવ. મારા. ૧ કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ, તુટયો મારો નવસર હાર. મારા. ૨ કાંઠે તે ઉભો કહાનજીરે લોલ, ભાઇ મને ઘડુલો ચ્હડાવ. મારા. ૩ હું તુંને ઘડુલો ચડાવું રે લોલ, થાય મારા ઘર કેરી નાર. મારા. ૪ તુજ સરખા ગોવાળીયારે લોલ, તે તો મારા બાપના ગુલામ. મારા. ૫ તુજ સરખી ગોવાલણીરે લોલ. તે તો મારા પગની પેજાર. મારા. ૬ દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ, તે તો મારા પ્રાણના આધાર. મારા. ૭

# દાનલીલા.

## ગરબી ૧.

મહિયારી મળી ચાલી મહિ વેચવા, મધ્ય શ્રીરાધા રૂપતણો ભંડારજો; ગોપીજન કોણ સંગે હતાં, તેનાં કંઈ.એક નામ કરૂં ઉચ્ચારજો. ૧ લલિતાજી ચંદ્રભાગા ચંદ્રાવળી, ચંપકલતા વિશાખા વિરજા વૃંદાજો; રત્નપ્રભા વિમળા ને વ્રજમંગળા, નૃત્યકળા રત્ના નાગરી ને નંદાજો. ૨ રતિકળા રસિકા રસલીના રમા, ભદ્રા શ્યામા કાવેરી ને હીરાજો; છબીધામા કલહંસા મધુમાધવી, માલતી મોહની કેતકી ને રતિધીરાજો. ૩ સુચરિતા કૃષ્ણા કમળા સૌરભા, ચિંતામણિ કુંડલા સુંદરી રંગાજો; કુમુદની હંસા લીલા મનોરમા, મધુ-રક્ષણા પ્રવીણા પ્રેમદા ગંગાજો. ૪ એ આદિ સખી ચાલી સહુ સમજણી, મનમાં મોહન મળવા તણો વિચારજો; કહો સજની કયમ કરવું કયહાં ચાલવું, કહો આજ કયહાં મળશે નંદકુમારજો. ૫ કોઇ કહે દાનઘાટીમાં દેખશું, કોઈ કહે કદંમખંડીમાં ભેળાં થઇશુંજો; કોઇ કહે શ્યામઘાટ હશે શામળો, કોઈ કહે બંસીબટમાં જઇશુંજો. ૬ એવામાં શ્રીગોવર્ધનની

તળેટીમાં, અંતર્જામીયે કીધો મુરલીનાદજો; ગાય મિષે ગિરી ચઢી ગોપાળજી, સમજણ પડવા લાંબો કીધો સાદજો. ૭ દૂરથકી સુણી વાલમની વાંસણી, લાગી તાલાવેલી ટળ્યું સહુ ભાનજો; સર્વ સખી નમીરે ગોવર્ધન ભણી, મનમાં આતુરતા ને પ્રગટયું ગુમાનજો ૮ આવી તહાં જહાં અલબેલોજી હતા, સામાસામી મળ્યા નેહનાં નેણજો; મંદ હસે મન મોહ્યું બંને તણું, રસ વધવાને બોલ્યાં વાંકાં વેણજો. ૯ પ્રભુ બોલ્યા સાંભળજો સહુ ગોપિકા, સાંભળ શ્રીવૃખભાનસુતા અલબેલીજો; રહો ઉભી દાણ લાગે અહિં દધીતણું, જાઓ ધસી શું જોબન મદની છકેલીજો. ૧૦ એમ સુણી લલના બોલી લાલશું, ગુમાને ગળ્યા છેક છકયા શું ચાલોજો; વાત કરો આઘા રહી અલબેલડા, પાસે આવી પાલવડો માં ઝાલોજો. ૧૧ કાહાન કહે તું સાહા મારો છેડલો, હું મૂકું તોએ તું ના મુકેશજો; હું અટકયો સાટે અડતું મુજને હું હાર્યો રાધા તું જીતી ઠરેશજો. ૧૨ મર્મતણી વાણી સુણી કહે સ્વામિની, ભલી બતાવી હારજીતની ચાલજો; બહું ભોળા કહીને નેન નચાવીયાં, અધર હસીને ચોંટી દીધી ગાલજો. ૧૩ હરિ હસીને કર સાહ્યો શ્યામાતણો, આપ્ય દાણ મહી વેચે તો લે મૂલજો; ગોપ

લહી પાય મફત જો માનુની, તો આ વ્રજમાં નહી કોઇ તુજ તુલ્યજો. ૧૪ કહે રાધા કર મુકો કહું કયારની, વનમાં સ્ત્રી રોકો એ ખોટું કાજજો; થાઓ ડાહ્યા લાલ હવે મોટા થયા, નથી લહેતા તમો કપરૂં કંસનું રાજજો. ૧૫ કૃષ્ણ કહે કંસનું અહીં શું ઉપજે, વૃંદાવનમાં રાજા મદન નરેશજો; રહો ઉભાં આણુ તમોને તે તણી, રીઝવશો મુજને તો જાવા દેશજો ૧૬ એમ કરી છડી આડી ધરી છેલડે, રસ્તો રોકી ઉભા નટવર નાગરજો; રાધાજી હાવાં ઉત્તર આપશે, સુણશે પ્રીતમ દયારામ સુખ સાગરજો. ૧૭

ગરબી ૨.

માગરડો મેહેલોરે મોહનલાલજી, આઘા રહો અલબેલા ન કરો આળજો; વારૂં છું સખણા રહેજો શામળા, નહિતર મારા મુખની ખાશો ગાળજો. માર. ૧ હરિ બોલ્યા અબળા થા મા આકળી, ચાખંતામાં ચમકી થાય શું લાલજો; બોલ ખરૂં ગોરસનું શું થાયછે, મૂલ આપીને લઇશું તારો માલજો. ૨ છાના રહો શાણપણું સમજું સહુ, કાળજડામાં કપટ વચન તો ઠીકજો; કોહો શાને મુખ લોહ્યું મુજ છેડલે, આ જુઓ લાગ્યો રંગ તંબોળની પીકજો. ૩ સુણ શ્યામા સ્હેજે

રંગ લાગ્યો હશે, અમો ન સમજુ કપટ ગમે નહી રહાડજો; આ લે તું ખા બીડી પ્યારી પાનની, સામો મારે મુખડે રંગ લગાડજો. ૪ એમ સુણી રાધા બોલ્યાં રીસમાં, ભ્રુકુટીમાં રુચિરહાસ્ય મધુરૂં ભાસેજો; આઘા રહો અડશો મા ઉરમાળને, મૂકો મટુકી મહી મોંઘુ ઢોળાશેજો. ૫ કહાન કહે મહી મોઘું તે કેટલું ? મુખડે માગે તેટલું આપું ધનજો; કહે મુજને લો બાધો મહી મૂલમાં, પણ ગોરસપર લલચ્યું માહારૂં મનજો. ૬ સુણી એવું લટકે બોલ્યાં લાડલી, વાલમજી વેચાવું તો નથી સહેલજો; મહી પીતાં મોહન થાશો માહરા, કરીશ ગમે તેમ રાખીશ મારે મેહેલજો. ૭ સમ સાચા ખાઓ સાક્ષી કોણ કહો, કપટીનો તે શો અમને વિશ્વાસજો; પ્રભુ બોલ્યા સાક્ષી વ્રજમંડળ સહુ, ગોધનના સમ હું તારો દાસજો. ૮ સુણી આવી વાણી રીઝયાં રાધિકા, મન ગમતું ગોરસ ગોવિંદને પાયું જો; બલિહારી દયો એ જુગલ સ્વરૂપને, પરમ પવિત્ર ચરિત્ર ગોવિંદનું ગાયુંજો. ૯

ગરબી ૩.

નંદનંદન રસીલા વર લાડીલારે, વ્રજવનિતાના પ્રાણ આધાર. મુકો મારગડો જાવા દો કંહુ છું ક્યારનીરે,

અમને વાર ઘણેરી થાય છે વિઠુલારે. દેખે લોકડીઆંને જાય અમારી લાજ, મુકો મારગ જવા દો.

સાખી—પાલવ શું પકડી રહ્યાં, માથે મહિનાં માટ, સાસુડી સંતાપશે, ઘેર જોઈ રહ્યાં હશે વાટ, ઘેરે નણદલ છે બહુ બોલકાંરે, મારે પેરે પેરે મોહન કેરાં બાણ. મુકો. સાખી—એક બીજાને પુછતાં કરતાં કોણ ઉપાય, કામણગારે કાનુડે અધવચ લુટ્યાં આજ. આવાં દાણ કહીનાં લીધાં નથી કાંઈ સાંભળ્યાં રે. આવી નવલી રીતો ન હોય, મુકો મારગ જવા દો કહું છું ક્યારની રે. સાખી—કે દીના દાણી થયા વળી કેનાં લીધાં દાણ ? અહિંયાં અમને રોકશો તો મોટી થાશે હાણ. શાણા સમજણ રાખી, રહેજો અમથી વેગળારે. નહિ તો ખાશો મારા મુખડાં કેરી ગાળ, મુકો મારગ જવા દો કહું છું ક્યારની રે. સાખી—રકઝક ત્યાં બહુ થઇ પડી, ગોપી ને ગોવાળ, મટુકી ફોડી કાનુડે, ગોપી થયાં નીહાલ. દધી દુધ પ્રભુ સર્વે આરોગીયારે, ગોપી ગયાં જશોદાજીને ફરિયાદ. મુકો. સાખી—ગોપી નંદભુવન ગયાં, જ્યાં બેઠાં જશોદા માય, વીતેલી સરવે કહી, વન તણી કથાય. એવો લાડકવાયો, છે તમારો કાનુડોરે. અમ સરખાં સાંખીને ઘેર જાય. મુકો. સાખી—જશોદાયે

કહ્યું સાનમાં, સમજાવી વ્રજ બાલ. હૃદય ભરાયું પ્રેમશું, ગોપી થયાં નીહાલ. ગોપી આજ્ઞા માગીને ત્યાંથી પરહર્યાંરે, માધવદાસના દાસની વિનતિરે, અમને દે જો શ્રીવ્રજમાં વાસ.મુકો મારગ જવા દ્યો કહું છું કયારનીરે.

## સાંઝીનું ધોળ ૧.

ચાલો તો બરસાને જઇએરે-રસિક પ્યારા. લાડિલીજીને સાથે લઇએ, જઇ વહાલાજીને કહીએરે-રસિક પ્યારા. સર્વે બાળ ભેળાં થઇને, કીર્તિજીને દ્વાર જઇએ; જઈ રૂડી વાત કરીએરે. રસિક. ૧ સાંઝી રમવાને માટે, કુંવરીને દીજે સાથે; જાવું શ્રીજમુનાજી ઘાટેરે. રસિક. ૨ કીર્તિજી કુંવરી શણગારી, રતિ રંભાને વિસારી; એવી રાધે સુકુમારીરે. રસિક. ૩ સર્વે મળી આવ્યા ત્યાંય, જમુનાજીની કુંજ માંય; વિવિધ વૃક્ષની છાંયરે. રસિક. ૪ વાલો મારો ગેલે રમે, વ્રજવનિતાને ગમે; કોટિ કામ આવી નમેરે. રસિક. ૫ પુષ્પ વીણે સહુ બાળા, ત્યાં તો આવ્યા નંદલાલા, કરત વિવિધ ખ્યાલારે. રસિક. ૬ લાડિલીજીને પુછે વામ, પુષ્પ વીણો શેને કામ? શું રે પત્યાં એનાં હામરે. રસિક. ૭ સાંઝીની રીત છે ન્યારી, જુઓ ચતુરાઈ અમારી; એમ કહે છે ગિરિધારીરે.

રસિક. ૮ લલિતા વિચાર કરે, મન અતિ મોદ ભરે; કેમ તેડી જાઉં ઘરેરે. રસિક. ૯ જુવતિએ જુક્તિ વિચારી, પેરાવું ચોળી ને સાડી; તોયે તે ન જાણે માડીરે. રસિક. ૧૦ સુંદર શણગાર સજ્યા, અબળા સબળાને કર્યા; શ્યામ સખી નામ ધર્યાંરે. રસિક. ૧૧ સર્વે બાળ ભેળાં થઇને, વનમાળીને સાથે લઇને; કંઠે બાહોંળી ગ્રહીનેરે. રસિક. ૧૨ ચાલ્યાં છે કાંઇ રંગ રાતાં, હળીમળી ગીત ગાતાં; આવ્યાં સર્વે મદમાતાંરે. રસિક.૧૩ લાડલીજીને પૂછે માત,કોણ છે તમારી સાથ? કોણ એનાં માત તાતરે? રસિક. ૧૪ વાસો વસે નંદ-ગામ, શ્યામ સખી એનાં નામ; સાંઝી રમવાને કામ. રસિક. ૧૫ સાંભળ્યું કીર્તિજી રાણી, મન અતિ હરખાણી; રમવાની વાત જાણીરે. રસિક. ૧૬ કીર્તિજી રળીઆત થઇને, રાધેશ્યામ સાથે લઇને; બેઠાં ભુવન માંહે જઇનેરે. રસિક. ૧૭ રાધેશ્યામ સંગ રાજે, વ્રજ-બાળા સહુ સમાજે; નિરખી અનંગ લાજેરે. રસિક. ૧૮ શ્યામ છે આ ઘર તમારૂં, પોઢો આહીં કીજે વારૂ; એટલું કહ્યું માનો મારૂંરે. રસિક. ૧૯ ચંદને શું લીંપી ભીંત, ફુલડે શું સાંઝી ચિત્ર; પુષ્પ ઘણાં છે શોભિતરે. રસિક. ૨૦ જાગો રાધેશ્યામ પ્યારી, આવી સર્વે વ્રજ-

નારી; વિવિધ સામગ્રી સારીરે. રસિક. ૨૧ સર્વે મળી ભોજન લીજે, મુખવાસ બીડાં કીજે; સર્વેના મનોરથ સીજેરે. રસિક. ૨૨ શ્યામ ચાલ્યા સખી સાથે, જમુનાજી નાવાને માટે; આવ્યાં સહુ કાલિંદી કાંઠેરે. રસિક. ૨૩ વસ્ત્ર તો ઉતારી દીધાં, લલિતાએ હાથ લીધાં; વ્રજ-જનને સુખ દીધાંરે. રસિક. ૨૪ મૈયા વાટ જુવે ધામ; મારે જાવું નંદગામ; આવી બન્યું આવું કામરે. રસિક. ૨૫ જશોદા ગોતવા ચાલ્યાં, દેખી લાલા મન ભાવ્યા; હેતે કરીને બોલાવ્યારે. રસિક. ૨૬ મુખપર ફેરવી હાથ, પુછે છે જશોદા માત; લાલન ક્યાં રહ્યા રાતરે ? રસિક. ૨૭ લાલને બનાવી વાત, સાંભળો જશોદા માત; ગોવર્ધનમાં રહ્યો રાતરે. રસિક. ૨૮ ગોવર્ધનમાં દોડી ગાય, ગયો તો હું તેને માટ; ગોવર્ધને તેડયો માટેરે. રસિક. ૨૯ પાકાં ફળ મુજને આપ્યાં, પ્રેમ કરી તે મેં લીધાં; તેની પાસે સેન કીધાં રે. રસિક. ૩૦ સાંભળી શ્રીમુખ વાણી, હરખ્યાં છે સર્વે પ્રાણી; પુછયાં તો જશોદા માડીરે. રસિક. ૩૧ દાસીના છો પ્રભુ પ્યારા, ગિરિધર મુરલીવાળા; જશોદાના કુંવર કાળારે.

# રાસલીલા.

## રાસ પંચાધ્યાયી ધોળ ૧.

સખી શરદ પૂનમની રાત જોઇ, વહાલે રમવા કીધું મનરે; વન ફુલ્યાં તે લીલાસકતે, તે મન ચંદ્ર જતન; હરિ રસ માતાંરે. ૧ વેણ વગાડી ચિત્ત હર્યું, પ્રગટયો અંગે અનંગરે; સાંભળતાં ગોપીજન આવ્યાં, કૃષ્ણસમીપે સંગ. હરિ. ૨ વેણું સાંભળીને દોહવું મૂકયું, દોહતાં મૂકયાં વાસણરે; ખીર ચઢાવી તેમજ મૂકી વહાલા પાસે મન. હરિ. ૩ તાતાં દૂધ જમાવતાં, પતિ સેવા ભોજનરે; લેપનતાં લોચન આંજતાં, વિપરીત આભરણ. હરિ. ૪ પતિઓનાં રોકયાં ના રહ્યાં, આત્મા હરિરસ મનરે; કેટલાંએકને પતિએ રોકયાં, માધવ ચરણે ચિત્ત લગ્ન. હરિ. ૫ સહુથી આગળ તે જઈ પહોંચ્યાં, સગુણ મુકી તનરે; ત્યારે રાજાએ પૂછયું, એ કેમ પહોંચે જન. હરિ. ૬ શુકજી ત્યારે એમ ઉચ્ચર્યા, પહેલું કહ્યું તે સત્યરે; દ્વેષભાવે શિશુપાળ ઉદ્ધાર્યા; એ તો પ્રિયા જુ ગત્ય. હરિ. ૭ વ્રજભકતો આવ્યાં જાણીને પ્રભુજીએ કહ્યું વચનરે; આવ્યાં તે તો સારૂં કીધું, કારણ કહો પ્રસંગ. હરિ. ૮ રજની આવી જંતુ ભયંકર, હમણાં જાઓ ઘેરરે; માતા પિતા ને પુત્ર

ભાંડેરૂં, શું છે તેની પેર. હરિ. ૯ વન દીઠું ચંદ્રે કરી શોભે, કાલિંદી જળ તેમરે; ઘેર જઈ પતિસેવા કરો, પાળો બાળક જેમ. હરિ. ૧૦ જો મારે પ્રેમે આવ્યાં છો, તોએ તે પણ જોયો રે; પતિને મૂકીને આવ્યાં, પતિવ્રતા ધર્મ ખોયો. હરિ. ૧૧ ઘરડો મૂર્ખ રોગી એવો, તોય પતિ નવ તજીએરે; નિંદા આવે સર્વે જુએ, તેથી અન્ય નવ ભજીએ. હરિ. ૧૨ શ્રવણ કીર્તન ધ્યાને આવું, એમ નહિ કાંઇ વહેલાં રે; એવાં વચન સાંભળી ગોપી, વિહ્વલ થયાં સર્વે ઘહેલાં. હરિ. ૧૩ મુખ નીચું બિંબાધર સુકે શોક કરી નિસાસેરે; ચરણે ભૂમિ ખણીને માગે, અવની અવળ વિમાસે. હરિ. ૧૪ પ્રભુજીએ વાત કરી મન જોયું, એમ કહે શું વંઠેરે; નયણે આંસુ ફેરવી લીધાં, બોલ્યાં ગદ્દગદ કંઠે. હરિ. ૧૫ ન મૂકાય તે મૂકીને આવ્યાં, એહવું કહેવું નવ ઘટેરે; જે બીજું કહ્યું તે જાણ્યું, ધર્મ કોણથી પ્રગટે. હરિ. ૧૬ ધર્મરૂપ કરી તમને જાણ્યા, તમને ભજે સહુ વળશેરે; મૂકી નિત્ય અનિત્ય શું ભજીએ, ચતુર થઇ ઓળખશે. હરિ. ૧૭ ઘણા દિવસના તાપ હુતા તે, તમ વિના કોણ શમાવેરે; જો કહેશો જે કહ્યું ય માન્યું, કહો કેમ ઘેર જવાયે? હરિ.

૧૮ ચિત્ત હર્યું ને કામ નવ સૂઝે, જ્યાં ચાલો ત્યાં જઇએરે; અધરામૃત દઇ વિરહ સમાવો, વિરહ અગ્નિ ઝરીએ. હરિ. ૧૯ નહિ સમે તો પદવી થાશે, ચરણ તમારાં છોઇએરે; ચરણ રમાને દુર્લભ છેરે, તે અન્ય સમર્પણ ન હોયે. હરિ. ૨૦ વક્ષઃસ્થલમાં લક્ષ્મી બિરાજે, તોએ પદરજ ઇચ્છેરે; સમર બાઢયો તમ દીઠા માટે, દાસી કરો સહુ ઇચ્છે. હરિ. ૨૧ અલકાવૃત શ્રીમુખ અવિલોકયાં થઈ અનુસરીયાં આજરે, વેણુ ગાન સાંભળતાં મોહી, ત્રિલોક જુવતિ સમાજ. હરિ. ૨૨ ગો દ્વિજ દ્રુમ પુલકિત થયાં, બીજાની શી વાતરે; સ્તન મસ્તક કર પંકજ ધરો, આર્તિ મેટો ગાત્ર. હરિ. ૨૩ એહ વચન સાંભળતાં પ્રભુએ, ગોપીસંગે રમણ કર્યાં; ઉડુગણની વચ્ચે ચંદ્ર જેમ, તેમ ગોપી પ્રભુ ઠર્યાં. હરિ. ૨૪ શતનાં જૂથ મલીને નાચે, વ્રજમાં ફરવા લાગ્યાંરે, યમુનાપુલિન સહુ મળી આવ્યાં, કેવળ રસમાં પાગ્યાં. હરિ. ૨૫ સ્ત્રીમાં આધક કોણ અમવિના એમ કર્યું મદ માનરે; પ્રભુજીએ જાણી મનની વારતા, ત્યાં થયા અંતર્ધાન. હરિ. ૨૬ શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુજીની, કૃપા થઈ જુગ જામરે, તેમ નિજ દ્વારકેશ ઉર લાવી, લીલા વર્ણવી પ્રેમ. હરિ. ૨૭

ધોળ ૨.

તમે ક્યાં ગયા વનમાળીરે, ગિરિધર શામળીઆ.
વ્રજભક્તે અંતર હેત જાણી, ક્લેશ ચિત્તમાં કીધું; હાસ્ય વિલાસ વિહાર જોઇ જોઇ, મન હરિને લીધુ રે. ગિરિધર. ૧ હું છું કૃષ્ણ તમે છો કૃષ્ણ; વિરહે સહુ તન્મય થઇ; વન વન ખોળે ઉંચે જોયે, અહીંયાં છે કે નથીરે. ગિરિધર. ૨ અશ્વત્થને જઇને પુછયું, નંદ સુવન કંઇ દીઠા; વૃક્ષાદિકને તેમજ પુછયું, એમ ગયા છે મીઠારે. ગિરિધર. ૩ હે તુલસી હરિચરણપ્રિયા છો, અલી તેં પ્રભુજી જોયા; હેમ જુઇ મલ્લિકા માલતિ, તવ જોયા રસ મોહ્યારે. ગિરિધર. ૪ હે રસાળ ઉપકારી છો, યમુના ઉપકંઠે વસીયાં; હે ધરણી તમો તો મોટાં છો, એમ ગયા છે રસિયારે. ગિરિ. ૫ હે મૃગપત્ની દીઠા પ્રભુજી, પ્યારી સંગે રસ મીઠું; કંદ પરાગ હે તરુ સર્વ, નમન તમારૂં દીઠુંરે. ગિરિધર. ૬ હે વેલડીઓ પ્રભુજી જોયા, દીસો છો રસ ભીનાં; હું ઉન્મત્ત પુછું સર્વને, કરીએ પ્રભુજીની લીલારે. ગિરિધર. ૭ એક પૂતના થઇ કૃષ્ણ એક, સ્તન પીધું તે રીતે, શકટે ચરણ લગાડયું તેમજ, રીંગણ કીધું રીતેરે. ગિરિધર. ૮ એક રામ કૃષ્ણ ગોપી, અઘાસુર

બક માર્યો, ગાય ચારી મુખ વેણું વજાડી, ટેરી વદન નિહાળોરે. ગિરિ. ૯ એક બાહુ કંધપર રાખી, કૃષ્ણ લલિત ગતિ જુઓ; એક હસ્ત અંચળ ઉંચો કરી, વરખા ભય મન ખુવોરે. ગિરિ. ૧૦ એક ચરણ તે મસ્તક મૂકી, કહ્યું દુષ્ટ ખળ બીતાં; દાવાનળનું પાન કરૂં છું, વેહેલાં આંખો મીંચેરે. ગિરિ. ૧૧ એક પુષ્પ-માળથી બાંધ્યા, હસ્ત ઊખળ બીતાં; એમ લીલા કરી વનવન ચાલ્યાં, દીઠાં તે પદ ચીતારે. ગિરિ. ૧૨ નંદ સુવનનાં એ પદ નિશ્ચે, વજ્ર અંકુશ જવ લહીએ; બીજાં જોડે ચરણ વિલોકિત, મન વિમાશી રહીએરે, ગિરિ. ૧૩ એ જોડે જુદાં પદ કહેનાં, જેમ હસ્તિની ને હસ્તી, જુઓ એનું ભાગ્ય શું કહીએ, અમને મુકીને વિલસી. ગિરિ. ૧૪ ચરણરેણુની સ્તુતિ શું કરીએ, બ્રહ્મા ઇશ નિત્ય જાચે; જે પદ જોયાં તે નવ દીઠાં, જાણું ખાંધે રાચેરે, ગિરિ. ૧૫ પુષ્પાવચન થયું તે ઠામે, પદ અર્ધા દેખાયાં; અહીંઆં પુષ્પ કેશમાં ગુંથાયાં, અહીં બેશી નિર્ગે થયાંરે. ગિરિ, ૧૬ આત્મારામે રમણ કીધું, ત્યાં દીનતા જોઇ; અમને સર્વને વન મુકીને, તેને ભજતાં જોઇનેરે. ગિરિ. ૧૭ મુખ્ય સર્વમાં હું છું જાણ્યું, માન કર્યું તે રીતે; મુજથી હવે ચલાય

નહિ, વહાલા તમે મન ચિતોરે. ગિરિ. ૧૮ સ્કંધ ચદો કહ્યું કૃષ્ણજી, વિપરીતે મન જાણ્યું, ત્યાં થયા અંતર્ધાન વહાલાજી, વળી વિલાપ વખાણું રે. ગિરિ. ૧૯ જોતાં જોતાં આવ્યાં સર્વે, એ પણ દુઃખે ભરીયાં; એનાં મુખનાં વચન સાંભળી. વિસ્મે થઈ સહુ રહ્યાં રે. ગિરિ. ૨૦ ચંદ્રપ્રકાશ ગયાં ત્યાં સુધી, તમ જોઈ પાછાં ફરીયાં; ભગવદ્‌ગુણ અલાપે પ્રભુના, ગાઇ ગાઈ ઘર વિસરીયાં રે. ગિ. ૨૧ યમુના પુલિને સહુ મળી આવ્યાં, કૃષ્ણ ગમન વિચારે; દ્વારકેશ અનુચર જાણી, કૃપાકટાક્ષે વારીરે, ગિરિધર. ૨૨

ધોળ ૩.

વ્રજ અતિ સોલસે જન્મ તવ કરી: રમા શોભીયું, હો મળ્યા હરિ. ૧ વિખ જળ થકી, મૃત્યુ રાખીયું, ગિરિ કર ધરે એહ જાણીયું. ૨ આનંદ ગોપિકા, અખિલ જીવને, જન્મ પ્રાર્થના, જાદવકુળે થયું. ૩ સંસાર ભય થકી, ચરણ શરણ છું, લક્ષ્મી કર ગ્રહ્યો, તેજ કર ધરો. ૪ કીંકરી તો થશે, મુખ દેખાડીયું, સર્વ ભક્તનું, ગર્વ તે હર્યું. ૫ પ્રણીત જીવનું પાપ છેદવું, ચરણકમળથી કામ ભેદવું. ૬ મધુરવાણીએ, આનંદ જે થયું, એવા ભક્તને, અમૃત પાવવું. ૭ તવ

કથામૃત કરી, તમ જીવને, શ્રવણ મંગળે, દુઃખ તે ગયું. ૮ હાસ્ય વખાણું હૃદે ધ્યાનથી, હૃદય છોઇને, ચિત્ત ચોભીયું. ૭ ગાય ચારતાં, વ્રજ પધારતાં, લગતી તૃણ શિલા ચિત્ત દુઃખ હવું, ૧૦ ઘોખ આવવા સમે, વદન ગૌરજીયું, તે જોઇ પંચ શર પ્રગટ તે થયું. ૧૧ નમે પામીયું, રમાએ રચ્યું, ધર્યાં ભૂષણે, વજ્ર પદ એવું. ૧૨ વેણુનાદથી, શોક નાશીયું, અનન્ય મન જોઇ, અધર પાવવું. ૧૩ ભ્રમણ વન કરો. નિમિષ જુગ થયું, વદન દેખતાં, પલક દુઃખ ગયું. ૧૪ સર્વ મુકીને સમીપ આવીયાં, ગાન સાંભળી, કહો કયાં ગયાં. ૧૫ અતિ ઉદાર છો, ઇંદિરાધવ ! તે જોઇ વામાનું મન મોહીયું. ૧૬ સર્વ ભક્તના, વ્યક્ત રૂપ છો, જન હૃદયનું, કૃપણ ત્યાં જવું. ૧૭ વન ભ્રમણ કરો, પાષાણ ખુંચીયું, તજી હૃદે પદ ધરો, કહ્યું માનવું. ૧૮ જુગલ ચરણનો, રેણુ આપવો, દાસનો દાસ દ્વારકેશ જાણવો, ૧૯

ઢાળ ૪.

સર્વ ગાઇને રહ્યાં ને, પ્રભુજીને આવ્યાં એમરે; સુસ્વરે કરી રુદન કીધું, દુઃખજ મનમાં તેમ. કહીએ પ્રાણ નિધની વેલ. ૧ પ્રગટ્યા ત્યાંથી કૃષ્ણજી, ને મુખ શરદ

અરવિંદરે; પીતાંબરધારીજ માળ એહ શ્રીગોકુળચંદ કહીએ. ૨ સર્વ ઉભા થયાં ગોપી કરી દષ્ટ પ્રસન્નરે; પ્રાણ આવ્યા હાથ પગને, થયાં છે ઉભાં મન. કહીએ. ૩ કેટલાં અંજલી કર ગ્રહીને વહત પ્રસન્નરે; ચંદન ચર્ચિત બાહુ લઇને. ધર્યું સર્વે અંગ. કહીએ. ૪ કેટલાં અંજલી કરીને ગ્રહ્યો છે તંબોલરે, એહ હસ્ત સરોજ લીધું ધર્યું હૃદે અમૂલ્ય. કહીએ. ૫ કેટલાં કુટિલ ભ્રુકુટી રાખી પ્રેમનો આવેશરે, વક્ર દૃષ્ટ કરીને જોયું; રસભર્યા આવેશ કહીએ. ૬ એક એક દષ્ટ જોઈ રહ્યાં મુખ પાનથી ન અઘાયરે; નૈન દ્વારા હૃદે લાવી નિમિષ નેન ભીડાય. કહીએ. ૭ સ્નેહ ધરી પ્રભુજીને જોઇ રહ્યાં આનંદ વિરહે સમાયરે. વ્રજભક્ત હરિ સંવલિત છે; તેથી અધિક શોભા થાય. કહીએ. ૮ કાલિંદી પુલિન સહુ આવ્યાં હરખ મનમાં અપારરે; ચંદ્રકિરણે નિશા નિર્મળ વળી ભૂમિ સમાર. કહીએ, ૯ આલ્હાદે કરી શ્રુતિના મનોરથ. જેમ પૂર્યા છે કામરે; ઉત્તરીય વસ્ત્ર કુમકુમ ચકિત, પાથરીયાં તે ઠામ. કહીએ. ૧૦ ત્યાં બિરાજ્યા પ્રાણનિધિ, ગોપી સભા અરવિંદરે; સ્પર્શ હસ્ત અનંગ દીપન સ્મરણ ગોપી દષ્ટ. કહીએ ૧૧ ભજે તેને ભજે જે કોઈ એક તેથી વિપરીતરે, ભજે ન ભજે

નહિ ભજે, કહો ક્યાંની એ રીતિ કહીએ. ૧૨ પરસ્પરે ભજે કોઇ આપ આપણે અર્થે સત્યરે; વિપરીતે છે તે જાણજો જુગ ગત્ય કહીએ. ૧૩ એક જોગી કામ પૂરણ મૂઢ ગુરુદ્રોહીશરે; ચાર જણની એક રીત છે, કહ્યું છે ગોપીશ. કહીએ ૧૪ અમો તો ભજતાં નથી તે ધ્યાન છુટી જાય રે; દ્રવ્ય પામેલું જાય ત્યારે, અધિક તનમન થાય કહીએ, ૧૫ અમો ભજન પરોક્ષ કીધું, જાણજો એ સત્યરે; તમો ભજ્યાનું શું કહું કહેતાં ન આવે કૃત્ય. કહીએ. ૧૬ ચિરકાળનું આયુષ્ય લઇને ઓગ-ગણ કેમ થાઉરે; શ્રીદ્વારકેશ કહે છે છબિપર નિરંતર બલ જાઉં. કહીએ. ૧૭

ધોળ ૫.

વાહાલા માહારા વચન સાંભળીને હરખ્યાં વાહાલા મહારા અડતાં આનંદ પરશ્યાં, વિરહે તાપ આકર્ષ્યાં; રાસ રમીશું શ્રીગોકુળચંદશું રે લોલ. ૧ રાસ આરંભણ કીધું, બાહુ પરસ્પર લીધું; નૃત્ય ભેદ ગત સીધું. રાસ ૨ ઉચ્છવ રાસ અમૂલ્ય અનેક મંડલી ગોળ; કૃષ્ણ આઠ ને ગોપી સોળ. રાસ ૩ દેવસ્ત્રી દરશાવ્યા, ચઢી વૈમાન સહુ આવ્યાં; સર્વસ્વ ને કહાવ્યાં. રાસ ૫ દેવ દુદંભિ વાજે, ગાંધર્વ

આનંદ રાજે; પુષ્પ વૃષ્ટિ કરી સાજે. રાસ ૫ નૂપુર કિંકિણી વાજે, મધ્ય હેમ મણિ રાજે, રાસમંડળી રસ સાજે. રાસ ૬ શ્રમકણ મુખપર અલકે, ભ્રૂવિલાસ ભ્રુવિ લળકે; તડિત મેઘ જળ ઝળકે. રાસ. ૭ ઉંચે સ્વર તે ગાયે, રાગ રંગ ત્યાં થાયે; તે રસનું શું કહેવાયે? રાસ ૮ અધિક સર્વકો નિરખી, રૂડું કહેતાં હરખી, સંગ સખી સહુ સરખી. રાસ ૯ રાસ શ્રમિત કોઇ કહીએ, બાહુ કંઠ કર ગ્રહીએ, મીલન વિકલ કલ હોઇએ. રાસ ૧૦ ચંદન ભુજને દીધું, અતિ સુવાસ મન લીધું; પુલકિત ચુંબન કીધું. રાસ ૧૧ નૃત્ય વિરલ સરશે, મુખ કપોળ કર પરસે; ચર્વિત બિંદુ દરશે. રાસ ૧૨ નૃત્ય ગાન મન ઠરીયું, નૂપુર કંકણ રસીયું, હસ્ત હૃદે પર ધરીયું રાસ ૧૩ એકલાં પામ્યાં ગોપી, કંઠ બાહુ આરોપી, રંગ રેલી મન સોંપી. રાસ ૧૪ કર્ણ કમલ બિરાજે; ધર્મ અલક મુખ લાજે, ભ્રમર રાસ ગુણ રાજે. રાસ ૧૫ મનમાં ગમતી કેલી, તેમ ગોપી રંગ રેલી; બાળક દર્પણ ખેલી. રાસ ૧૬ વ્યાકુળ રસ આનંદ, કહેતા ન આવે છંદ; એ વૃંદાવન વન ચંદ. રાસ ૧૭ ખેચર સ્ત્રી રસ જોયું; કામ દૃષ્ટ મન મોહ્યું; વરદાને

[ દરેક ટુકે "વહાલા મારા" એટલું બોલવું. ]

રસ સોહ્યું. રાસ ૧૮ અતિવિહાર રસ જાણી, પ્રેમ સહિત મુખ આણી; પૂછન કીધું પાણી. રાસ ૧૯ સ્પર્શે આનંદ થાયે, લીલા થઈ તે ગવાયે; અમૃત દૃષ્ટિ જોવાયે. રાસ ૨૦ શ્રમિત સર્વેને જાણી, ક્રીડા કરીને વખાણી, જળ પ્રવેશ મન આણી. રાસ ૨૧ જળ ક્રીડાની રીત; કહેતાં ન આવે પ્રીત; થઇ પરસ્પર જીત. રાસ ૨૨ જળથી ગમન કરીયું, પુષ્પત વન સંચરીયું, તે જોઇ મન ઠરીયું. રાસ ૨૩ નવ રસ નાટક સાજે, ચંદ્ર કિરણ અતિરાજે, મદન જોઇને લાજે રાસ ૨૪ રાજાએ પૂછયું એમ, ધર્મ રીત તો તેમ, અધર્મ પરશ્યો કેમ. રાસ ૨૪ ધર્મ સેતુ કરી સ્થાપે, વક્તિ કૃત કેમ રાખે, પરદારા કેમ ઝાંખે. રાસ ૨૬ પોતે પૂરણ કામ, ઇચ્છિત કીધું કામ, અભિપ્રાય કહો કેમ ? રાસ ૨૭ શુકજીએ કર્યો ઉચ્ચાર; પૂરણ એ અવતાર; અનળ પડે સર્વ સાર ઇશ્વર વચન પ્રમાણ, આચરણ કરે અજાણ; બુદ્ધિવાન તે જાણ. રાસ ૨૯ હરિરસ નિગમ વખાણે, એવિના કરે અજાણે; જેમ રુદ્ર વિખપાને રાસ ૩૦ ઉચિત કરી સહુ વાણી, ઉચિત વગર સુહાણી; વિહાર કરી જાણી. રાસ ૩૧ એવું કર્યું પ્રતાપે. ઇશ્વર કરી, સહુ જાપે ભક્ત મનોરથ ાપે. રાસ ૩૨ જેની પદરજ

માગે; બ્રહ્માદિક અનુરાગે, કર્મ બંધ શું લાગે. રાસ ૩૩ ગુલાબી પ્રીત જાણી, અંતર્જામી માણી. બાધક મન વખાણી. રાસ ૩૪ મનુષ્યદેહ તે ધરીયો, ક્રીડા કરી ઉચરીયું, ગુણ ગાઈ ભક્ત વરીયું. રાસ ૩૫ ગોપન મન મનાવ્યું યોગમાયા કરી છાયું, પાસે દારા દેખાયું, રાસ ૩૬ બ્રહ્મરાત્રિ કરી જાણી, તોએ તૃપ્તિ ન માણી; ઘેર ગયાં સહુ રાણી. રાસ ૩૭ એ લીલા જે ગાવે, શ્રવણ હૃદે રસ લાવે, ભક્તિ મહાફળ પાવે. રાસ ૩૮ ધન્ય વ્રજવનિતા ગોપી, મન કરી સર્વે સોંપી, ધન્ય જમુનારસ ઓપી, રાસ ૩૯ શ્રીવલ્લભને ચરણે; શ્રીવિ-ઠ્ઠલેશ વરણે; શ્રીદ્વારકેશ છે શરણે. ૪૦

રાસનો ગરબો ધોળ ૬ ઠું.

સરખી સાહેલી સહુ મળીને નવસત આભરણ સજીયાંરે, સાન કરીને વાહાલાને તેડો, લટકે ગરબે રમીયે, ચાલો જઈએરે. ૧ શ્યામા શ્યામા શ્યામાને મધ્ય બેસારી તાળી બાંહે હાથેરે, નિરખતાં વાહાલો રીઝેજી, જુઓ કટાક્ષ સાથે. ચાલો. ૨ સપ્ત સ્વર એક વીસ મૂર્છના ગ્રામ ત્રણયને ભેદરે, રાગણીઓ છત્રીસે મેળવી; ગાયે પ્રબંધ ભેદે. ચાલો. ૩ રાગ ઠાઠને ઉર-પતિરૂપ સંગીત નૃત્યગતિ લીજેરે; મુસકાઇ વાહાલાએ

જોયું; સર્વે રસમાં ભીંજે. ચાલો. ૫ શામળીઓ ત્યારે ઉભા થઈને, વેણુ વાઈ કાંઈ કીધું રે; વિહ્વળ થયાં સાંભળીને સર્વે મન આકર્ષી લીધું. ચાલો. ૫ છુટા કેશ શ્વેત શ્રમ સીકર, ભુજા બાંહ્યડી ઘટકે રે; કરણફુલ નકવેસર, ટીલડી, કંકણ પહોંચી મટકે. ચાલો. ૬ બ્રહ્માનંદ થકી ઉગાર્યાં, ભજનાનંદે લીધાં રે, રાસ રમી જળક્રીડા કીધી, સર્વ મનોરથ સીધાં. ચાલો. ૭ બ્રહ્માદિક સનકાદિક શંકર, ચઢી વૈમાને જોયરે; ગુણી ગાંધર્વ અપસરા કિન્નર, પુષ્પવૃષ્ટિ ત્યાં હોયે. ચાલો. ૮ ધન્ય વિદ્યુતની પેરે સહુને, દર્શન એણી રીતે આપેરે; બ્રહ્મરાત્રિને લેખે કીધું, એણી પેરે સર્વે જીતે. ચાલો. ૯ ધન્ય ગોપી વ્રજ શ્રીયમુના તટ, જ્યાં કૃષ્ણ રસ પાયરે; શ્રીવલ્લભને ચરણ પ્રતાપે, દ્વારકેશ નિજ ગાયે. ચાલો. ૧૦

રાસનો ગરબો ધોળ ૭.

દીઠી શરદની રાત સોહામણીજો, વહાલે રાસ રમવાની ઇચ્છા કરીજો. ૧ વહાલે વેણ વગાડી વનમાંજો, સ્વર પૂર્યો સખીના કર્ણ હૃદયમાંજો. ૨ નારી શ્રવણે સુણી સહુ નીસર્યાંજો, કુળની મર્યાદા સહુ વિસર્યાંજો. ૩ તેણે તત્ક્ષણ ગૃહકાજ મેલીયાંજો, અંગે અટપટાં આભૂષણ પહેરીયાંજો, ૪ એમ આવતાં તે દીઠાં સુંદરીજો,

ત્યારે ગમન વાકય બોલ્યા શ્રીહરિજો. ૫ તમે શાને તે આવ્યાં સહુ મળીજો, તમો કુળવંત કહાવો કામનીજો. ૬ એમ લોકમાં તે લાંછન લાગશે જો, તમારો પતિવ્રતા ધર્મ ભાગશેજો. ૭ પતિવ્રતા પતિને છોડે નહિજો, પર-પુરુષ શું પ્રીત જોડે નહિ જો. ૮ શ્રીમદનમોહનજી સ્વરૂપ ધરીજો, બે પાસે તે સોહીએ સ્વામિની જો. ૯ મધ્યરાજે શ્રીગિરિધર રાજીયાજો, પ્રભુ સાતે સ્વરૂપ બિરાજીયાજો. ૧૦ પ્રભુ સાતે સ્વરૂપ લીલા કરેજો, એણી પેરે તે વ્રજમા વિચરેજો. ૧૧ ત્યારે સુંદરીને અભિમાન આવીયું જો, ભાગ્ય પોતાનું સરાહીયું જો. ૧૨ ત્યારે અંતર્ધાન હવા શ્રીહરિજો, ઘણો વિલાપ કરે છે સુંદરી જો. ૧૩ શ્રીયમુનાજી પુલિન આવી રહ્યાં જો, ત્યારે શ્રીનાથજીને મન કરુણા આવી જો. શ્રીગોકુલ-ચંદ્રમાજી રૂપ ધરીજો, ત્યારે સુંદરીને દર્શન આપ્યાં શ્રીહરિજો. દ્વારકેશ પ્રભુને જાઉં વારણેજો, ફરી વ્રજ પ્રગટ્યા અમ કારણે જો. ૧૬

દિવ્યલીલાસ્થલી ધોળ ૮.

શ્રીવૃંદાવન સુખકારીરે, સમરે નાહાસે સહુ પીડા; જ્યાંહાં શ્રીરાધા ગિરિવરધારીરે, સદા કરે છે રસક્રીડા. ૧ જ્યાંહાં રસમય ગિરિ ગોવર્ધનરે, રસમય શ્રીજમુના

રાણી; રસરૂપ વૃક્ષ ને વેલ્યોરે, પૃથ્વી રસમય લ્યો જાણી. ૨ રસરૂપ ચંદ્રમા અચલિતરે, રસમય છે દિવસરેણી; રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેણી. ૩ જ્યાંહાં ખટઋતુ સદા વસે છે રે, જે મન ઇચ્છે તે થાયે; છે સર્વ સમય હરિસ્વાધીનરે, દિવસ રાતપણ થઇ જાયે. ૪ જ્યાંહાં પ્રવેશ નહિ કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા; ગોપી પણ તે સહુ ગોવિંદરે, જ્યમ કાંઇ સ્વરૂપ ને છાયા. ૫ જ્યાંહાં પુરુષ એક પુરુષોત્તમરે, બાકી સર્વ વ્રજનારી; તેમાં લલિતા મુખ્ય સખી છેરે, મધ્ય બેહુની અધિકારી. ૬ જ્હાંહાં જુગલ કિશોર રમે છેરે, નવરસલીલા નિત્ય નવી; અનુભવીનું અંતર જાણેરે, શકે વર્ણવી કેમ કવિ. ૭ જ્ઞાનીની ગતિ નવ પોંહોંચેરે, પ્રેમરસ પ્રેમીનેજ જરે; જ્યમ દૂધ સિંહણીકેરૂંરે, સિંહણસુત હોય તો જ ઠરે. ૮ એ પ્રેમ પરમ આનંદરસરે, રખે વિષયરસસમ આણે; એમાં શુક મુનિ ને શિવ છાક્યારે, તે શું કામી જન જાણે. ૯ જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામવશ કયમ થાયે; કૃષ્ણરસક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે. ૧૦ મહા અધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે; જ્યમ સૂત વિષ જ્વરવાળાનેરે, તે જ અમૃત ઔષધ સાથે. ૧૧

હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી; સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રીભાગવત સાખી. ૧૨ એ ભાવે હરિરસ ગાતાંરે, સુણતાં હરિ વ્હાલા થાશે; ભજો દાસ દયાના પ્રીતમરે, સહુ સુખ સહેજે થઈ જાશે. ૧૩.

ગરબો—રાસ મંડળનો ૯.

જોવા રાસ મંડળ માહારે હોયરે આનંદ, પ્રેમ પરાક્રમનું બળ ભારે ઉભરે પરમાનંદ. જોવા. એક સમય વનમાં ગયા હરિ, મોહન વાઇ વંશ, વેણે વીંધી ગોવાલણી, એણે હરિને લીધા અંશ. જોવા. જે જ્યમ તે ત્યમ નીસર્યાંરે ઘર કારજ છોડી, કોડ પૂરવા કહાનજી વાહાલે રમતડી માંડી. જોવા. પીતાંબર ફરકે પ્રભુને પાયે ઘુઘરડી ઘમકે ચૂંદડી ચળકે નાર શું પાયે નૂપુરીયાં ઠમકે. જો. બે પાસે બે સુંદરી ને. વચમાં વનમાળી, નાચે ખુંદે નેહશું પડછંદે લે તાળી. જોવા. એકની છૂટી વેણ છબીલી અંબોડો વાળી, એકને આડી આંખ કરી નાચતાં નિહાળી, જોવા. એકને નખ દે નાથજી રે અવળે મોઢે અંગ, દાશ પ્યારી પ્રીતડી એણે સારા કીધા ઢંગ, જોવા. રાતે દાંતે હસે ઘણું રે હાર હૈયે લળકે, ફેર ફરતાં ફુદડી કાને ઝરમરીયાં ઝળકે, જોવા. એક લસકતી

ખાંધે વળગી, શીત વળ્યાં ગાલે, મુખડું લ્હુવે માવજી એને હેત કર્યાં વહાલે, જોવા. એક ઠમકતી આવીને બેઠી મ્હોડું મચકોડી, સમ ખાય તો સાંભળે એહને રમવા ઉઠાડી, જોવા. ચારુ ચંદ્રિકા શોભતીરે કરણફુલ કાંને; સેંથો પૂરી ઝગમગે એહના સંગીતને તાને, જોવા એક આવી હર્ષે ભરીરે હું હાર ભરી હેરૂં, નૂપુર ગયાં રે મ્હારાં નીસરી હું વાળીને પેહેરૂં, જોવા એક આવી આરત ભરીરે એ વર્ષે છે ન્હાની, નટવર નાચે પ્રેમશું કર કોમળ પગ પ્હાંની. જોવા. એક કહે એહને અલ્પ અહારને આવડું બળ કયાંથી, મારી મારી પૂતના એણે જન્મ ધર્યો ત્યાંથી, જોવા. એક કહે નાચીએ રે, જીવણજી ઝાઝું, ચીર હમારાં ખશી જશે હું સહીયરમાં લાજું. જોવા. એક કહે ઉઠો અલબેલા જમુનાને આરે, આપણ બેઉ જણ ઝુમીયે તેમાં કોણ જીતે ને હારે. જોવા. એક કહે ઉભા રહો તો કોઇ તમને મળશે, એ સહિયરનું અંગ ભારે ત્યાં ઢીમચડાં ઢળશે, જોવા. મન્મથ મન્મથ નટવરજી પર ફુલડીયાં વરખે, નાકે મોતી નાથજી તે જોઇ જોઇ મન હરખે. જોવા ગિરિધર ગોપી એક રૂપ છે હરિતાદાત્મ્ય વિચારી, વિશુદ્ધ હરિરસ અંતર કરતાં ભાવ પ્રીત બલિહારી.

જોવા. ભક્ત મનોરથ પૂરણ કરવા હરિ લીધો અવતાર, જન્મ કર્મ સૌ દિવ્યપણાંમાં ગીતામાં નિરધાર, જોવા ધન્ય વૃંદાવન વેલડીરે, ધન્ય યમુનાતટ સાર, ધન્ય કન્યા આહીરની ધન્ય કૃષ્ણ તણો અવતાર, જોવા રસ પ્રગટ છે રસિક હૃદયમાં રસિક મન આનંદ, રસાત્મક રસરૂપ થયેથી પ્રગટ પૂર્ણાનંદ, જોવા. રસનું દાન કરે છે વ્હાલો શ્રીવૃંદાવનચંદ એક જ બહુ રૂપો તે ધારે રસસાગર ગોવિંદ, જોવા. વેણુગીતે ભાવ પ્રકાશ્યો શ્રીવલ્લભની વાણી, શ્રીગુરુમુખથી શ્રવણ કરીને અંતર માંહે આણી, જોવા. બહુવિધ ગોપીએ પૂર્વમાં મેળવીયાં વરદાન, તે સૌ પૂરણ સિદ્ધની કરવા પ્રગટીયા ભગવાન, જોવા. ગોપી ગોવિંદની ગત ન્યારી પૂર્ણ અલૌકિક રીત, સદાનંદ રસરૂપપણાંની પૂરણ ઝળકી પ્રીત, જોવા. રાસમંડળનો ગરબો પ્રેમ ધરીને ગાશે, સુણશે ભણશે અંતર ધરશે હરિ રંગે રંગાશે, જોવા. રસિકરૂપે રસભાવ માગતાં આનંદ હેલી થાશે, દાસ દયો કહે વણ શ્રમ તે જન પરમાનંદપદે જાશે, જોવા.

ગરબી ૧૦.

હાંરે વૃન્દાવનમાં થનકકાર થૈ થૈ. હાંરે મધુવનમાં થનકકાર થૈ થૈ. રાધાકૃષ્ણ રમે રાસ ગોપી લહિ લહિ લહિ

લહીરે, બીજું નહિ નહિ નહીરે, વૃન્દાવનમાં૦ હાંરે નૂપુર ચરણ કનકવર્ણ ઝાંઝર જોડા, હાંરે ઘુઘરીઆળો ઓપે એકેકો તોડો, હાંરે મોર મુકુટ મણિ વાંકડો અંબોડો, હાંરે કુંડલ કાન કુંડલ કાન, ભ્રકુટિ બાન તિલક તાન નેનબાન બાન કંપમાન, ફેફા ફેઇ ફેઇ ફેઈ ફેઈ ફેઇરે. વૃ૦ હાંરે વાગે તાલ ને કરતાલ મૃદંગ તાલી, હાંરે કોઈ તંબુરો ને કોઇ મૃદંગવાલી, હાંરે સોળ સહસ્ત્ર ગોપિકા છે એક બાલી; હાંરે સૂર સળકે. ઘુઘરી ઘમકે ચાલે થનક થનક બલ બલ બલ ગોપી લઈ લઈ લઈ લઇરે. વૃ૦ કે કર કટિએ દીધો છે વંક વાલી, મદનગાન મુખ્ય ગાય છે વનમાળી, કે બોલે બેન બોલે બેન, અમૃત એન, સુધાસેન, મોહનનેન પ્રકટ એન. થકે નહિ હૃદય દઈ દઈ દઈ રે. વૃ૦ હાંરે મુકુટમાંહે રૂપ દીઠું છે રાધાએ, હાંરે મનમાં માનની વિસાસણ થાયે; હાંરે હુંથી છાની રાખી છે મુકુટ માંહે, હાંરે તે બહુ વહાલી હઠ ઝાલી, બેઠી બાલી ઉઠી ચાલી, ઘુંઘરવાળી ભટ ભાળી; દયા પ્રભુ જે જે જે જે રે. વૃંદાવનમાં૦

ઢાળ ૧૧.

સાખી શરદપૂનમની રાત, નંદસુત બંસી બજાવી;

રાસરમણુની વાત, લાલના મનમાં ભાવી. ૧ યમુના પુલિન પુનિત, શીત સૌરભ મંદાનિલ; પરસે વાધી પ્રીત, કામરસ થયું મન પંકિલ. ૨ રજનીપતિ સુખદાન, કાન દેખી મન હરખ્યાં; બંસી બજાવી કાન, તાન મોહની રસ વરખ્યાં. ૩ સાખી-બંસી ધ્રુની સુણી સુંદરી, જન મન વધ્યો અનંગ; વિહ્‌વલતા પરવશ થયાં, ચિત્ત ચાલ્યું શ્યામને સંગ. ૧ કોએ જમતા તજ્યા ભરથાર, બહાર શિશુ મેલ્યાં રમતાં; ઉલટા કર્યાં શણગાર, નાર તજ્યાં મજજન ગમતાં. ૪ કોયે ઉલટાં પહેર્યાં વસ્ત્ર, આશ અંતરમાં હરિનિ; દોહોતી મેલી ગાય, જાય જાણે કરી પ્રતિ કરિણી. ૫ ગુરુજનનિ તજી લાજ કાજ મનમાં સિદ્ધ કરવા; તોડી મર્જાદાની પાજ, સાજ સાજ્યો રસ ભરવા. ૬ સાખી-સદન તજી સૌ સુંદરી, ચાલ્યાં હરિની પાસ; સરિતા જેમ સાગર ભણી, મને રાસરમણુની આશ. ૨ ચલ કચ કુચ મણિ હાર, અપાર શોભા તે ક્ષણમાં શ્રમનો મન ન વિચાર સાર, વાધ્યો ઘણો તનમાં. ૭ કાલિંદીને કૂલ, ફૂલ તરુ ફૂલ્યાં સુંદર; કમલ કુમુદ અનુકૂળ, થયો તે થલ સૌરભ ભર. ૮ ચંદ્ર ચંદ્રિકા માંય, ચંદ્રમુખી ચપલા જેવી; નંદ નંદન ઘન છાય,

બની એ શોભા કેવી. ૯ સાખી—કાલિંદીતટ નિકટમાં, નટવર ગોકુલ ચંદ; દેખી મન ટાઢું થયું, પડયાં પ્રેમ કામને ફંદ. ૩ કર જોડી કહે સઉ બાલ,હાલ તમ શરણે આવ્યાં; શાંત કરો સ્મર ઝાળ, લાલ અમને મન ભાવ્યા. ૧૦ મદન કોટિ અભિરામ, શ્યામ તમ સાથે રમવા; મન વાલ્યો બહુ કામ, ધામ રતિ લાગી નમવા. ૧૧ અધરામૃતનું પાન, કાન જ્યારે કરશું મુખથી; રહેશે ત્યારે નિદાન, પ્રાણ આ તનમાં સુખથી. ૧૨ સાખી—મોર મુકુટને કાછની, સુંથન ગુંજા માલ; પીતાંબર છબી મન વસી, દેખી લોચન થયાં નિહાલ. ૪ રસિકશિરોમણિ લાલ, દયાલ તમે છો મનના; જાણીને અબળા બાલ, વહાલ સુખ આપો તનનાં. ૧૩ દેખીતારે એવા દીન, મીનધ્વજ પરવશ મનના; બોલ્યા તે વચન પ્રવીણ, નવીન દયા નિજ જનના. ૧૪ સુખદેવા પરમ અપાર, સાર એના મનનો લેવા; ચિંતના અતિ સુકુમાર, માર મોહન રસ દેવા. ૧૫ સાખી—વધૂ જન સારા વંશનાં, કરે કેમ વ્યભિચાર; કંથ તમારા ઘેર છે, તમે ભજશો મને કેમ નાર. ૫ જોયું વિપિન સુખકાર, વાર યમુનાનાં પરસે; સીત સુગંધ ઉદાર, ભાર મંદાનિલ સરસે. ૧૬ નિર્મલ ચંદ્ર પ્રકાશ,હાસ જાણે રવિના કેરો;

સ્વચ્છ રેણુ જાણે વાસ, કાસ સુમદંતનો ચેરો. ૧૭ નીર તીર વન ઘોર, સોર જંતુનો જેમાં; રજની કાલ કઠોર, ફરો કેમ અબલા તેમાં. ૧૮ સાખી—કાજ સર્યો મમ દર્શનથી, જાઓ ગોકુલ ધામ; વાટ તમારી પતિ જુવે, તેનાં પૂરાં કરો જઈ કામ. ૭ એવાં વચન સુણી વ્રજ-બાળ, લાલનાં કર્કશ જેવાં; મનમાં થયાં બે હાલ, ચાલ નહિ સુઝે કહેવા ૧૯ નેને કંજથી ધાર, વારિની ચાલી જયારે; અધરબિંબ સુકુમાર, નારનાં સુકયાં ત્યારે. ૨૦ પદ સરસિજ અંગુષ્ઠ, દષ્ટિથી પરસી ધરણી; મનનાં વાધ્યાં કષ્ટ, નષ્ટ ધનની થઇ સરણી. ૨૧ સાખી-ધીરજ મનમાંહે ધરી, કરી નેત્ર જલ દૂર; કર જોડી વિનતિ કરે, વ્રજસુંદરી પ્રેમનું પૂર. ૭ ચિત્ત ચોરીને લાલ, હાલ અમને કાં કાઢો; અબલા છીએ અમે બાલ, વહાલ પંથ કીધો કાં ટાઢો. ૨૨ છોડીને ચરણ સરોજ, ઓજ નથી જોવા મનમાં; કરશું તે તમથી મોજ, ફોજ છે સ્મરના તનમાં. ૨૩ તે પતિ સુખ ધન ધામ, કામ નથી તેનું અમારે; છો તમે સર્વે શ્યામ, હામ છે રાસની ભારે. ૨૪ જગરૂપી જગદાધાર, સાર સહુના છો સ્વામી; તમથી શો વ્યભિચાર, માર મોહન નહિ કામી. ૨૫

સાખી-પ્રેરક મન તનનું હવે, તે તમ પાસે શ્યામ;

લોચન તમ મુખ લાલચી, હવે કેમ જઇએ અમે ધામ? ૭ તમે આનંદઘન રસરૂપ તજે કોણ તમને પ્રાણી; ભોગ ચતુરના ભૂપ, કહે એમ વેદની વાણી. ૨૬ તમ સાથે રસ ભોગ, જોગ નિશ્ચે જે પામે; લેશ ન તેને શોક ઓઘ આનંદનો ધામે. ૨૭ દીનદયાળુ નાથ, હાથ માથે ધરી દીજે; અભયદાનની ગાથ સાથ અમ રાસજ કીજે, ૨૮ કાત્યાયની વ્રત અંત કંત વચન તમે જે દીધું; પાળો તેને ધીમંત, સંત જન સ્તુતિપથ કીધું. ૨૯ સાખી—દીન મીન સમ મધુરવચ સુણીને નંદકિશોર રાસરમણનું પણ કર્યું વ્રજસુંદરી જનમન ચોર. ૯ નિર્ધનને જેમ ધન, તન જેમ નિર્ધનને મલતાં; ક્ષુધિતને જેમ ભોજન મન વાંછ્યો હરખ તે વલતાં. ૩૦ વ્રજલલના વ્રજચંદ, ફંદમાં લીધા ત્યારે; શરદ પૂનમનો ચંદ મંદ થયો શોભા ભારે. ૩૧ રસદીપન ઉપચાર ચારુ ચંદન ચંદ્રોજ્વલ; વિવિધ પુષ્પના હાર, ભાર સૌ રત્નનો તે સ્થલ, ૩૨ સાખી—એલા ક્રમુક લવંગને, નાગવલ્લી ઘનસાર; બીડી વિવિધ સુગંધની, માંહે કાથો ચૂનો ખેર સાર. ૧૦ શ્વેત સ્વચ્છ મૃદુ સેજ, તેજમાં એ શશીનું ભારી; દીઠે સ્મર ઉપજેજ, કેજ કવિ મનમાં વિચારી. ૩૩ રત્ન જડિત ચો રાસ, થાળ સામ-

મીના સુંદર, મુકુર ધર્યાં દિશ ચાર, વાર પાટલ સુગંધ ભર. ૩૪ સરસ ગાનની તાન, કાને સુણિ ઉપજે રતિ પતિ. વીણા મુરજનું માન, દાન કરે સુખનું તે અતિ. ૩૫ સાખી—પુષ્પબાણના બાણ, તે સમે થયાં સુખદાન; વ્રજજીવન મલિયા મલ્યું, જ્યારે રસિક રીતનું માન. ૧૧ કોએ રતિસુખ પરવશ ચેત, હેતથી હરિને રીઝાવે; વિવિધ ભાવ સંકેત, પ્રિતમને કંઠે લગાવે. ૩૬ નેત્ર-કમલની સેન, મેન ભર મનનો જતાવે; બોલે મીઠાં વેન, ચેન ઘણું મનમાં લાવે. ૩૭ ખટરસ ભોજન થાળ, લાલને પાસે લાવે; મુખમાંહિ આપે બાલ, રસાલ તે હરિ મન ભાવે. ૩૮ સાખી—નિજકર કરી બીડી સરસ, રસિકરાય મુખમાંય; આપે વ્રજ લલના લલિત, પોતે તેનું ચર્વિત ખાય. ૧૨ અધર બિંબ થયા લાલ, લાલના લોચન જેવા; દર્પણ લીધું બાલ. વહાલથી પ્રિયકર દેવા ૩૯ દર્પણ લઇ નિજ નાથ; હાથમાં નિજ-મુખ જોયું; ૪૦ ચોપડ ખેલ રસાલ ચાલ જેમાં રસની ભારી; ખેલે શ્રીનંદલાલ: થઈ રતિ સુખ તૈયારી. ૪૧ સાખી—કુસુમમાલ કરથી કરી, વેણીભૂષણ અંગ; ધારે એક બીજા મલી વાધ્યો આનંદજલધિતરંગ. ૧૩ ગાએ કેદારો ને બિહાગ, સુહાગ જે સુરનો જેમાં; લયના

લાગ્યા બાગ, જાગરૂક તાલ છે તેમાં. ૪૨ તાનના ભેદ અનેક, એક એકને સમજાવે; રીઝી કરે તન એક, રસિકજન પ્રીતિ વધાવે. ૪૩ કુસુમ પ્રચુર પર્યંક, અંક ભરી ભામિની સાથે; બેઠા શ્રીકૃષ્ણમયંક, શંક તજી સરસિજ હાથે. ૪૪ સાખી—પરસી મૃદુલ કપોલને, લોચન લોલ વિશાલ; પ્રિયતમ પ્રિય વાતો કરે, ભરે પ્રેમથી લલનાને લાલ. ૧૪ અતિ રતિ સુરત સુજાન, માન તજી સુંદરી સંગે; સકલ બંધ સુખ દાન, કાન કીધું શ્રમ થયો અંગે. ૪૫ શ્રમ સીકર તે અમંદ, સુગંધ યુત એવા શોભે; ધરણીએ નિર્મલ ચંદ, તારા આવ્યા તેના શું લોભે. ૪૬ શીતલ તારે સમીર, નીર યમુનાનાં પરસે; કંજપરાગથી ધીર, તીર તરુ વાતે સરસે. ૪૭ ત્યારે થયો શ્રમ દૂર પૂર સુખનો મન માંયે; રતિપતિ કીધો ચૂર, શૂર એવા બે તે ત્યાંયે. ૪૮ સાખી—જલસ્થલ કુંજનિકુંજમાં, યુવતિ પુંજને સાથ; એવા વિવિધ વિહાર ભર, કરી સુખ દે વ્રજનાથ. ૧૫ અચલ અનંત વિહાર, સાર શ્રુતિનો એ કેવલ; કહેતાં ન આવે પાર, ધાર મનમાં છે એ ફલ. ૪૯ આનંદમય નંદલાલ, બાલવ્રજની નિકુંજ થલ; પશુ પક્ષી દ્રુમ જાલ, તાલ સરિતા પ્રસૂન ફલ. ૫૦ એવું મનમાં જ્ઞાન,

ધ્યાન એવું સ્થિર માંગું; પ્રેમભક્તિ કરો દાન, કાન તમ પદ જુગ લાગું. ૫૧ સાખી—સ્નેહ સૌખ્ય નિશ્ચય કરો, જગજીવન નંદનંદ; રસ શિંગાર સંયોગનો, એ પૂરણ થયો પ્રબંધ. ૧૬ સંવત્સર યુગ નંદ શશિ, અસિત સપ્તમી વાર; સુર ગુરુ ગુર્જર એ મિતિ, ને આશ્વિન માસ છે સાર. ૫૨

ધોળ ૧૨.

સખી શરદ પૂનમની રાતરે. સુંદર વેણ વાજે. ૧ મારો વહાલોજી રમીયા રાસરે. સુંદર. ૨ એના ઘુંઘરવાળા કેશરે. સુંદર. ૩ મારો વહાલોજી નટવર વેશરે. સુંદર. ૪ ગોપી અતિ ઉતાવળાં આવેરે. સુંદર. ૫ એતો આવીને ચરણે લાગેરે. સુંદર. ૬ શ્રીવલ્લભપ્રભુની પ્રીતરે. સુંદર. ૭ અમને રાસ રમાડયાં રંગ રીતરે. સુંદર. ૮ સાખી—કેમ આવ્યા તમે કામિનિ, એમ બોલ્યા નંદકિશોર; અર્ધ નિશાએ વનમાં, જે વેળાએ ચાલે ચોર રે. કામિનિ કેમ આવ્યાં કેમ આવ્યાં, આ વનમાં તે શું છે કામરે કામિનિ કેમ આવ્યાં. ૯ એમ એમ બોલ્યા તે સુંદર શ્યામરે, કામિનિ. ૧૦ તમે ઘેર જાઓ ગોપીઓ ઘટ છે રે, કામિનિ. ૧૧ તમે વેગે જાઓ

વેળા તો વટે છેરે, કામિનિ. ૧૨ આ ધર્મ તમારો ભાગેરે, કામિનિ. ૧૩ સખી લોકમાં તે લાંચ્છન લાગેરે, કામિનિ. ૧૪ શ્રીવલ્લભપ્રભુજી એમ કહે છે રે, કામિનિ. ૧૫ સુણી સ્નેહ નીર ધારા વહે છે રે. કામિનિ. ૧૬ સાખી—તમે ત્રિભુવન તેડાવીને, તજાવ્યો સંસાર; તમે તે વનમાં તેડાવીને, હવે કરો છો તિરસ્કારરે. નંદજીના નંદલાલા. તમારી ચાલ દેખી હું તો છકી છુંરે. નંદજીના. ૧૭ મારે વહાલું નથી તમ પાખેરે. નંદજીના. ૧૮ અમે તજી છે કુળની લાજરે. નંદજીના. ૧૯ મારા વહાલાજી ચતુર સુજાણરે. નંદજીના. ૨૦ આપ્યાં આનંદરસનાં દાનરે. નંદજીના. ૨૧ શ્રીવલ્લભ પ્રભુને બલિહારરે. નંદજીના. ૨૨ અમે આવ્યાં તમારે ચરણેરે. નંદજીના. ૨૩ સાખી–વચન સુણી વ્રજનારનાં થેઇ થેઇ રમીયાં રાસ; રૂમઝુમ વાગે ઘુઘરા, વ્રજસુંદરીની પૂરી આશરે. ગિરિવર ગિરિધારી ગિરિધારી. ફરતાં કામિની વચ્ચે વનમાળીરે, ગિરિવર. ૨૪ સખી અન્યોઅન્ય લે છે તાળીરે. ગિરિવર. ૨૫ ત્યાં જોવાને દેવતા આવ્યારે. ગિરિવર. ૨૬ લઇ પુષ્પે પ્રભુને વધાવ્યારે. ગિરિવર. ૨૭ શ્રીયમુનાજી વહે છે ગંભીરરે. ગિરિવર. ૨૮ રહ્યો ચંદ્રમા શરદનો સ્થિરરે. ગિરિ-

વર ૨૯ મુખે તા થેઈ તા થેઈ બોલેરે. ગિરિવર. ૩૦ સહુ સુંદરીની સંગે ડોલેરે. ગિરિવર. ૩૧ કોઈ સખીનો અધરરસ લૂંટેરે. ગિરિવર. ૩૨ વ્રજવનિતાનો અમૃત રસ લૂંટેરે ગીરિવર. ૩૩ વ્રજવલ્લભ પ્રભુને જોઇનેરે. ગિરિવર. ૩૪ મ્હારૂં મનડું રહ્યું છે મોહીરે. ગિરિવર. ૩૫ સાખી—ધન્ય ધન્ય વ્રજની ભૂમિકા, ધન્ય ધન્ય વ્રજની નાર; શ્યામ સંગ ક્રીડા કરે, શું વર્ણવું લીલા અપારરે. ગિરિવર ગિરિધારી.

ધોળ ૧૩.

સખી આજરે વાગે શ્રીવૃંદાવન વાંસળી, મારે મંદિરીએ સંભળાય, સખી આજરે વાગે શ્રીવૃંદાવન. ૧ સખી વાંસળી તે કેરી વેણમાં, મારૂં ચિત્ત ઘણું અકળાય. સખી. ૨ સખી સુધ બુધ ભૂલી સુંદરી, જીરે ઘર તજીને વન જાય. સખી. ૩ સખી અવળાં તે આભરણ પહેરીયાં, જીરે અવળાં ઓઢયાં ચીર. સખી. ૪ સખી કરનાં તે કંકણ જોડનાં, જીરે નૂપુર ધરીયાં કાન. સખી. ૫ સખી નયને તે સિંદૂર સારીયા, જીરે કાજળ ટીલડી લલાટ. સખી. ૬ સખી ગાયોનાં દોહન ચુકીયાં, જીરે વાછરાં બાંધ્યાં છે બહાર સખી. ૭ સખી ઘરનાં તે કામકાજ ચુકીયાં, જીરે રોતાં મેહેલ્યાં છે બાળ.

સખી. ૮ સખી મેલ્યાં તે માત તાત ભ્રાતને, જીરે મેહ્યાં પતિ પુત્ર પરિવાર. ૯ સખી આસો તે માસ સોહામણો જીરે સોહામણી શરદની રાત. સખી. ૧૦ સખી માધવદાસના સ્વામીને વિનવું, હાંરે વાહાલે રંગે રમાડયાં છે રાસ. સખી આજરે વાગે. ૧૧

ધોળ ૬૪.

સખી શરદ પૂનમની રાત મુજને વહાલીજી,
એવી ગોકુલ વ્રજની નાર રમવા ચાલીજી. ૧
એવાં નાક પ્રમાણે નથનાં નિર્મળ મોતીજી,
એવાં દર્પણ લીધાં હાથ મુખડાં જોતીજી. ૨
એવાં કડલાં ને કાંબી ચાર વીછવા ઝણકેજી,
એવો ઝાંઝરનો ઝમકાર ઘુઘરી ઘમકેજી. ૩
એવાં ચોળીને પહેર્યાં ચીર પીતામ્બર પીળાંજી,
મારા વહાલાસાથે રમવો રાસ કરવી લીલાજી. ૪
એવી લીલા તે ગાજો નિત્ય નર ને નારીજી,
ત્યાં રમે ગોપીઓને કાહાન રમતાં ભારીજી. ૫
એવાં બાંહે બાજુ બંદ ઓગનીઆં ખળકેજી,
એવો હઇડે એકાવળ હાર ઝુમણાં ઝળકેજી. ૬
ત્યાં ફુંદડી ફરે ગોપી ચાર વચ્ચે ગિરધારીજી,
એવા માધવદાસના દાસ જાઉં બલિહારીજી. ૭

ધોળ ૧૫.

વનમાં વાગેરે વાંસળી, માહારે મંદિરીએ સંભળાય. વનમાં ૧ મોહ સહુ પામીરે સોહામણી, જીવડો આકુળ વ્યાકુળ થાય. વનમાં ૨ વેગે ચાલીરે વનિતા, મ્હેં તો ઘરમાં નવ રેહેવાય. વનમાં ૩ દેહની દશારે વિસરી, અંગે આભૂષણુ બદલાય. વનમાં ૪ ભુવન ભુવનથીરે ભામની, ચાલી કામ કરી ઘર ત્યાજ. વનમાં ૫ સાસરૂં મહીયરરે મેલીયું, લોપી લોકડીયાંની લાજ. વનમાં ૬ વન સહુ આવીરે ગોપીયો, નયને નિરખ્યા શ્યામ શરીર. વનમાં ૭ રૂઘુનાથ હરખ્યોરે હૈયે ઘણું, સુંદર જમુનાં કેરાં તીર. વનમાં ૮

ધોળ ૧૬.

મારા વાહાલાના વન માંહ્ય, વાગે રૂડી વાંસલડી; હું તો ઘેલી ફરૂં ઘર માંહ્ય, કોણે દીધી સાંકલડી. ૧ કુંભ વિના જળ ભરવા ચાલી, શિરપર મેહેલી ઊઢાણીરે; ગરણું લઇ જળ ગળવા બેઠી, કુંભની સુધબુધ ભુલી. વાગે. ૨ ગુણીયા વિના ગૌ દોહોવા બેઠી, સાડી ભીંજાઈ નવ જાણીરે; વાછડું વાળતાં ગોપીઓએ, બાળક બાંધ્યાં તાણી. વાગે. ૩ ઘી તાવીને છાશમાં રેડયાં દૂધમાં રેડયાં પાણીરે; નેતરૂં લેઈ નાવલીઓ બાંધ્યો, ઘરનો

ધણી નવ જાણ્યો. વાગે. ૪ પાત્ર વિના મેં ભોજન પીરસ્યાં, મોદક મરચાં ભેળીરે, સાકર વડીનાં શાક વધાર્યાં, શેવમાં સુંઠજ ભેળી. વાગે. ૫ સાસુ કહે વહુને વૈતર વળગ્યાં, અવચળિયા ઉતરાવોરે; હીચેર કહે ભોજાઇને બાંધો, સાન કરી સમજાવો. વાગે. ૬ તનમન મારા પ્રાણ હરી માહારો વાહાલોજી મથુરાં જાયરે, રામકૃષ્ણ પ્રભુએ રસ પીતાં, વારેવારે સમજાવું. વાગે. ૭

ધોળ ૧૭

રાસમેં બિહારી આજ રાસમેં બિહારી;
સોહત સલોને શ્યામ, રાસમેં બિહારી. ટેક.

મોર મુગટ કાછની કટિ, પીત પટ સંમારી;
શ્રવણ કુંડલ ચરણ નૂપુર, મુરલી અધર ધારી. ૧

બંસી સુનિ આય મીલી, સબ વ્રજકી નારી;
એક એક પ્રતિ રૂપ ધરી, વિલસત વનમાલી. ૨

વૃંદાવન કુંજલતા, રાસ રચ્યો ભારી;
થેઇ થેઇ નાચત હરિ, સંગ રાધા પ્યારી. ૩

સુરનર મુનિ નાર સહિત, નિરખિ સુધ વિસારી;
ધન્ય ધન્ય રઘુનાથ પ્રભુ, વ્રજજન સુખકારી. ૪

ધોળ ૧૮.

બાંસુરી બજાઈ આજ રંગસોં મુરારિ
બંસીકી ધુની સુની, શંકરકી તારી છૂટી;
વેદ પઢત ભૂલ ગયે, બ્રહ્મા બ્રહ્મચારી. ૧
જલ સ્થલ કે જીવ મોહે, મોહે પક્ષી સારી;
ગોકુલકે ગ્વાલ મોહે, મોહી બ્રજનારી. ૨
જમુનાજલ થકિત ભયો, સુધ ન સંભારી;
સૂરદાસ મદનમોહન, તીન લોક વારી. ૩

ધોળ. ૧૯.

બંસી બાજીરે કાના તેરી મદન ગોપાલ; મદન ગોપાલ, નાગર નંદાજીના લાલ. બંસી. ૧ બંસી બાજી વૃંદાવનમેં દોડી બ્રજકી બાલ; લાજ કાજ મૂકી વ્રજ જનકી, જઇ પહોંચી તત્કાળ. બંસી. ૨ દ્વે દ્વે ગોપી બીચ બીચ માધો, નાચે દે દે તાલ; રાસમંડળકે બીચમેં મોહન, ગાવે રસિક રસાલ. બંસી. ૩ મોર મુગટકી લટક બનીહે, ગલે વૈજયંતી વિશાલ, પીળે પટકે મન મોહ્યું છે, લાગી વૈરણ વિશાલ. બંસી. ૪ ગાય ચરાવે વ્રજભૂમિમેં, સંગ સખા લેઈ ગ્વાલ; ધુમર ધોરી કાજર કહી કહી, બોલાવે ગોપાલ. બંસી. ૫ કમોદ વનમેં જઇને પહોચ્યાં, સખીઓ લાવે છાક;

લાડુ પુરી શાક ભુજૈના, દહીં માખન દુધપાક. બંસી. ૬ પીસ્તાં ને બદામ ટોપરૂં, ખારેક મીશ્રી દ્રાક્ષ; ખરબુજા નારંગી જામફળ, આંબા કેરી સાખ. બંસી ૭ ઉની ઉની રોટલી ને કારેલાનું શાક; આવરે વરસાદ તમને ઘેબરીઓ પરસાદ. બંસી. ૮ મોહફીઆની માર મચી છે, ખેલ કરે નંદલાલ; શ્રીવિઠ્ઠલપ્રભુ એમ કહે છે, એનું નામ કનૈયાલાલ. બંસી. ૯

ધોળ ૨૦.

વાલા મારા વૃંદાવનના ચોક કે, વહેલા પધારજોરે લોલ. ૧ મુજને રાસ રમ્યાના કોડ કે, વા'લા સંગ બેલડીરે લોલ. ૨ એવી રૂડી ગોકુલની વ્રજનાર કે, વેગે બોલાવજોરે લોલ. ૩ એવો રૂડો બંસીબટનો ચોક કે, કુંજ સોહામણોરે લોલ. ૪ એવાં રૂડાં જમુનાજીનાં નીર કે, તટ રળિયામણોરે લોલ. ૫ એવી રૂડી શરદપૂનમની રાત કે, ચંદ સોહામણોરે લોલ. ૬ મધરાતે વાઈ વેણુ રસાલ કે, હું થઈ ઘેલડીરે લોલ. ૭ લેવા મુખડાંનાં તંબોલ કે, મળી તેવ તેવડીરે લોલ. ૮ ફરતી ગાન કરે વ્રજનાર કે વચ્ચે મારો વાલમોરે લોલ ૯ મળીઓ માધવદાસનો નાથ કે, રસ જામ્યો ત્રણોરે લોલ. ૧૦

ધોળ ૨૧.

સાભળને સજનીરે વ્રજની વાતલડી, ઉત્તમ અજવા-ળાંરે શરદની રાતલડી. ૧ આકાશે ઉદીયોરે શશીયલ સોળ કલા, મધ્યરાતે મહાવનરે આનંદ ઓઘ ઢળ્યા. ૨ જગજીવન ઉભલારે જઈ જમુનાતીરે, વાલે વેણુ વગા-ડીરે મુખ મધુરી ધીરે. ૩ મુરલીમાં મોહનરે મીઠડા વેદ ભણી, ત્રિલોકે મોહ્યાંરે ત્યાં એક નાદ સૂણી. ૪ પાતાળે પન્નગરે મોહી સર્વ નાગણીયું, છત્રીસે રાગેરે મોહી સર્વ રાગણીયું. ૫ ઈંદ્રાદિક મોહ્યાંરે ઈંદ્રને ઈંદ્રાણી, બ્રહ્મા-દિક મોહ્યાંરે બ્રહ્મા ને બ્રહ્માણી, ૬ શંકર પણ મોહ્યાંરે ઉમીયાજી રાણી, વહેતાં જલ મોહ્યાંરે શ્રીજમુનામહા-રાણી. ૭ તપસી તપ ચૂકયારે મુનિવર ધ્યાન થકી, ફલ ફુલે ફુલ્યારે વન વન વનસ્પતિ. ૮ બોલે મોર બપૈયારે મધુકર ગુંજ કરે. ગૌધેન લોભાણીરે મુખ થકી તૃણ ન ચરે ૯. ડુંગરીયા ડોલ્યારે અષ્ટકુલ તેજ કરી, સુખ સજા આપીરે, મીઠી વેલ્ય ફલે. ૧૦ જે જેમ તે તેમ ત્યારે, ચિત્રામણ લખીયાં; થિર થાવર થંભીયાંરે દુખીયાં થયાં સુખીયાં. ૧૧ સમુદ્રની લેહેરોરે, વારીવારી વેહે વેતી, ઘરેઘેર ઠરીયારે, સુધબુધ નવ રહેતી. ૧૨ ત્યાં એવી લે લાગીરે, પવન રહ્યા મોહીને; આકાશે ઉડુગ-

ણુરે, ચંદ રહ્યા જોઇને. ૧૩ ચાંદો ને સૂરજ રે, થંભીયા રથ ઝાલી, એવી વ્યાકુળ વનિતારે, સર્વે ત્યાં ચાલી ૧૪ તનમાં વિરહ વાધ્યોરે, વનિતા થઈ ઘેલી; ચતુરા વન ચાલીરે, એક એક પે પહેલી. ૧૫ ઘરબારજ તજીયાંરે; પિયુને પરહરીયા, માબાપ સજન સુતરે, તજ્યાં સર્વે સાસરિયા. ૧૬ મંદિરીયે મેલ્યાંરે, બાલકને રોતાં, પંથે પરવરીયાંરે, જઇ વનમાં જોતાં, ૧૭ શરીરે સુધબુધ ભૂલ્યાંરે, નેણે સિંદૂર ભર્યાં, કાજલ સિર સેંથેરે, નૂપુર ચરણ ધર્યાં, ૧૮ બાજુબંધ કંઠેરે, જમણા હાથે છે, પાયે ઘુઘરા બાંધ્યાંરે, કંકણ હાથે છે; નથ નાકે રે અંગોઠી આંગળીયે છે. ૧૯ કોઈ ચંચલ નારીરે, કોય અબલા નારી. અવળાં ચીર ઓઢયાંરે, અવળાં શણગારી. ૨૦ ચોલી ને સાટેરે ચુંદડી બાંધી છે; કોઇની કસ ત્રુટીરે, કોઇની છુટી છે. ૨૧ કોઇ બાળે વેશેરે કોઈ છૂટે કેશેરે. એ વ્યાકુલ વનિતારે, જઇ વનમાં પોતી; એક એકની વાંસેરે, જાએ પગલાં જોતી. ૨૨ પ્રણામજ કરીયાંરે, જઇ પ્રભુજી પાયે, ત્યાં મુખથી બોલ્યારે, ચૌદભુવનરાયે. ૨૩ મધરાને આવ્યાંરે, સુંદરી શા માટે, ફેરો શિદ ખાધોરે, મહાવનની વાટે. ૨૪ આચરણનાં પગરણુરે, શાં તમે આદરીયાં; પતિનાં વાર્યાંરે, તે

તમે નવ કરીયાં. ૨૫ પીયુને તજીયારે, એ શો અન્યાય કર્યો; તમે જુવો વિચારીરે, હું તમ પાસ રહ્યો. ૨૭ પતિનું મુખ જોતાંરે, પતિવ્રતા થાયે. સ્વામીની સેવારે, પરઘેર નવ જાયે. ૨૭ તેમાં લાંછન લાગેરે, કહું તમને સાચું; તેને પૂછ્યા વિનારે, કામ કર્યું કાચું. ૨૮ લંપટના લક્ષણ કે, આવડાં નવ કરીયે; અહીં શિદ આવ્યાંરે, જાઓને મંદિરીયે; જાવ જાવની જાવનેરે, જાવ પાછાં વળી; પતિવ્રત તમારું રે, જાશે સર્વે ટલી. ૩૦ એવાં વચન સુણીનેરે., વનિતા નિરાશ થયાં; ધરણી પર ઢળીયાંરે ગદગદ કંઠ થયાં. ૩૧ આંસુની ધારારે, નેણાંમાંથી નીર ઝરે, ત્યાં કાંઈ સાસ ઉસાસેરે ઉત્તર કાંઇ ન કરે. ૩૨ પછે થિરતા થઇનેરે વનિતા વાણી વદે; પછે મુખથી બોલ્યાં રે, વિચાર કરીને હૃદે. ૩૩ મધરાતે આવ્યાંરે: તમને મલવાને; જાણો શ્યામ નથી આવ્યારે પાછાં વળવાને. ૩૪ વાલાજી ચિતડું મારુ રે, તમ સાથે જોડયું; સહુ સગાં કુટુંબનું રે, સગપણું પણ ત્રોડયું. ૩૫ અમારા પતિ તમે રે, પ્રભુજી છો, એમ શિદને કોચવોરે, નહી વળીયે પાછાં. ૩૬ પાછાં વળીયેરે, નહીં નહીં નહિ વલીયે; અલૈકિક સુખ આપોરે, ભાવે ભેળાં ભળીયે. ૩૭ એવાં વચન સુણીનેરે, પ્રભુજી

હસીયા; માનનિને મળવારે, વહાલોજી ધસીયા. ૩૮ અધર વેણુ ધરીનેરે, લીલા પ્રગટ કરી; એવી નૂતન લીલારે, વ્રજમાં વિસ્તારી. ૩૯ રસમાં રંગજ જામ્યોરે, લીલા લહેર થઇ; માનની મનમાંરે, ગર્વ ધરીને રહી. ૪૦ સાંભળને સજનીરે કહું એક વાતડલી; ધન્ય ધન્ય દિવસરે, આજની રાતલડી. ૪૧ તિહાં શેષ મહેશ્વરને બ્રહ્માજીને જોતા ફરે, એવા વાલમજીરે, અમશું ક્રીડા કરે. ૪૨ એવું માન જ્યારેતરે, માનિની મન આણ્યું; પૂરણ પુરુષોત્તમરે પ્રભુજીયે મન જાણ્યું. ૪૩ તે સમે તત્-ક્ષણરે, અંતર્ધ્યાન થયા, વિલખે વ્રજનારીરે, વનવન પ્રતે ગયાં. ૪૪ વેલીને પૂછેરે, વૃક્ષને પૂછે છે; માલતીને પૂછેરે, મલ્લિકાને પૂછે છે. ૪૬ કેલીને પૂછેરે કેતકીને પૂછે છે, કણેરને પૂછેરે, કદમને પૂછે છે- ૪૬ તમરાંને પૂછે રે, ભમરાને પૂછે છે. વાયુને પૂછે રે ધરણીને પૂછે છે. ૪૭ તુલસીકલ્યાણી, ગોવિંદ પદ પ્યારી. તમે જુવો વિચારીરે, દેખી દીસા અમારી, ૪૮ અમને દેખાડોરે, પ્રીતમ પ્રાણ પ્રિયા. અમથી અંતર્ધ્યાનરે, વાલોજી થયા. ૪૯ અમને મુકીનેરે, વનવન પ્રત્યે ગયા, એવી ક્રીડા કરતાંરે, વન વન ડોલીયાં, ૫૦ ઝાડ ઝાડની સાથેરે, પ્રત્યક્ષ થઇ બોલે, બોલતાં ડોલતાંરે, કોઇ તેડી ચાલે.

૫૧ કોઈ તેડી ચાલેરે, કોઈ કૃષ્ણ થઇને માલે. કોઈ વેણું ધારેરે, કોઇ પૂતનાંને મારે. પર કોઈ તો વેણુ ઓલેરે કોઇ ગિરિને તોલે, કોઇ દાવાનલ પીયેરે, કોઈ કાલી નાથે. ૫૩ એવી ક્રીડા કરતાંયે, આવ્યાં જમુનાજી નાહ્યાં ઓગણીસ શ્લોકેરે, ગોપિકાગીત ગાયાં. ૫૪ ગાઈ ગાઇને વળીયારે, અતિશે નિરાશ થયાં, ધરણી પર ઢલીયાંરે, વાલાને મળીયાં. ૫૫ હવે પોતાનાં જાણ્યાંરે; અંતરમાં દયા આણી, જ્યારે ગર્વ ગળીયોરે, ત્યારે વાલો બોલીયા વાણી; મધ્ય મંડલમાંથીરે, પ્રભુજી પ્રગટ થયા; શ્રીગોકુલચંદ્રમાજીરે, રૂપ ધરીને રહ્યા. ૫૭ પોતાનાં કીધાંરે, લીલામાં લીધા. અલૌકિક સુખ આપ્યાં રે, થિર કરીને થાપ્યાં. ૫૮ રસમાં રસ જામ્યોરે લીલા લેર કીધી, પાહીલીયે ઠમકેરે, ઘુંઘરીયું ઘમકે. ૫૯ કિંકણીમાં ખલકેરે, ઝુમણાં ઝલકે છે; શોભે વનમાળીરે, ત્રીકમ લે તાલી. ૬૦ વેણુના શબ્દરે, સુરલોકમાં ગાજે; તે સમે તત્ક્ષણેરે, નિશાન તો ત્યાં વાજે. ૬૧ દુંદુભિ દડદડે રે, નોબત ગડગડે છે; પુષ્પની વૃષ્ટિરે, અતિ ઘણી વરસે છે. ૬૨ એવી લીલા જોઇનેરે, વ્રજજન હરખે છે, આનંદની અવધિરે અતિ ઘણી વરખે છે. ૬૩ લીલા રસસિંધુરે, વાલમને વ્રજનારી; એમાં શું જાણેરે, જડ

બુદ્ધિ સંસારી. ૬૪ લીલારસ અમૃતરે, પરીક્ષિત નવ ચાખ્યો; શુકજી મહાસાગરરે, રસ છુપાવી રાખ્યો. ૬૫ તે પ્રશ્નથી સંશયરે, રાજાનો હૃદે ધરીયો; પછે જ્ઞાન વૈરાગ્યેરે ગ્રંથ પૂરો કરીયો, ૬૬ લીલારસ અમૃતરે, જયાં ત્યાં નવ ગાજો, એ રસના ભોગીરે, તેને એ રસ પાજો ૬૭ એ લીલા જોઈનેરે, હરિદાસ બલિહારી; એ લીલા નિત ગાજોરે, સહુ નર ને નારી ૬૮

## હીંચહુમચીનાં ધોળ.

### ધોળ ૧.

આજે આનંદ મારે અતિ ઘણો, શ્રીગોકુલ જય જયકારરે; ધન્ય ધન્ય નંદ જસોમતી જેણે જાયા જગદાધારરે. આપે નંદ વધામણાં રે જાચક ઉભા દ્વારરે, કનકવસ્ત્ર સોહામણા રે બ્રાહ્મણ ભરીયા ભાર રે. મંગલ ગાય મળી માનિની કીધા સોળે શૃંગારરે. નહિ સુંદર ત્રૈલોકમાં રે જેવા રે નંદકુમાર રે. ૩ ૧ શુભ દિન શુભ ગ્રહ શુભ અયનારે, શુભ વેળા ને શુભ વારરે; લગ્ન નક્ષત્ર જન્મોત્તરી લખી લાવ્યા ગર્ગાચાર્ય રે. ૨ દધિ છાંટે ગોવાળીઆ, ત્યાં નાચે નર ને નારરે; કુસુમવૃષ્ટિ સુરપતિ કરે જન ગોવિંદ બલબલ જાયરે. ૩.

ધોળ ૨.

રસીયો રસે ભર્યોરે, વહાલો મારો વિઠ્ઠલવર વરણાગીઓ રે; વ્રજવનિતાએ વર્યોરે, એહુની છાતી ઉપર લેહ લાગીરે. ૧ નાગર નંદતણોરે, નટવર નાચે ને ગાયે ગીતરે; વહાલો લાગે ઘણોરે, પ્યારો પ્રેમે ઉપજાવે પ્રીતરે. ૨ સુંદર શામળોરે, હરિ મ્હારા હૈડા કેરો હારરે; પ્રિતમ પાતળોરે, મ્હારો પ્રાણજીવન આધારરે. ૩ લાગે હરિ મીઠડોરે, રસીઓ રાસરમણનો ભોગીરે; વલ્લભપ્રભુ દીઠડોરે, તેથી સદા રહે સંજોગીરે. ૪

પદ ૨૪ મું.

લાગી મને નેહજડીરે, એથી અળગા કેમ રહેવાયરે;
નિરખું ઘડી ઘડી રે, સુખડાં કેની આગળ કહેવાયરે. ૧
ભીડી મને ગેલમાંરે, વહાલો શ્રીવૃંદાવનના ચંદરે;
સૈયર સાથમાંરે, સોહીએ તારામાં જેમ ચંદરે. ૨
ઉભા અલબેલડોરે, જીવણ શ્રીજમુનાજીને તીરરે;
લાલચ ઘેલડોરે, વેણ વગાડે હળધરવીરરે. ૩
સખી ટોળે મળીરે, જોવા જશોદાજીના કહાનરે;
મરજાદા ટળીરે, વલ્લભપ્રભુજી શું લાગ્યું ધ્યાનરે. ૪

ધોળ ૩.

ઘેલી થઇ ફરૂં રે, ઘેલા ગિરિધારીની સંગરે;
ધીરજ નવ ધરૂં રે, આતુર કીધું મહારૂં મનરે; ૧

જળ ભરવાને મિષેરે, જાવું શ્રીજમુનાજીને ઘાટરે;
હરિ હરખે હસેરે, આડા આવી રોકે વાટરે. ૨
નિરખું નેણાં ભરીરે, સજની શામળીઆનું રૂપરે;
હરખું હૈડાં ભરીરે, સર્વસ્વ કોમલ શ્યામ સ્વરૂપરે. ૩
બીજું મને નવ ગમેરે, મહારે સર્વસ્વ નંદ કુમારરે;
મન કેડે ભમેરે, દાસ વલ્લભપ્રભુ પ્રાણઆધારરે.

ધોળ ૪.

પ્રીતની વાતડીરે, જેહને લાગી હોય તે જાણેરે;
તુજ ઘેર જાતડીરે, નિર્લજ થાય તે એ રસ માણેરે. ૧
પ્રેમ ત્યાં નેમ નહિંરે, જ્યાંહાં પડદો ત્યાં શાની પ્રીતરે;
નેમ ત્યાં પ્રેમ નહિંરે જગત ભગતની અવળી રીતરે. ૨
પ્રીત છે મહારેરે, સજની શામળીઆની સાથ રે;
એવી નથી તાહારેરે, અમે વેચાણા એણને હાથ રે. ૩
તનમન સોંપીયુંરે, હવે જે થનાર હોય તે થાય રે;
ભવો ભવ અર્પીયુંરે, દાસ વલ્લભ જુગલ જશ ગાયરે. ૪

ધોળ ૫.

કારણ શું એ કહું રે, મુજને કહાનુડાના કોડરે;
કોઇથી નવ ડરૂ રે, હરખે હૈડું મોડા મોડરે. ૧
પ્રીત પ્રગટ કરૂંરે, સજની શાને રાખું છાનું રે;
હરખ હૈયે ધરૂંરે, મારા મનના માન્યા માનુંરે. ૨

આ ભવદુઃખ ટળ્યુંરે, હતું જેમ શૂળી કેરૂં સાલરે;
દુર્જન દેખી બળેરે, મારે સર્વસ્વ નંદજીના લાલરે. ૩
પ્રાણના પ્રાણ સખીરે, જીવણ જસોદાજીના કહાનરે;
રાખું હૈયે લખીરે, વલ્લભપ્રભુ શું લાગ્યું ધ્યાનરે. ૪

ધોળ ૬.

રસ રસીઆ તણોરે, મીઠડો લાગ્યો જેને મનરે;
પીતાં પ્રેમ ઘણોરે, તેણે સોંપ્યાં તન મન ધનરે. ૧
વ્રજમાં વાય છે રે, એ રસ ઉમંગ્યો અંગોઅંગરે;
અઢળક ઉર ઢળ્યોરે, રમતાં રસ વાધ્યો બેઉ રંગરે. ૨
છે રસ પ્રીતનોરે, લટકે લેતાં છુટે લાજરે;
અધરરસ લહેરનોરે, સુત પતિ તજીયાં ઘરનાં કાજરે. ૩
લલિત લાલશુંરે, કરતી અહર્નિશ આનંદ ખેલરે;
વિલાસ ગોપાળશુંરે, જેને હરિની સાથે હેલરે. ૪
ધન્ય વ્રજવાસીયોરે, ધન્ય શ્રીગોકુળ જમુનાતીરરે;
ભવોભવ દાસીયોરે, જેને વહાલો હળધર વીરરે. ૫
ખટરસ આંગણેરે, બીજા રસમાં સ્વાદ ન હોયરે;
વલ્લભપ્રભુ મળ્યારે, મોહન મુખ દીઠે સુખ હોયરે. ૬

ધોળ ૭.

સુણ સાહેલડીરે, મારે નંદકુંવરશું નેહરે;
ઝાઝું શું કહુંરે, મારા પ્રાણજીવન ધન એહરે. ૧

હાર હૈયા તણારે, મારા ચિત્તડા કેરા ચોરરે;
મસ્તકના મણિરે, મ્હારા કાળજડાની કોરરે. ૨
ઉર લપટાવીયેરે. એ વર આવે એવી વહાલરે;
સખી હું શું કહુંરે, મહોટું સાસરીયાનું સાલ રે. ૩
આજ હું એકલીરે, મને માર્ગે મળીયો કહાનરે;
મુખ બોલ્યા બન્નેરે, કીધી આંખલડીમાં સાનરે. ૪
હું સમજી રહીરે મુજને તેડી શ્રીવૃંદાવનરે;
સજની શું કરું રે, ન સુઝે રજની ને કાંઇ દિનરે. ૫
વહાલે મને ભોળવીરે, ચોરી લીધું મારું ચિત્તરે;
વલ્લભના સ્વામી મળ્યારે, મારે પ્રાણજીવન ધન હિતરે.

ધોળ ૮.

ચાલો સખી નિરખીએ નંદકુમાર, લટકતા ભાવે હરિ દીન દયાળ. જોજો સખી છેલછબીલા હરિની ચાલ, કીયેને ચતુરે ઘડી હરિની ચાખડીરે લોલ. ૧ બેસણીયે કાંઇ ધર્યાંરે મુનિવરે ધ્યાન, લાંકમાં કાંઇ લખ્યાંરે નાગરવેલનાં પાન, ચરણ સુકોમળ કંકુવરણે વાન, કારીગરે કોરીને ફરતિ મેલી પાંખડીરે લોલ. ૨ પાનીએ કાંઇ હંસ પોપટને મોર, મસ્તક ભમરીને ઉપર બોર, તેની આગળ શોરે હમારો તોલ, ઝીણી ઝીણી ઘુઘરી શબ્દ કરે ઘણોરે લોલ. સાંકળીયો ગાંઠોરે સોના

કેરે તાર, હીરા માણેકે ગુંથ્યા હરિના હાર; ફુલના પીછોરા કીધા વહાલે ભાર, પીળાંને પચરંગી બિરાજે હરિને ફુમતાંરે લોલ. લંગરમાં સૂરજ રત્ન ને ચંદ્ર, હાથે છે હીરલાને પહોંચીયે નંગ, તેનો દેખી મ્હારૂં મન થાય ઉછરંગ, આંગળીયોમાં વીંટી ને અંગુઠામાં આરશીરે લોલ. ૫ કાષ્ઠના કકડાની કીધી વહાણ સાર, એટલે તે શીદ લે અમારી સંભાળ. પાહુલીઆના પુણ્ય તણો નહિ પાર, પહેરીને પધાર્યા ગોવાળીઆને ઘેરમાંરે. લ. ૬ એક એક સાનમાં સમજી જાય, જેને જેવા ભાવ હોય તેવા ગુણ ગાય, પ્રથમ નિરખું ને પછી લાગું પાય, શ્રીવલ્લભકુળને નાથે તે સૌને લીધાં લહેરમાંરે લોલ. ૭

ધોળ ૯.

તેરે બાંકે મુગટ પર લટુરી ઝુક રહી, છબી ન્યારી ગિરિવર ધારી. ટેક. મોર મુગટ પીતાંબર સોહે, કુંડલકી છબી હે ન્યારી. તેરે બાંકે. ૧ શ્રીજમુનાકે નીરે તીરે ધેન ચરાવે, બંસી બજાવે ગાવે રંગ તારી. તેરે બાંકે. ૨ શ્રીવૃંદાવનમેં રાસ રચ્યો હે, સોળ સહસ્ત્ર બીચ ગિરિધારી. તેરે બાંકે. ૩ શ્રીપુરુષોતમપ્રભુકી છબિ નિરખતહાંરે તેરી સામરી સુરત પર જાઉં વારી. તેરે બાંકે. ૪

ધોળ ૧૦.

મુખડાનું માંડણુ મોતી, મહારાજા મારા મુખડાનું માંડણુ મોતી. ટેક. મેં જલ જમુના ભરન ગઈતી, મુખડું ધોતાં ખોયું મોતી. ૧ ગાગર ભર પનઘટ પર મૂકી; લાગી ફુલ મોતી જોતી જોતી. ૨ ઘર જાઉં તો મોરી સાસુ લડતહે, નણંદી બોલે છે મહેણાં દેતી. ૩ પુરુષોત્તમપ્રભુ આયે અચાનક, મોતીડું લીધું છે મારૂં ગોતી. ૩

ધોળ ૧૧.

ધન્ય આજની ઘડી રળીયામણી, હાંરે મારો વહાલોજી પધાર્યાની વધામણી હોજીરે. ૧ હાંરે હું તો કંદલીના સ્થંભ રોપાવતી, હાંરે મારા વહાલાજીના મંડપ રચાવતી હોજીરે. ૨ હાંરે પૂરે પૂરે સોહાગણુ સાથીયો, હાંરે જેમ મલપતો આવે હરિ હાથીયો હોજીરે. ૩ હું તો મોતીડાના ચોક પુરાવતી, હાંરે મારા વહાલાજીની આરતિ ઉતારતી હોજીરે. ૪ હાંરે હું તો ફુલડાના કોટ ચણાવતી; હાંરે માહરા વહાલાજીની સેજ બીછાવતી હોજીરે. ૫ હાંરે હું તો જાઉં શ્રીવલ્લભકુલને વારણે; હાંરે મહેતા નરસઇઆનો સ્વામી ઉભો બારણે હોજીરે ૬

ધોળ ૧૨.

અતિરે આનંદ ભર્યા આવો મારે અંગે; શ્યામ

સુંદર વર બેઠા છો સંગે. ૧ મુખડાં જોયાં વિના પાણી નવ પીઉં રે, રસિક સુંદર વર જોઇ જોઇ જીવું રે. ૨ રસિક સુંદર વર શી રઢ લાગી, જન્મોજન્મ મારી ભાવઠ ભાંગી. ૩ સગપણ તો શામળીઆનું સાચું, બાકી સર્વે દીસે છે કાચું. ૪ મુજને ન વારો અમારી રે, માડી, દર્શન કરવા જઇશું દહાડી. ૫ કહેશે તેને કહેવા રે દઇશું, આપણે સર્વે સાંભળી રહીશું. ૬ નંદના કુંવર તમે ન કરો વડાઇ રે, મોટા થયા મારૂં માંખણ ખાઇ રે. ૭ નંદના કુંવર તમે બહુ રંગ રસીયા, અમારે કારણ વહાલો વ્રજમાં વસીયા. ૮ અતિ રે આનંદ ભર્યા નંદઘેર જઇશું, દર્શન કરીને સુખીયાં થઇશું. ૯ ઘણા રે દિવસના વાયદા રે ફળીયા. વલ્લભપ્રભુ શ્રીગોવર્દ્ધન મળીયા. ૧૦

ધોળ ૧૩.

બાઇ ઘેલી મને કીધી શ્રીનંદજીના નંદે, નાંખી મને સ્નેહ તણા રસફંદે બાઇ ઘેલી. ટેક. ૧ સાહેલી હું તો શ્રીજમુનાજી ગઇ હતી પાંણી, ત્યાં તો દીઠા નંદકુંવર ને લોભાણી; એ તો મારા અંતરની વાત ગયા જાણી. બાઇ ઘેલી. ૨ વહાલે મારે વાંકી નજર વડે જોયું, સાહેલી મારૂં ત્યારથી અધિક મન મોહ્યું; કાળજું મારૂં

કુટિલ કટાક્ષે પરોયું. બાઈ ઘેલી. ૩ વાલાજીની વશી-
કરણ ભરેલી મીઠી વાણી, સુણી હું તો મૂલ વિનાની
વેચાણી; જાણે પ્રીત પીડા ન થયે વખાણી. બાઈ ઘેલી.
૪ વાલાજીની અલબેલી આંખ અણીઆળી, રૂપ રસ
રંગની ભરેલી રતનાળી. ભુરકીની ભરેલી ભૃકુટી વાંકી
ભાળી, બાઈ ઘેલી. ૫ મોહનજીનું મુખડું મદન મોહ-
કારી અંગો અંગ માધુરી મનોહર ભારી; મંદ મંદ
મધુરૂં હસીને મન મારી; બાઈ ઘેલી. ૬ નટવર નખ-
શીખ કામણ ભર્યો છે, આવડો રૂપાળો એને કોણે કર્યો
છે; મેં તો મારા મન થકી તેને વર્યો છે. બાઈ ઘેલી. ૭
મોહનજીની મુરલીમાં મોહની ભરી છે, તેણે મને ઘણી
વિરહ વ્યાકુલ કરી છે; સાહેલી મારી સુદ્ધ બુદ્ધ એણે
હરી છે. બાઇ ઘેલી. ૮ કાળજાનું દરદ નથી કોઇને
કહેવાતું, લાગી લ્હાય રોમ રોમ નથીરે સહેવાતું; કર
કશો ઉપાય સખી નથીરે રહેવાતું. બાઇ ઘેલી. ૯
તાલાવેલી લાગી હવે તરફડી મરાશે, કેમ કરી મેળવ
મોહન સુખ થાશે; વાર ના લગાડ સખી જીવ મારો
જાશે. બાઈ ઘેલી. ૧૦ વિરહાગ્નમાં બળે છે સમજી
સાહેલી, ખાન પાન ભાન કહ્યુ લાજ સૌ મેલી; રખે
એની થાય અવસ્થા છેલી. બાઈ ઘેલી. ૧૧ એવામાં

દયાના પ્રીતમજી પધાર્યા; અંક ભરી કુંજ સદનમાં સીધાર્યા; વિરહ અગ્નિના તાપ સર્વે નિવાર્યા. ૧૨

પદ-રાગ સોરઠ. ૧૪.

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે; ભોળું ભાખ મારે, કામણ દીસે છે અલબેલા. ટેક૦ મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું; અધપડિયાળી આંખે ઝીણું ઝાંખ મારે; ભોળું ભાખ૦ કા૦ ૧ નખ-શિખરૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગાળું; છાનાં ખંજન રાખે પંકજ પાંખમાં રે; ભોળું ભાખ૦ કા૦ વ્હાલભરી વશકરણી વાણી. તારુણીનું મન લે છે તાણી; ભ્રુકુટી મટકાવીને ભુરકી નાખ મારે; ભોળું ભાખ૦ કા૦ ૩ દયાપ્રીતમ નિરખે જે થાયે, તે મે મુખડે નવ કહેવાયે; આ વિનતિ આતુરતાની આવડી સાંખ મારે; ભોળું ભાખ૦ કા૦ ૪

પદ-રાગ સોરઠ ૧૫.

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગીયારે, કાળજું કોરાણું કંદર્પનાં શર વાગિયાં રે; તેં તો ઘટઘટ. ટેક. રોમ રોમ રસિયો તું વસિયો, ભવ-વૈભવ સેજે તું ખસિયો, વિરહના અંગારા અંગે જાગિયા રે, તેં તો ઘટઘટ. ૧ માત પિતા મૈયર

સંતાપે, સાસરિયાં અતિ આરત આપે; દુર્જન દુશ્મન સહુ કો પુઠે લાગિયારે; તેં તો ઘટઘટ. ૨ કહાન કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કંઇ નહિ હસિ રાળે; તે સાચું સમજી પીડે લોક અભાગિયારે; તેં તો ઘટઘટ. ૩ દયાપ્રીતમ પ્રીત કરી ન ફાવી, વણુ વેપારે જોખમ આવી; કહ્યું ના માને પ્રાણુ થયા અનુરાગીયારે. તેં તો. ૪

પદ-રાગ સોરઠ ૧૬.

રૂડા દીસો છો રાજેશ્વર મંદિર આવતારે, જરકસી જામો સુંદર પ્હેરી, માથે બાંધી પાગ સુનેરી, રૂડા રેંટા હોડી મન લલચાવતારે, રૂડા દીસો છો. ૧ હૈયે હાર ગુલાબી ફોરે, ચિતડું રોકી રાખ્યું ચોરે, ગજરા કાજૂ બાજૂ મુજ મન ભાવતારે, રૂડા દીસો છો. ૨ કનકછડી સુંદર કર લઇને, ગજગતિ ચાલે હળવા રહીને, ચિતડું ચોરી મીઠું મીઠું ગાવતારે, રૂડા દીસો છો. ૩ દયાપ્રીતમનો નાથ વિહારી, જાઉં તુજ વદનકમળપર વારી, હેતેશું બોલાવી તાપ સમાવતારે, રૂડા દીસો છો. ૪

ગરબી ૧૭.

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું, વારે વારે સામું ભાળે, મુને લાગે મીઠું. હું શું જાણું જે. જળ ભરવા જાઉં ત્યાં તો પુંઠે પુંઠે આવે, વગર

બોલાવ્યો વ્હાલો બેડલું ચડાવે. હું શું જાણું જે. ૧ વઢું ને તરછોડું તોએ રીસ ન લાવે, કાંઇ મિષે મારે ઘેર આવીને બોલાવે. હું શું જાણું જે. ૨ દૂરથી દેખીને મને દોડયો આવે દોટે, પોતાની માળા કહાડી પહેરાવે મારી કોટે. હું શું જાણું જે. ૩ એકલડી દેખે ત્યાં મુને પાવલેરે લાગે, રંક થઇને કાંઈ કાંઈ મારી પાસે માગે. હું શું જાણું જે. ૪ (મુને) જ્યાં જ્યાં જાતી જાણે, ત્યાં ત્યાં એ આડો આવી ઢુકે, દયાનો પ્રીતમ બેની મારો કેડલો ન મૂકે. હું શું જાણું જે. ૫

પદ ૧૮.

કયમ ભરિયેરે, કયમ ભરિયે, જળ જમનાનું નીર, નંદકુંવર કેડે પડયો. કયમ૦ ટેક. હું તો ઓથાં લઇ આઘી રહૂં, સામો આવે, સામો આવેરે, સામો આવે, નંદજીનો લાલ નંદકુંવર. ૧ હાંરે વ્હાલો તાકી મારે પીચકારીયો, આવી વાગે, આવી વાગેરે આવી વાગે, આવી વાગે, મારા તનડામાં તીર. નંદકુંવર. ૨ કેસુડે રોળી ચોળી ગુલાલમાં, વણસાડયાં. વણસાડયાંરે વણસાડયાં, મારાં ચોળીને ચીર. નંદકુંવર. ૩ હાવાં હરાયા, એ હરાયારે, એ હરાયા, નંદજીનોરે લાલ. નંદકુંવર. ૪ કે મુને દાસ દયાના સ્વામી મલ્યા તેણે દીધાંરે તેણે દીધાં મુને ધારણ ધીર નંદકુંવર ૫

પદ ૧૯.

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે, પ્રીતડીનિ રીત. થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહીં, વજ્રરેહોગે જટી તે જટી; પ્રીત ના કહેવાય તે તો સ્વાર્થ સમજવા, ચાર દિવસ પ્રગટીને મટી. પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત, દુઃખ પામે તોય જાય ના ઘટી; શત્રુથી સંતાપ થાગે સ્નેહથી મળે પણ, તેજમાંહે સૌ મરે મટી. કહ્યા સમજયામાં ન આવે એ વસ્તુ, જાણે જેને હોય વીતતી વટી; દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા, ધર્મ લાજ ખોય ને મરે ખીટી.

પદ ૨૦.

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામરંગ. જેમાં કાળાશ તે તો સહુ એક સરખું, સર્વમાં કપટ હશે આવું; કસ્તૂરીની બિંદી તો કરૂં નહીં, કાજળ ના આંખમાં અંજાવું. કોકિલાનો શબ્દ હું સુણું નહિ કાને, કાગવાણી શકુનમાં ન લાવું; નીલાંબર કાળી કંચુકી ન પહેરૂં, જમનાનાં નીરમાં ન નહાવું. મરકત મણિ ને મેઘ દૃષ્ટે ના જોવા, જાંબુ વંત્યાક ના ખાવું, દયાના પ્રીતમ સાથે મુખે નિયમ લીધો, પણ મન કહે જે પલક ના નિભાવું.

ગરબી ૨૧.

કીયે ઠામે મોહિની ન જાણીરે, મોહનજીમાં, કીયે. ભ્રુકુટીની મટકમાં કે ભાળવાની લટકમાં, કે શું મોહની ભરેલી વાણીરે ખીટળીયાળા કેશમાં કે મદનમોહન વેશમાં, કે મુરલી મોહનની પીછાણીરે. શું મુખારવિંદમાં કે મંદહાસ્ય ફંદમાં, કે કટાક્ષે મોહની વખાણીરે; કે શું અંગેઅંગમાં કે લલિત ત્રિભંગમાં, કે શું અંગઘેલી કરી શાણીરે; ચપળ રસિક નેનમાં કે છાની છાની સેનમાં, કે જોબનનું રૂપ કરે પાણી. દયાના પ્રીતમ પોતે મોહિની સ્વરૂપ છે, તન મન ધન હું લૂટાણીરે.

પદ ૨૨.

શોભા સલુણા શ્યામની, તું જોને સખી, શોભા. કોટિ કંદર્પને લજાવે એનું મુખડું, ફીકી પડે છે કળા કામન. સદગુણસાગર નટવરનાગર, બલિહારી હું એના નામની. કોટિ આભૂષણનું છે એ ભષણ, સીમા તું છે એ અભિરામની. જે ઓળખે તેને સાર સર્વનો બીજી વસ્તુ નથી કામના. અનુપમ એ અલબેલો રસીયો, જીવન મૂળી છે દયારામની.

ધોળ ૨૩.

શ્રીગોવર્દ્ધનધારી મારા વહાલા, છો વ્રજના અધિકારી મારા વહાલા; વ્રજમંડળ રળીઆમણું રે,

શ્રીયમુનાજી ઝીલવા જઇશું મારા વહાલા. શ્રી. ૧ જમુનાંજીમાં ઝીલતાંરે, તુટ્યા નવસર હાર મારા વહાલા; મોતી સઘળાં વેરાઇ ગયાંરે, હીરલો લાગ્યો હાથ મારા વહાલા. શ્રી. ૨ કેમ વીણુંને કેમ સાંભળુંરે, કેમ કરી ઉત્તર દઇશું મારા વહાલા; હાથે વીણુંને કાને સાંભળુંરે, રસભર્યો ઉત્તર દઇશું મારા વહાલા. શ્રી. ૩ શ્રીકનૈયાલાલજી બિરાજતારે, શ્રીલક્ષ્મણરાયજીની ગોદ મારા વહાલા; માજી મહારાજની ગોદ મારા વહાલા. શ્રી. ૪ શ્રીવલ્લભલાલજી બિરાજતારે, શ્રીકનૈયાલાલજીની ગોદ મારા વહાલા; દાસના દાસની વિનતિરે, આપો મુને ગોકુલવાસ મારા વહાલા; આપો મુને વ્રજમાં વાસ મારા વહાલા. ૫

શ્રીપ્રભુને પોઢવાનું ધોળ ૨૪.

પોઢો પોઢો કૃષ્ણ કમલદલ લોચન નેના તે સેન જણાવેજી, આળસ ઉંઘ બગાસાં ઝુકી મારા પ્રભુજીને નિદ્રા આવેજી. ૧ સુંદર મંદિર ઓરડાને મણિમય સ્તંભ કનક કમાડો સોહીયેજી; રત્ન જડાવ ઢોલીયોને હીરા કેરી પાટી સાંકળો ચાર સોનેરીજી. ૨ લાલ તલાઇયોને ઉસીકાંરે અતલસ, પુષ્પવેલો માંહે ઝાઝાંજી; ગાલમસુરીયાં મારા પ્રભુજીને સોહીયે ધરીયાં છે બેઉ

પાસજી. ૩ પાનની તે બીડીઓ બરાસ સંયોગી મારા પ્રભુજી કૃપા કરી લીજોજી; કંચન ઝારી શ્રીયમુનાજલ નિર્મલ પધરાવ્યાં બેઉ પાસજી. ૪ જુગલ સ્વરૂપે પોઢો શ્રીપુરુષોત્તમ મુનિવ્રત સૌ કોઇ લીજેજી; હરિદાસ કેરા પ્રભુ સવેળારે ઉઠજો સેવકને સહાય કરવાજી. ૫

ધોળ ૨૫.

અલબેલાજી પ્રાણ આધારરે તમપર વારીરે, તમારે નયને શ્રીનંદકુમારરે મોહી વ્રજનારીરે. ૧ તમ સંગે રંગીલા લાલરે, લાગ્યો છે નેડોરે; નહીં મેલું શ્રીનટવર નંદરે, કાન તારો છેડોરે. ૨ છોગાવાળા મનોહર છેલરે, નંદજીના લાલારે; ગુણવંતા આવોને મારા ઘેરરે વ્રજપતિ વહાલારે. ૩ છબી જોઇને અલૌકિક શ્યામરે; મોહ્યું મન મારૂંરે; દયાપ્રીતમના તન મન ધનરે તમપર વારૂંરે. ૪

ધોળ ૨૬.

આજ ગઇતી કાલિંદીને તીરરે, ભરવાને પાણીરે; તીરે ઉભા શ્રીહલધરવીરરે; સારંગપાણીરે. ૧ શોભે ફૂલડાનો તોરો શીષરે કસુંબલ ફેંટોરે; ઉભો ડોલરીયો દીલદારરે રંગીલો ઓઢ્યો રેંટોરે. ૨ કર્યાં તિલક કેસરનાં ભાલરે ફૂલડાની માલારે; વાલો ચાલે છે હંસગતિ ચાલરે, લાગે છે રૂપાલારે. ૩ શોભે સર્વે ગોવાલીયાની

સાથરે-ઉભા અલબેલોરે; જેણે જોયો દયાનો નાથરે રસરૂપ રેલોરે. ૪

ધોળ ૨૭.

મારા જન્મ સંગાથી જદુરાયરે ગિરિવર ધારીરે; ત્હારી મૂર્તિ વસી છે ઉરમાંયરે, ન મેલું ઘડી ન્યારીરે, ૧ તમ સંગે રંગીલા લાલરે, બાંધી છે વેલીરે, હવે હેતે ઝાલ્યો છે મારો હાથરે-મા દેશો મેલીરે. ૨ મારા પ્રીતમ જીવન પ્રાણરે, જીવું છું જોઇનેરે; તમ સંગે કરી છે ઓળખાણરે, લોકલાજ ખોઇનેરે. ૩ રસીયાજી મારે ઘેર રાતરે, આવીને રહેજોરે; દયા પ્રીતમના દીલડાની વાતો એકાંતે આવી કહેજોરે. ૪

ધોળ ૨૮.

તહારી નવલ છબી નંદલાલરે, પ્રીતમ પ્યારારે; હુંતો નિરખીને થઇ છું નિહાલરે જીવન મારારે. ૧ વાલા લાગી છે તમશું લગનરે-તે તો કયહાં કહીયેરે; હું નિપટ નિર્લજ્જ અજાણરે અબલા કેવૈયેરે. ૨ વાલા શોભે સોનેરી પાગરે-કાનમાં છે મોતીરે; રઢીયાળા રસીયા નાથરે હુંતો નિત્ય નિત્ય જોતીરે. ૩ મારા હૈડાંના નાથ હંમેશરે દરશન દેજોરે; દયા પ્રીતમના સ્નેહની રીતેરે; સુખડાં દેજોરે. ૪

ધોળ ૨૯.

ચાંદલીયારે ચાલીશ મા અતિ ઊતાવળો, વહાણું વાયાની કરજે ઘડી બે ચાર જો; ઘણે દહાડે ગિરિધારી ઘેર આવીઆ, રથ ચલાવતાં કરજે ઝાઝી વાર જો. ૧ ઝાઝારે દિવસની દાઝો ભાગશે, ઘણે દિવસે મુને મળ્યા જસોદાના કાન જો; આજરે આનંદ મારે અતિ ઘણો; ઘણું કહી મેં રાખ્યા દઇને માન જો. ૨ બ્રહ્માદિકને શોધ્યા તે તો નવ મળે, તે પ્રભુ મારે મંદિર લીલા લહેર જો; ઓચિંતા કયાંથી રે આજે આવીઆ ? પધાર્યા છે પ્રભુજી મારે ઘેર જો. ૩ ઘણારે દિવસથી વાયદા વાય છે, ઘરમાં મારે સાસુડીનાં સાલ જો; દીયર જેઠ કેરી રે લજ્જા આણતી, પરણ્યો મારો વિખડાં કેરૂં ઝાડ જો. ૪ ન્હાની રે નણદીરે મ્હેણાં મારતી, જેઠાણી પણ જૂઠાં ચડાવે આળ જો; સાસુડી પણ નિત્યે મુજને સંહારતી, પરણ્યો આવે ઘરમાં દેતા ગાળ જો. ૫ એવા રે દુઃખડાં મારે અતિ ઘણાં, પણ માન્યું મારે મોહન સાથે મન જો; આજે રે એકાંતે મુજને પ્રભુ મલ્યા, હરિને દેખીને શીતલ થયું મારું તન જો. ૬ આજની રજની રે મારે આંગણે, પહોંચાડી મારા મનડાં કેરી હામ જો; માટે ચાંદલીઆ રોખે તું નો કતો, હેત કરીને ગામ છે દયારામ જો. ૭

ઘોળ ૩૦.

સખી! રસભર શ્રીકૃષ્ણ કુંજ ગાજી રહી. ગાજી રહી, જગ ગજાવી રહી. સખી! સાખી–શરદ પૂનમ સોહામણી, વરસે અમૃત સાર; પ્રેમ-ભક્તિ ભર ગોપિકા ઝીલંતી રસ ધાર; ઢાળ–રાસે રસ ઘેલડી, ઘુમે અલબેલડી; લીલા લલિત ચિત્ત નાચી રહ્યા, નાચી રહી જગ નચાવી રહી. સખી! સાખી–મધુર મધુર વાયુ વહે, મધુવન બોલે મોર; મધુર મધુરી મુરલી, ગજવે નંદકિશોર. ઢાળ–શ્રીવલ્લભવેણુનાદ; જ્યોતિ જાગીરે; સખી! લેવાને આસ્વાદ લગની લાગીરે. સાખી–રઢિયાળી રસપૂર્ણિમા, હરિયાળી હરભોમ, તેજસુધા રેલી રહ્યા, સદૈવ સૂરજ સોમ. લઇએ સાહેલડી, લ્હાવા અલબેલડી, આજે ઉત્સવ ધૂન છાઇ હહી; છાઈ રહી જગ છવાઈ રહી. સખી!

ઘોળ ૩૧.

સજની! રજની સોહે આજ અતિ રળીઆમણીરે; ઉતરે અમર ગણો ચઢિ લઇને પૂજન થાય, વ્હાલા વલ્લભ પ્રભુની થાય જગે પધરામણીરે, નિરખે નભ મંડળમાં નવલખ તારકમાળ, હરખે વિશ્વ સકળ એ દૈવી સુણી વધામણીરે. સાખી–અધમ જીવ ઉદ્ધારવા

હણવા પટ અંધાર, સમાજને સુધારવા અગ્નિ સ્વરૂપ અવતાર. ઢાળ-સજની રજની તેથી આજ દીસે સોહામણીરે, જેના જય ડંકે ડોલે ડગમગ દિક્પાળ વ્હાલા વલ્લભ પ્રભુની પાવન જગ પધરામણીરે. તોડી માયામતની પ્રબંધ કર દીવાલ, જોડી ભક્તિથી મુક્તિ વાટિકા આપણીરે. સાખી-મીઠાં ધેનું દૂધડાં મીઠાં અમૃત મેહ, અદકો એથી મીઠડો શ્રીવલ્લભપ્રભુનો નેહ, સજની! રજની સોહે આજ અતિ રળીઆમણીરે.

પદ ૩૨.

એ ઘનશ્યામ સુંદર શ્યાર, અમારો..................રી
પ્રાણ પીયારો છલબલવાળો
નેનનકી સેનન દે ચિતવા ચુરાય લીયો
જાદુ અમપેં ડાર્યો........રી...........એ ઘનશ્યામ. ૧
મોર મુકુટ માથેપેં સોહે, કુંડલ-હલન-ચલન-મન મોહે;
વ્રજધર ગિરિધર મુરલી અધરધર
જીવન પ્રાણ અમારો........રી........એ ઘનશ્યામ. ૨
નાચત સબ વ્રજબાલ લાલ સંગ;
છુમ છુમ છુમ છનનનનનનન,
ધાકીટ ધુમકીટ તકીટ તકા તક ધુમીકિટ ધુમી કિટ તકધા.
લેત અનાગત ન્યારો........રી........એ ઘનશ્યામ. ૩

# શ્રીમદ્ભાગવતનાં ષોડશ ધોળ.

શ્રીવલ્લભજી કરૂં વિનતિરે, મારા પ્રાણ આધાર;
દીન જાણી કરુણા કરો, પ્રભુ કીજીયે સાર. શ્રીવલ્લભ. ૧
શ્રીવિઠ્ઠલવરને વારણેરે, જાઉં વારંવાર;
નિજજનને હિત કારણેરે, દ્વિજકુલ અવતાર. ૨
અનુક્રમ કરીને વર્ણવુંરે, શ્રીમદ્ભાગવતરૂપ;
દ્વાદશ અંગ પ્રભુજી તણાં, શોભા પરમ અનૂપ. ૩
અધિકારલીલા પ્રથમસ્કંધ છેરે, દક્ષણ ચરણનું ધ્યાન;
વામચરણનું ધ્યાન છેરે, દ્વિતીયસ્કંધ લીલા જ્ઞાન. ૪
સર્ગલીલા તૃતીયસ્કંધ છેરે, હરિને એક બાહુ જેહ;
વિસર્ગલીલા ચતુર્થસ્કંધ છેરે, બીજી બાહુ તેહ. ૫
સ્થાનલીલા પંચમ સ્કંધ છેરે, પાછલો ભાગ કટિ જાણ;
પોષણલીલા ષષ્ઠસ્કંધ છેરે, કરીયે ઉદર વખાણ. ૬
ઊતિ લીલા સપ્તમસ્કંધ છેરે, વામહસ્ત કહેવાય;
એક સ્તન અષ્ટમસ્કંધ છેરે, મન્વંતરલીલા ગાય. ૭
નવમસ્કંધ ઇશાનુકથારે, બીજું સ્તન એહ;
દશમ નિરોધલીલા હૃદય છેરે, સ્મરીએ ધરિ નેહ. ૮
મુક્તિલીલા એકાદશસ્કંધ છેરે, એ તો મસ્તક જાણ;
આશ્રયલીલા દ્વાદશસ્કંધ છેરે, દક્ષિણ હસ્ત વખાણ. ૯
હરિદાસ પ્રભુ શોભા નિરખિનેરે, ધરી લીજીયે ચિત્ત;
ક્ષણક્ષણ એ ન વિસારીએરે, ગુણ ગાઇયે નિત્ય. શ્રીવ. ૧૦

## પ્રથમસ્કંધનું દ્વિતીય ધોળ.

શ્રીમદ્વલ્લભ ચરણે લાગુંજી, ગુણ ગાઉં વાણી એવી માગુંજી. ૧ શ્રીવિઠ્ઠલનાથજી પૂરે તે આશજી, જન્મ જન્મની જાણી દાસજી. ૨ અનુક્રમ શ્રીભાગવતનો કહિયેજી, સ્કંધ તે દ્વાદશ એના લહિયેજી. ૩ અધ્યાય ત્રણુસો ને બત્રીસજી, પ્રાકૃત અધ્યાય મળી ત્રણુસો ને પાંત્રીસજી. ૪ શ્લોક અઢાર હજાર પ્રમાણુજી, પ્રકરણુ ત્રેતાળીસ તે એનાં નિર્માણુજી. ૫ ઓગણીસ અધ્યાય પ્રથમ સ્કંધજી, ત્રણુ પ્રકરણુ કહ્યાં તે પદ બંધજી. ૬ હીન પ્રકરણુ ત્રણુ અધ્યાય લગિ થાએજી, પેહેલે અધ્યાય શૌનક પ્રશ્ન કેહેવાએજી. ૭ બીજે અધ્યાય સૂત પુરાણિક ઉત્તર દીધાંજી; ભક્તિયોગને ઉત્કૃષ્ટ ત્યાં કીધાંજી. ૮ ત્રીજે અધ્યાય કથા અવતાર ચોવીસજી; બીજું પ્રકરણુ મધ્યમ કહું નામી શીશજી. ૯ ચોથે ચિંતા વ્યાસજીને થઈ નારદ આવ્યાજી; ઉપદેશ કરી પાંચમે સમજાવ્યાજી. ૧૦ કીજીયે શ્રીભાગવતનો પ્રકાશજી; જેણે થાએ તાપ તિમિરનો નાશજી. ૧૧ છઠ્ઠે પોતાનું વૃત્તાંત નારદ કહ્યુંજી; આગલે જન્મ જે સુખ દુ:ખ લહ્યુંજી. ૧૨ ત્રીજું પ્રકરણુ ઉત્તમ કહું તે જાણોજી; તેર અધ્યાય લગી એહ વખાણોજી. ૧૩ સાતમે અધ્યાય બાણુ અશ્વત્થામા કેરાજી; રક્ષા કરી સર્વેને રાખ્યા છે નેરાજી. ૧૪ આઠમે ઉત્તરાગર્ભ રક્ષા કરી લીધીજી; કુંતાજીએ પ્રભુજીની સ્તુતિ કીધીજી. ૧૫ ભીષ્મપિતાએ યુધિષ્ઠિરને ઉપદેશ દીધોજી;

તે સર્વે નવમે અધ્યાયે પરિ સીધાજી. ૧૬ દશમે અધ્યાયે યુધિષ્ઠિરને રાજ બેસાર્યાજી, પછે શ્રીજી પોતે દ્વારકા પધાર્યાજી; ૧૭ એકાદશમે અધ્યાય સગાં સહોદર સર્વે મળિયાંજી; માંહે માંહે પરસ્પર ભળિયાંજી. ૧૮ ભગવદ્ભક્ત પરીક્ષિત રાએજી; જન્મ વર્ણન દ્વાદશમે અધ્યાયેજી. ૧૯ ત્રયોદશમે વિદુરજી હસ્તિનાપુર આવ્યાજી; તીર્થયાત્રા કરી સર્વ મન ભાવ્યાજી. ૨૦ ધૃતરાષ્ટ્ર ગાંધારીને લઇ સાથજી; વિદુરજી ચાલ્યા ઉત્તર પાથજી. ૨૧ ચૌદમે દ્વારકાથી અર્જુન આવ્યા ગેહજી; મુખ જોઇ યુધિષ્ઠિરે પ્રશ્ન પૂછયો એહજી. ૨૨ પંદરમે અધ્યાય યાદવ કુળક્ષય કહ્યાજી; પરીક્ષિતને રાજ્ય આપીને પાંડવ ગયાજી. ૨૩ સોળમે અધ્યાય પરીક્ષિતનો દિગ્વિજય કહ્યોજી; પૃથ્વી ધર્મ કલિયુગને ત્યાં લહ્યોજી. ૨૪ ધર્મરક્ષા સત્તરમે કીધીજી; કલિયુગને સ્થાન આપી શિક્ષા દીધીજી. ૨૫ પરીક્ષિતને વિપ્રશાપ થયો તે અઢારેજી; ઓગણીશમે જઇ બેઠા ગંગા કિનારેજી. ૨૬ સર્વસ્વ રાજને ત્યાગ કીધુંજી; શુકજીને પૂછીને વ્રત લીધુંજી. ૨૭ અધિકાર લીલાજી તે એહ કેહેવાએજી; એક રસના કેમ કરીને ગુણ ગાએજી. ૨૮ હરિદાસ પ્રભુ શ્રીગોવર્ધનધારીજી, શોભા નિરખી નિત્ય પ્રતિ જાઉં વારીજી. ૨૯.

## દ્વિતીયસ્કંધનું તૃતીય ધોળ,

જ્ઞાનલીલા દ્વિતીય સ્કંધ છે, અધ્યાય દશ તે માંહે; પ્રકરણ એનાં ત્રણ છે, તત્વધ્યાન પેહેલું ત્યાંહે. ૧ પેહેલા

અધ્યાય માંહે કહ્યું, સાક્ષાત્ યોગ જ્ઞાન; પોતાના જન કારણે સ્થૂલ રૂપનું ધ્યાન. ૨ સૂક્ષ્મ સ્વરૂપનું ધ્યાન છે, તે તો અધ્યાય બીજે; હૃદયપ્રસાદ પ્રકરણ બીજું, તેનું વર્ણન ત્રીજે. ૩ ઉત્પત્તિ દેવતા સર્વની, તેની ભક્તિ સકામી, સર્વ તજી પ્રભુને ભજો, એ છે અંતર્યામી. ૪ મનવાંચ્છિત ફલ પૂરશે, પૂરણ કામ છે એહ; મંગલાચરણ શુકજીએ કીધાં, ચોથા અધ્યાયમાં તેહ. ૫ શ્રીજીની સ્તુતિ કરી, તે તો ક્યાં લગી કહિયે? ત્રીજું મનન પ્રકરણ છે, તે ૭ અધ્યાયમાં લહિયે. ૬ એક ઉત્પત્તિ બીજી ઉત્પત્તિ, તેના બે જ પ્રકાર; પ્રથમ ઉત્પત્તિ પ્રકાર છે, તેનો કીધો ઉચ્ચાર. ૭ નારદજીએ પુછયું બ્રહ્માજીએ કહ્યું, પાંચમે કરિ માન; અધ્યાત્મક જ્ઞાન પંચીકરણ, સ્થૂલ સૂક્ષ્મનું જ્ઞાન. ૮ આઠ સ્વરૂપ વૈરાટના, છઠ્ઠે અધ્યાયે જાણો; સર્વ ઉત્પત્તિ પ્રભુથી થઇ, એમ કહી વખાણો. ૯ સાતમે અધ્યાયે શ્રીજીના, વર્ણવ્યા ચોવીસ અવતાર; આઠમે અધ્યાયથી જાણીએ, ઉપપત્તિ પ્રકાર. ૧૦ નારદજીએ બ્રહ્માજીને પુછિયું, તે તો એમાં કહિયે; પોતાની ઉત્પત્તિ કહી, નવમે અધ્યાયે લહિયે. ૧૧ ચતુઃશ્લોકી શ્રીભાગવતનો, બ્રહ્માએ ઉપદેશ કીધો; નારદજીએ હૃદયે ધરી, શ્રવણે રસ પીધો. ૧૨ તે ઉપદેશ શુકદેવજીએ, પરીક્ષિતને કહ્યા; શ્રીભાગવત રસ સાંભળી કૃતાર્થ થયા. આધિભૌતિક આધ્યાત્મિક, આધિદૈવિક સ્વરૂપ; દશમે અધ્યાયે વર્ણન કર્યું, કહિ તેનું રૂપ. ૧૪ શ્રવણે સુધારસ

પીજીયે, હૃદયમાં ધારી; હરિદાસ પ્રભુ શોભા નિરખિયે શ્રીકુંજવિહારી. ૧૫

## तृतीयस्कंधनुं चतुर्थ धोळ.

સર્ગલીલા તે તૃતીયસ્કંધ કહિયે, અધ્યાય તેંત્રીસ પ્રકરણ છ લહિયે. ૧ પહેલું અધિકાર પ્રકરણ કહ્યું અધ્યાય ચારે, વિદુરજી તીર્થયાત્રા કરી આવ્યા ત્યારે. ૨ વિદુર ઉદ્ધવજી યમુનાતટ મલિયા સહી, બીજે અધ્યાય બાલચરિત્રની લીલા કહી. ૩ ત્રીજે રાજલીલા ચોથે પ્રભાસલીલા કહેવાયે, પછી ઉદ્ધવજી ઉત્તરાપથ જાએ. ૪ બીજું ગુણાતીત પ્રકરણ અધ્યાય પાંચમેથી જે, વિદુર મૈત્રેયને પૃછયું ભગવત માયા તત્ત્વ તે. ૫ છઠ્ઠે માયાનું નિરૂપણ મૈત્રેયજીએ કીધું, ત્રીજું સગુણ પ્રકરણ અધ્યાય ત્રણમાં પ્રાસધું. ૬ સાતમે ભગવદ્ અવતાર કથા પ્રશ્ન પૃછયા જેહ, આઠમે મૂલપુરુષથી બ્રહ્માની ઉત્પત્તિ થઇ તેહ. ૭ નવમે અધ્યાયે બ્રહ્માજીએ શ્રીજીની સ્તુતિ કીધીજી,દર્શન થયા સૃષ્ટિ કરવાની આજ્ઞા દીધીજી. ૮ ચોથું કાલ પ્રકરણ અધ્યાય દશમેથી જાણો, કાલાત્મક કેક પ્રકાર પશુસૃષ્ટિ વખાણો. ૯ પરમાણુંકાલમતિ અધ્યાય અગ્યારે, પાંચમું જીવપ્રકરણ કહ્યું અધ્યાય બારે. ૧૦ બ્રહ્માજીના અંગથી સૃષ્ટિ થૈ સનકાદિ મરિચ્યાદિ જે, સરસ્વતી સ્વાયંભૂ મનુ શતરૂપા તે. ૧૧ તેરમે અધ્યાય વારાહજીનો જન્મ થયો, ચૌદમે કશ્યપઅદિતિ સંવાદ કહ્યો. ૧૨ પંચદશે જયવિજયને સનકાદિકનો શાપ. સોળમે

સનકાદિકને દર્શન દીધાં વૈકુંઠનાથે આપ. ૧૩ સત્તરમે હિરણ્યાક્ષ વારાહનું યુદ્ધ થાએ, અઢારમે અધ્યાય પણ એ લીલા કહેવાએ. ૧૪ ઓગણીસે હિરણ્યાક્ષ મારીને પૃથ્વી લીધી, વીસમે યજ્ઞ વારાહની સ્તુતિ કીધી. ૧૫ છઠું તત્ત્વ પ્રકરણ તેના ભેદ છે બે, તેર અધ્યાય લગી વર્ણન થાએ તે. ૧૬ એકવિસમે સ્વાયંભૂ મનુ આવ્યા, કર્દમઋષિની પ્રાર્થના કરી મન ભાવ્યા. ૧૭ કર્દમઋષિ દેવહૂતિનો વિવાહ કરી, બાવીસમે સ્વાયંભૂ મનુ આવ્યા ફરી. ૧૮ ત્રેવીસમે કર્દમઋષિએ વિમાન રચ્યૂં, યોગાભ્યાસ બળે રત્નમય ખચ્યું. ૧૯ વૈભવ સુખ ભોગ દેવહૂતિના કહ્યાં, નવકન્યાના ત્યાં જન્મ થયા. ૨૦ કપિલદેવજીનો જન્મ ચોવિસમે કહિયે, નવ કન્યાના વિવાહ તે અધ્યાયમાં લહિયે ૨૧ પછી કર્દમઋષિયે વન જઇ સાધન કીધાં, પચીસમે કપિલદેવજી માતાને ઉપદેશ દીધા. ૨૨ છવીસમે તત્ત્વ સંખ્યા વર્ણન જે, સત્તાવીસ લગી વરણન થાયે તે. ૨૩ યોગ ધ્યાનમાં જેવા સ્વરૂપનું ધ્યાન કરવું, અઠ્ઠાવીસમે અધ્યાયમાં તે હૃદય ધરવું. ૨૪ ઓગણત્રીસમે ભાક્તયોગ વર્ણન કર્યાં, ત્રીસમે વર્ણન કર્મવિપાક લહ્યા. ૨૫ એકત્રીસમે અધ્યાયે જીવન અવસ્થા કહી ગર્ભથી તે મરણ પર્યંત લહી. ૨૬ જ્ઞાનભક્તિનિરૂપણ અધ્યાય બત્રીસમે, દેવહૂતિ સિદ્ધ પદ પામ્યા તેત્રીસમે, ૨૭ માતા જ્ઞાન ભક્તિ ઉપદેશ ચિત્ત ધર્યા, કપિલદેવજી ઉત્તરાપંથ પધાર્યા, ૨૮ તેર

અધ્યાયમાં તત્ત્વ પ્રકરણ કહ્યું, એના બે પ્રકાર છે તે પણ લહ્યું. ૨૯ પહેલા ચાર અધ્યાયમાં પુરુષ મુક્તિ પ્રકાર જાણે. હરિદાસ પ્રભુ શોભા તે વખાણે. ૩૦

## ચતુર્થસ્કંધનું પંચમ ધોળ.

ચતુર્થસ્કંધમાં તે વિસર્ગલીલા કહીરે, પ્રકરણ ચાર અધ્યાય એકત્રિસમાં સહીરે ૧ ધર્મ અર્થ કામ પ્રકારનો વિસ્તાર છે રે. સાત અધ્યાયમાં ધર્મ પ્રકારનો વિસ્તાર છે યે. ૨ એના અધિકારી તે દક્ષ પ્રજાપતિરે, પેહેલા અધ્યાયમાં મનુની કન્યાની સંતતિરે, ૩ તેમાં સોમ દત્તાત્રય દુર્વાસા જાણિએરે, નરનારાયણ ઇત્યાદિક વખાણીએરે. ૪ વિશ્વસવાના યજ્ઞમાં દક્ષ પજાપ્રતિ આવીયારે, બીજા અધ્યાયમાં સર્વે આદર કરી બોલાવિયારે. પછી શિવજી ઉઠયા નહીં તે દક્ષ પ્રજાપતિયે ક્રોધ કીધોરે, વાદવિવાદ કરતાં એક બીજાને શાપ દીધોરે. ૬ ત્રીજે દક્ષના યજ્ઞમાં જાવા શીખ માગી સતીરે, ત્યારે તે સમય ન આજ્ઞા દીધી પતિરે. ચોથે અધ્યાય આજ્ઞા ઉલ્લંઘન કરી સતી ગયાંરે, દેહ મેલી પર્વતની પુત્રી થયાં રે. ૮ પાંચમે નારદજી શિવ આગળ સર્વે વાત કરીરે, ક્રોધે યજ્ઞનો કીધો વિધ્વંસ વાત હૃદે ધરીરે, ૯ છઠ્ઠે બ્રહ્માદિક શિવજીની સ્તુતિ કરી છેહાં રે, સાતમે દક્ષનો યજ્ઞ સંપૂર્ણ કીધો ત્યાંહાં રે. ૧૦ સર્વે મળી શિવજીની સ્તુતિ કરી તે જાણીએરે, બીજું અર્થ પ્રકરણ અધ્યાય પાંચમાં વખાણીએરે. ૧૧ આઠમે અધ્યાય

ઉત્તાનપાદનો વંશ કહ્યોરે, ધ્રુવજી અપર માને વચને તપ કરવા ગયારે. ૧૨ નવમે પ્રભુ મલ્યા વરદાન લઇ આવ્યા ઘર ભણીરે, સર્વેની ધ્રુવજી સાથે પ્રીત બાંધી ઘણીરે. ૧૩ દશમે ઉત્તમ પામ્યો મૃત્યુ દુઃખ હૃદય ધર્યારે, ભ્રાતનું વેર લેવા નિમિત્ત ધ્રુવજીએ યુદ્ધ કર્યારે. ૧૪ એકાદશમે અધ્યાય સ્વાયંભૂમનુ ત્યાં આવીયારે, કરી ધ્રુવજી સમાન બે બોલાવીયારે, ૧૫ ધ્રુવજીએ રાજ્ય સંપૂર્ણ કર્યું દ્વાદશમે કહ્યું પછી પુત્રને સોંપી રાજ્ય અવિચલ પદ લહ્યું રે. ૧૬ ધ્રુવજીની માતા પરમ પદ પામ્યા તેરમાં રે, ત્રીજું કામ પ્રકરણ કહ્યું અધ્યાય અગ્યારમાં રે. ૧૭ એના આધકારી તે પૃથુરાજા સહીરે, તેના ચરિત્રની કથા એમાં કહીરે. ૧૮ ધ્રુવજીનો વંશ અધ્યાય તેરમે વર્ણન કર્યોરે, ચઉદમે રાજા વેન બ્રહ્મશાપે માર્યોરે. ૧૯ પંચદશમે પૃથુની જન્મપત્રી વિચારી છેરે, મહા પરમ ભગવદ્ભક્ત ચરિત્ર અપાર છે ૨૦ સોલથી પૃથુનાં ચરિત્ર કહ્યા એકવીસમાંરે, સનત્કુમારથી આત્મભોગ પામ્યા બાવીસમાંરે ૨૧ ત્રેવીસમે પૃથુએ દેહ ત્યાગ્યો યોગ સાધીનેરે, ચોથું મોક્ષ પ્રકરણ કહીયે પ્રભુ આરાધીનેરે, એ તો આઠ અધ્યાયમાં છે તે કહ્યું રે, તેના ભેદ તે બે એમાં લહ્યું રે. ૨૩ બ્રહ્મતત્ત્વ દશા ત્રણ અધ્યાયમાં થાય છે રે, શ્રીકૃષ્ણસાયુજ્ય મુક્તિ પાંચ અધ્યાયમાં કહેવાય છે રે. ૨૪ અનુક્રમપૂર્વક ઉત્તર જાણજોરે, ચોવીસમે પૃથુનો વંશ વખાણજોરે. ૨૫ પ્રચેતાને શ્રીમહાદેવજી મળ્યારે, રુદ્રગીત વર્ણન કર્યું એવા ઢળ્યારે. ૨૬

પ્રાચીનબર્હિરાજાને નારદ મળ્યા પચીસમેરે, પુરંજન આખ્યાન કહ્યું છવીસથી અઠ્ઠાવીસમેરે. ૨૭ પુરંજન આખ્યાન સાંભળી ઓગણત્રીસમે દુઃખ વામિયારે, કપિલાશ્રમ જઇ પ્રાચીનબર્હિ સિદ્ધિ પામિયારે, ૨૮ પ્રચેતાને ત્રીસમે પ્રભુ પ્રસન્ન થયા કારજ સીધુંરે, કરજો દશ હજાર વર્ષ રાજ એ વરદાન દીધુંરે. ૨૯ એકત્રીસમે નારદે પ્રચેતાને ભગવદ્વાર્તા કહીરે, એ કથા સાંભળી હસ્તિનાપુર વિદુરજી આવ્યા સહીરે. ૩૦ હરિદાસ પ્રભુની શોભા ચિત્ત વિચારીએરે, સદા એઉના કીજે ગુણગાન હૃદેમાં ધારિયેરે. ૩૧

## पंचम स्कंधनुं षष्ठ धोळ.

પંચમ સ્કંધ અધ્યાય છવીસ કહેવાએ, સ્થાન લીલાનું વર્ણન થાએ. ૧ ત્રણ પ્રકરણ દેશકાલ સ્વપ્ન કહિએ, પહેલું દેશ પ્રકરણ અધ્યાય ત્રણમાં લહીએ. ૨ પ્રિયવ્રતનો વંશ પેહેલા અધ્યાયમાંહે, સાત સમુદ્ર સાત દ્વીપ કલ્પ્યા ત્યાંહે. ૩ બીજામાં આગ્નીધ્રને નવ પુત્ર કહ્યા, નવખંડના રાજા થયા, ૪ નાભિરાજાને પુત્રનું વરદાન દીધું, ત્રીજા અધ્યાયમાંહે પરસીધું, ૫ એકત્રીસ અધ્યાયનું બીજું કાલ પ્રકરણ જાણો, ચોથે અધ્યાયે ઋષભ દેવનો જન્મ વખાણો. ૬ ઋષભદેવને નાભિ રાજાએ રાજ દીધું જયારે, પોતે પરમ પદ પામ્યા ત્યારે. ૭ ઋષભદેવના સો પુત્ર તેમાં બ્રાહ્મણ એકાશી, નવ યોગેશ્વર દશરાજા સુખરાશિ.

૮ પાંચમે છઠ્ઠે ઋષભદેવ ચરિત્ર લહિયે, સાતમે ભરતને પુત્ર થયા તે કહિએ. ૯ આઠમે ભરત ચરિત્ર કહ્યાં પ્રકાશ, મૃગસંગથી મૃગ થયા તે પામ્યા નાશ. ૧૦ જડભરત ચરિત્ર નવમે મુંગા થઇ ચાલ્યા, દશમે રહૂગણે વેઠમાં ઝાલ્યા. ૧૧ ભરતને જ્ઞાન રહૂગણે પૂછવું અગ્યારે, તેજ કથા કેહેવાએ છે બારે. ૧૨ તેરમે જડભરત ચરિત્ર કથા કહી, રહૂગણુ આત્મવિદ્યા પામ્યા ચઉદમે સહી. ૧૩ પંચદશમે સુમતિનો વંશ વખાણ્યો, તેમાં ગયરાજાનો જન્મ તે જાણો. ૧૪ સોલમે ભૂગોલનું વર્ણન તે થાએ, તેમાં જંબુદ્વીપે નવ વર્ષ મેરુ પ્રભાએ. ૧૫ સત્તરમે નવખંડમાં સેવ્યસેવક કહેવાએ, તે કથા ઓગણીસ અધ્યાય લગી થાએ. ૧૬ વીસમે સપ્તસમુદ્રના પ્રણામ, એકવીસમે જ્યોતિષચક્ર કેરાં વખાણુ. ૧૭ બાવીસ ત્રેવીસ સુધી એ ચારત્ર કહિએ, ચોવીસમે રાહુનું પ્રમાણ તે લહિએ. ૧૮ ત્રીજું સ્વપ્ન પ્રકરણુ બે અધ્યાયે ભેદ બેહ, એક જીવાત્મા બીજો પરમાત્મા તેહ. ૧૯ પચીસમે પાતાલ લોક વર્ણન કહ્યા, નરક વર્ણન છવીસમે થયા. ૨૦ હરિદાસ પ્રભુ ગુણ ગાન કીજે નિત્ય, શોભા નિરખિ ધરિ લીજીયે ચિત્ત. ૨૧

## षष्ठ स्कंधनु सप्तम धोळ.

( રાગ ધનાશ્રી. )

ષષ્ઠ સ્કંધ અધ્યાય ઓગણીસમાં. પોષણલીલા વર્ણન કહી, નામ ધ્યાન ને અર્ચન ત્રણ પ્રકરણ એના છે સહી.

૧ અજામેલનું આખ્યાન અધ્યાય પહેલે, બીજે વિષ્ણુદૂત યમદૂત સંવાદ થયો; મહાદુષ્ટ આચરણ કરતો હતો તે, પ્રભુનામપ્રતાપે વૈકુંઠ ગયો. ૨ ત્રીજે ધર્મરાજાએ પોતાના સેવક આગળ નામમાહાત્મ્ય કહ્યું હરિ; શ્રવણ કથા કીર્તન નામ સ્મરણ, કરે ત્યાંહાં રખે જાતા ફરી. ૩ પહેલું નામ-પ્રકરણ કહ્યું હવે બીજું, ધ્યાનપ્રકરણ કેહેવાય છે; ચોથે અધ્યાયથી વર્ણન એહ તેનું ચઉદ લગી થાય છે, ૪ પ્રચેતાનો વંશ કહ્યો છે તે પણ, ચોથા અધ્યાયમાં જાણીએ, દક્ષનો જન્મ થયો તે, સર્વ એમાં કહિ વખાણીએ. ૫ પ્રભુજી પ્રસન્ન થયા ઘણું, દક્ષે એવું તપ કીધું, પ્રસન્ન વદને શ્રીનાથજી, સંતાપ થવાનું વરદાન દીધું. ૬ પાચમે દક્ષના પુત્ર સર્વે મોક્ષ પામ્યા, નારદજીએ ઉપદેશ કીધો; દક્ષને ત્યારે ક્રોધ ચડયો; નારદજીને શાપ દીધો. ૭ છઠ્ઠે દક્ષને કન્યા થઇ તે કહ્યું, પતિસંતાત એમાં વખાણિએ; સાતમે ઇંદ્ર ગુરુ બૃહસ્પતિ રીસાણા, વિશ્વરૂપને ગુરુ કીધા તે જાણિએ. ૮ આઠમે ઇન્દ્રને નારાયણ કવચ દીધું, નવમે વિશ્વરૂપનો જન્મ તેમાં કહ્યો, દશમે દધિચીના આસ્થનું વજ્ર કીધું સહી. ૯ એ વજ્ર લઇ ઇન્દ્રે યુદ્ધ કીધું, વૃત્રાસુર સાથે ઇહાં; એકાદશમે પરસ્પરે યુદ્ધમાં, પ્રસંશા વચન કહ્યા ત્યાંહાં. ૧૦ દ્વાદશમે વૃત્રાસુર મારી ઇંદ્ર જીત્યા, ત્રયોદશમે બ્રહ્મહત્યા થઇ, ઇન્દ્રે જ્યારે યજ્ઞ કીધો, ત્યારે બ્રહ્મહત્યા ગઇ, ૧૧ પૂર્વ જન્મે વૃત્રાસુર ચિત્રકેતુ રાજા,

તે કથા ચઉદમે કહી; પંચદશામે પુત્રશોક થયો ચિત્રકેતુને. નારદજીએ સમાધાન કીધું સહી, ૧૨ સોળમે પુત્ર વચન સાંભળી વૈરાગ્ય ઉપન્યો, સાધન કીધું પ્રભુ મળ્યા ત્યાંહાં; સત્તરમે વિમાને બેસી કૈલાસ ગયા, પાર્વતીએ શાપ દીધો ત્યહાં. ૧૩ ત્રીજું જે અર્ચન પ્રકરણ તે, અઢારમે અધ્યાયથી થાય છે, દીતિને અદીતિના પુત્રનો વંશ, એમાં કહેવાય છે. ૧૪ મરુદ્ગણની ઉત્પત્તિ થઇ, ઓગણીસમે પુંસવન વ્રત કર્યું; હરિદાસ પ્રભુની નિરખિ શોભા, ગુણ ગાન કરીને હૃદે ધર્યું. ૧૫

## सप्तम स्कंधनुं अष्टम धोळ.

સપ્તમ સ્કંધ અધ્યાય પન્દરમાં થાએરે, એનાં પ્રકરણ ત્રણ કહેવાએરે. ૧ અસદ્વાસના સદ્વાસના કહિયેરે, સદસદ્વાસના પ્રકરણ ત્રીજું લહિયેરે. ૨ પેહેલું અસદ્વાસના પાંચ અધ્યાય લગી જાણોરે, પેહેલે જયવિજયના શાપનું કારણ વખાણોરે. ૩ બીજા અધ્યાયમાં હિરણ્યાક્ષ વધ થયોરે, માતાને આખ્યાનમાં સમાધાન જ્ઞાન કહ્યુંરે. ૪ ત્રીજે ભ્રાત વૈર લેવા નિમિત્તરે, હિરણ્યકશિપુ તપ કીધું ધરી ચિત્તરે. ૫ બ્રહ્માજીએ આવી વરદાન દીધુંરે,જે જે હિરણ્યકશિપુએ માગીને લીધુંરે. ૬ ચોથે હિરણ્યકશિપુએ રાજ કીધું જ્યારેરે, દેવતા ભાગી ગયા તે વારેરે. ૭ ભગવદ્ભક્ત પ્રહ્લાદ પુત્ર થયારે, પાંચમે અધ્યાયે ભણવાને ગયારે. ૮ ભણે ભગવત નામ તે સારરે, બીજું કાંઇ ન કરે ઉચ્ચારરે. ૯ સદ્વાસના પ્રકરણ

બીજું કહિયેરે, તે પણ પાંચ અધ્યાયમાં લહિયેરે. ૧૦ છઠ્ઠે પ્રલ્હાદજીએ ભણાવી નીશાળરે, શ્રીહરિનામજપે સર્વ બાલરે. ૧૧ સાતમે પ્રલ્હાદજીને બાલે પૂછ્યું ત્યારેરે, તે તમે એહ ભણ્યા છો કયારેરે. ૧૨ માતાજીને નારદજીએ ઉપદેશ કહ્યોરે, મેં ગર્ભમાંથી હૃદે ધરી લહ્યોરે. ૧૩. આઠમે પ્રલ્હાદજીને પિતા ક્રોધ કરી વાર્યોરે, સ્તંભથી પ્રકટી હિરણ્યકશિપુને માર્યોરે. ૧૪ દેવતાએ પ્રભુની સ્તુતિ કરીરે, નવમે પ્રલ્હાદજીની સ્તુતિ હૃદે ધરીરે. ૧૫. દશમે ભક્તિ વરદાન સ્તોત્ર દીધુંરે, રાજ બેસાર્યા ને સર્વે કારજ સીધુંરે. ૧૬ મયનામ દૈત્ય ત્રિપુર લાવ્યા જેહરે, બાળીને ભસ્મ કર્યાં ત્યાં પાપ તેહરે. ૧૭ સદસદ્વાસનાનું પ્રકરણ ત્રીજું થાયરે, એકાદશમે ચાર વર્ણ કહેવાયેરે. ૧૮ દ્વાદશમે બ્રહ્મચારીના કહ્યા ધર્મરે, વાનપ્રસ્થના કહ્યા સર્વે કર્મરે. ૧૯ તેરમે યતિના ધર્મ કહિયેરે, અજગર પ્રલ્હાદજીનો સંવાદ લહિયેરે. ૨૦ ચૌદમે ગૃહસ્થાશ્રમ ધર્મ થાયેરે, પંચદશમે ત્રિગુણ ધર્મ કહેવાયેરે. ૨૧ ઉત્તમ મધ્યમ કનિષ્ઠ સર્વ પ્રકારરે, ઊતિલીલા કહિ તે વિસ્તારરે. ૨૨ હરિદાસ પ્રભુની શોભા નિહારરે, ગુણ ગાઉં તે વારંવારરે. ૨૩.

## अष्टम स्कंधनुं नवम धोळ.

અષ્ટમસ્કંધ મન્વંતર લીલા અધ્યાય છે ચોવીસજી, ચાર પ્રકરણ કહ્યાં છે એનાં તે કહું નામી શીષજી. ૧ તામસ રાજસ સાત્વિક ભક્તિ ચાર પ્રકરણના નામજી,

પેહેલું તામસ પહેલે અધ્યાયથી તે વર્ણવું તજી સર્વ કામજી. ૨ સ્વાયંભૂમનુ સ્વારોચિષમનુ ઉત્તમમનુ તામસમનુ કહ્યાજી, બીજે અધ્યાય તે ગજેન્દ્રને જલમાં ગ્રાહે ગ્રહ્યાજી. ૩ ત્રીજે શ્રીહરિની સ્તુતિ કીધી ગ્રાહથી મુકાવ્યો ગજેંદ્રજી, ભક્ત હેત પ્રભુ પોતે ધાયા છબીપર વારૂ કોટિ ચંદ્રજી. ૪ ચોથે ગજ ગ્રાહનો પૂર્વ જન્મ કહ્યાં મોક્ષ થયા, હવે સાત્વિક પ્રકરણ કહિએજી; પાંચમે રૈવતમનુ ચાક્ષુષમનુ થયા તે કથા સર્વે લહિએજી. ૫ દેવતા દૈત્ય ગયા ક્ષીરસાગરે તે સમુદ્ર મથન નિમિત્તજી, સર્વે મળી પ્રભુજીની સ્તુતિ કીધી નિર્મળ કરીને ચિત્તજી. ૬ છઠ્ઠે પ્રભુ પ્રસન્ન થઇ વરદાન દીધું, દેવતા મંદરાચળ ગિરિ લેવા આવ્યાજી; ઉપાડી શકયા નહિ તે જોઇ પ્રભુ ગરુડે ધરિ લાવ્યાજી. ૭ સાતમે કૂર્મ અવતાર ધરીને સમુદ્રમથન પછી કીધુંજી, કરતાં મથન હલાહલ નિસર્યું તે શિવજીને દીધુંજી. ૮ આઠમે રત્ન ચઉદ તે નિસર્યાં દેવ દાનવ યુદ્ધ કર્યુંજી, દેવતાને પીયૂષ પાવાને કાજે મોહિની વપુ ધર્યુંજી. ૯ નવમે અમૃત દેવતાને પાયું રાહુનું છેદયું શીશજી, દૈત્યને અમૃત દેવાને ટાણે અંતરધાન થયા જગદીશજી. ૧૦ દશમે દૈત્ય પરસ્પર વઢિયા એકાદશમે દેવાસુર સંગ્રામજી, દ્વાદશમે મોહિની સ્વરૂપ તે ધરિયું, મોહ્યા શિવ સહિત કોટિ કામજી. ૧૧ ત્રયોદશમે વૈવસ્વતમનુ જેના રાજમાં શ્રીવામનજી પ્રકટ થયાજી, પછી ભવિષ્ય મન્વન્તર આગલ થાશે તે પણ સર્વ કહ્યાજી. ૧૨ સાવર્ણિમનુ દક્ષસાવર્ણિ બ્રહ્મસાવર્ણિ ધર્મસાવર્ણિમનુ કહિએજી, રુદ્રસાવર્ણિ

દેવસાવર્ણિ ઇન્દ્રસાવર્ણિ સાતે લહિએજી. ૧૩ ચૌદમે મન્વાદિમનુના પુત્ર ઇત્યાદિ સર્વે ભગવદંશ જાણોજી, હવે નવ લગી પ્રકરણ ત્રીજું રાજસ કહી વખાણોજી. ૧૪. પંચદશમે બલિરાજાએ રાજ તે કીધું, અશ્વમેધ યજ્ઞ કીધો જ્યારેજી; સોળમે વિજ્ઞપ્તિ અદીતિએ કરી, પતિની પુત્ર કામના કાજ ત્યારેજી. ૧૫. પુત્ર થાશે વ્રત કરો કર્યું પતિએ પયોવ્રત વિધિ કહીજી, અદીતિએ કર્યું પયોવ્રત ત્યારે સર્વે વિધિ હૃદે લહીજી. ૧૬ સપ્તદશે પયોવ્રત કીધે પ્રભુ પ્રસન્ન થયા જાણીજી, ગર્ભ વિષે પ્રભુ આવ્યા ત્યારે બ્રહ્માદિક સ્તુતિ વખાણીજી. ૧૭ અષ્ટાદશે વામનજી પ્રકટી પધાર્યા બલિરાજા પાસજી, યજ્ઞશાલામાં સનમાન કરીને અવલોકયા અવિનાશજી. ૧૮. ઓગણીસમે ત્રણ પદ પૃથ્વી સંકલ્પ કીધા એહજી, બે પદમાં સ્વર્ગ મૃત્યુ સર્વે લીધું, વિસમે એક પદની માગી જગ્યા તેહજી. ૧૯ ત્રીજા પદનું ન રાખ્યું ઠેકાણું પરસ્પર વિવાદ વચન થયાંજી, એકવીસમે બ્રહ્માજીએ સ્વર્ગમાં શ્રીજીનાં ચરણ લહ્યાંજી. ૨૦ અંગુષ્ઠ દેખી અભિષેક કીધો ગંગાપ્રવાહ થૈ પૃથ્વીમાં વહ્યાંજી, બલિરાજાને વરુણ પાસથી બાંધ્યો તેહ પ્રસંગ તેમાં કહ્યાંજી. ૨૧ બાવીસમે બલિ આત્મનિવેદન સત્ય વચન માટે કીધુંજી, શીશ ધર્યો ચરણ પ્રસન્ન થયા રાજ સુતળનું દીધુંજી. ૨૨ ત્રેવીસમે બલિને જીતીને દીધું, દેવતાને રાજ ગયું હતું જેહજી, સર્વ મળી સ્તુતિ કરી પ્રભુની પ્રફુલ્લિત મન થયું તેહજી. ૨૩

ચોથું ભક્તિ પ્રકરણ તે કહીએ ચોવીસમે અધ્યાયજી,
વૈવસ્વતમનુ જેના રાજમાં મચ્છાવતાર થયો તે કેહેવાએજી. ૨૪
હરિદાસ પ્રભુના ગુણ ગાતાં, તનની તપત બુઝાએજી,
નિત્યપ્રતિ એહુની શોભા, નિરખિ હૈડું ટાહાડું થાએજી. ૨૫

## नवम स्कंधनुं दशम धोळ.

નવમ સ્કંધ વર્ણન કરૂં, અધ્યાય ચોવીસ જાણી; પ્રભુકૃપાથી ઈશાનુકથા, પ્રકરણ બે વખાણી, ૧ સૂર્યવંશ મર્યાદાપ્રકરણને પેહેલું કહિયે; ચંદ્રવંશ પુષ્ટિ પ્રકરણ છે તે, સાંભળી સુખ લહિયે. ૨ પેહેલા અધ્યાયથી પહેલું, સૂર્યવંશ તે કહી વખાણો; વૈવસ્વતમનુને પુત્ર દશ થયા, ઇક્ષ્વાકુ આદિ જાણો. ૩ એક કન્યા થઇ તે કહ્યું, હવે બીજે અધ્યાય; ચાર સુતને સંતાન થયા નહી, તે પણ કહેવાય, ૪ પછી ત્રણ પુત્રનો વંશ થયો, તે એમાં કહિરે; નભગ નરિષ્યન્તને, ધૃષ્ટધ્યુમ્નનો લહિરે. ૫ ત્રીજે શર્યાતિનો વંશ કહ્યો, રેવતીકન્યા જન્મ્યા ત્યારે; પાંચમે દુર્વાસા સઘળે ફરી, આવ્યા અંબરીષ પાસે જ્યારે. ૭ સુદર્શનનું સમાધાન કરિ વાળ્યું, ત્યારે સુખ થયું, છઠ્ઠે અંબરીષનો વંશ થયો, તે સર્વ કર્યું. ૮ પછી ઇક્ષ્વાકુનો વંશ કહ્યો, જેના વંશમાં મુચુકુંદ થયા, તે કહું વિખ્યાતા. ૯ સાતમે માંધાતાનો પુત્ર, કુરુ કુશનો વંશ જાણો; તેમાં હરિશ્ચંદ્ર રાજા થયા, આઠમે એનો વંશ વખાણો. ૧૦ તેમાં સગર રાજા થયા નોમે એનો વંશ તેહ; તેના વંશમાં ભગીરથ

રાજા, ગંગાજી લાવ્યા જેહ. ૧૧ ભગીરથનો વંશ કહ્યો, જેમાં ખટવાંગ થયા; દશમે ખટવાંગનો વંશ થયો, રામાવતાર ચરિત્ર કહ્યાં. ૧૨ એકાદશમે રામજીનું રાજવર્ણન, દ્વાદશમે કુશનો વંશ કહિયે, મર્યાદા પ્રકરણ અધ્યાય બારમાં, પુષ્ટ તેરમેથી લહિયે. ૧૩ ઇક્ષ્વાકુના નિમિ તેના વંશમાં, રાજા જનક થયા તે જાણો; ચઉદમે ચંદ્રમાંથી બુધ થયા, તેના પુત્ર પુરૂરવા વખાણો. ૧૩ પંચદશમે પુરૂરવાના વંશમાં, શ્રીપરશુરામજી થયા; સોળમે પરશુરામ ચરિત્રને, વિશ્વામિત્ર જન્મ કહ્યા. ૧૫ સપ્તદશમે પુરૂરવાના પુત્ર મ્હોટા, વંશ નહુષનો એમાં; રાજા યયાતિનો વંશ કહ્યો અધ્યાય અઢારમો તેમાં. ૧૬ ઓગણિસમે યયાતિ પરમગતિ પામ્યા, વીશમે પુરુના વંશ કહિયે; એકવીસમે દુષ્યંત ને પુત્ર ભરત નો વંશ લહિયે. ૧૭ રંતિદેવનો જન્મ થયો, ગર્ગાચાર્ય વંશ કહ્યા; રાજા પાંચાલના કૃપાચાર્યને, દ્રોણાચાર્ય કહી લહ્યા. ૧૮ બાવીસમે દ્રુપદ કહ્યા, પછી અજમીઢના વંશ જાણો; તેમાં જરાસંધ થયા, પછી શાંતનુનો વંશ વખાણો. ૧૯ પાંડવ કૌરવનો વંશ કહી, પછી જરાસંધ વંશ કહિયે; ત્રેવીસમે બાકી યયાતિના, ચાર પુત્રનો વંશ લહિયે. ૨૦ તેમાં યદુવંશ થયો, મેધાવી ઋષિ જેમાં; ચોવીસમે જાદવનો વંશ ને, અક્રૂરનો વંશ તેમાં. ૨૧ ઉગ્રસેનને દેવકનો, કહ્યો તે વંશ; એમાં એહ વર્ણન થયો, જેમાં જન્મ્યો કંસ. ૨૩ શૂરસેનનો વંશ, જેના સુત વસુદેવ; તેના સુત પ્રકટ્યા

શ્રીકૃષ્ણચંદ્રજી, નિત્ય કીજીયે સેવ. ૨૩ હરિદાસ પ્રભુ ગુણ ગાઇને, ચિત્તમાં ધરિ લીજે; નિત્ય પ્રતિ શોભા નિરખિને, નયને રસ પીજે. ૨૪

## दशम स्कंधनुं एकादश धोळ.

શ્રીલક્ષ્મણસુતગુણ ગાઇયે, શ્રીવલ્લભ પરમઉદાર, શ્રીવિઠ્ઠલવરને સમરિયે, દ્વિજકુલ ધર્યો અવતાર. ૧ એહના પદ વંદન કરી, માંગુ તે વાણી સાર, દશમ સ્કંધ હૃદે ધરિ, અનુક્રમ કરી ઉચ્ચાર. અધ્યાય સત્યાસી એહના ત્રણ મતાંતરના કેહેવાય, સર્વ મળી કહેવાય છે, નેવુ તે અધ્યાય ૩ નિરોધલીલા નિરૂપણ છે, પ્રકરણ પાંચ તે જાણી; જન્મ તામસ સાત્વિક, ગુણ પ્રકાર વખાણી. ૪ જન્મપ્રકરણ પેહેલું પહેલે અધ્યાયથી, ને ચાર અધ્યાય લગી એહ. રાજાએ પ્રશ્ન પૂછ્યા જ્યારે શ્રીશુકદેવજીએ ઉત્તર દીધા. શ્રીવસુદેવજીને શ્રીદેવકીજી પરણ્યા કંસરાયે કરી પ્રીત, બીજા અધ્યાયમાં કંસે દેવકીજીના પુત્ર માર્યા તે કહી રીત ૬ શ્રીસંકર્ષણ ગર્ભમાં પધાર્યા તે કહ્યું, પછી પ્રભુ પધાર્યા ગર્ભ માંહે ત્યારે સર્વ દેવતા મળી, સ્તુતિ કીધી જઇ ત્યાંહે. ૭ ત્રીજે શ્રીકૃષ્ણજી જન્મ્યા મથુરામાં કારાગેહ, શ્રીવસુદેવજીએ શ્રીદેવકીજીએ સ્તુતિ કરી છે તેહ ૮ પુત્ર લઇ શ્રીગોકુળ પધરાવ્યા શ્રીજસોદાજીને અંક; કન્યા લેઇને આવ્યા મનમાં તે થયો શંક. ૯ ચોથે માયા ઉડી ગઇ આકાશે, કંસને થયો પશ્ચાત્તાપ, ત્યારે એહેનનું સમાધાન

કીધું જોઇને સંતાપ, ૧૦ દૈત્યને તેડીને એમ કહ્યું, મારો ને દુઃખ દેઓ એહ, બીજું તામસ પ્રકરણ છે, અઠાવિસ અધ્યાયમાં તેહ. ૧૧ એના તે ભેદ ચાર પ્રકારના, પ્રમાણ પ્રમેય કહેવાએ, સાધન ફળ એ ચાર છે, પ્રમાણ પેહેલું થાએ. ૧૨ પાંચમે શ્રીજીનો જન્મ ઉત્સવ, વ્રજ કુલ્યું અંગે પછી કંસને કર દઇ, ઘેર આવીયા નંદરાય. ૧૩ છઠ્ઠે પૂતના મોક્ષ, સાતમેં શકટ ભંજન જાણ; તૃણાવર્તમર્દન વિશ્વ-રૂપદર્શન, લીલા એહ વખાણ. ૧૪ આઠમે ગર્ગાચાર્યે નામ-કરણ કીધાં, ચોરી લીલાને મૃત્તિકા ભક્ષ, વિશ્વરૂપ દર્શન કરિ દેખાડયું, જનનીને પ્રત્યક્ષ. ૧૫ નવમે ઉલૂખલ બંધન દશમે યમલાર્જુન ભંજન; નલકૂબરમણિગ્રીવનો ઉદ્ધાર, એકાદશમે નંદગામ લીલા; વત્સાસુર બકાસુર વધ તે પ્રકાર. ૧૬ પક્ષાંતર કલ્પ ભેદના, ત્રણ અધ્યાયમાં વિરુદ્ધ વાક્ય જેહ; દ્વાદશમે અઘાસુર વધ કર્યો, ત્રયોદશે ગ્વાલ મંડળી તેહ. ૧૭ ભોજનશિલામાં બેસી ભોજન કીધાં, બ્રહ્માજીએ હર્યાં વત્સ બાલ; ચોદમે પ્રભુલીલા જોઇ, બ્રહ્માએ સ્તુતિ કરી તત્કાલ. ૧૮ બીજું પ્રમેય પ્રકરણ છે, તેના તે સાત અધ્યાય; દ્વાદશે વનક્રીડા કરિ, પ્રભુજીએ ચરાવી ગાય. ૧૯ ત્યાં ધેનુકાસુરનો વધ કરિ, વિષ જલથી રાખ્યા સર્વ; ત્રયોદશે કાલીય મર્દન કીધું, વિષ દૂર કરી નિવાર્યા ગર્વ. ૨૦ ચઉદમે કાલીય રહ્યો જ્યાં, તેનો તે કહ્યો પ્રકાર; દાવા-નળનું પાન કીધું, સર્વની કરી સાર. ૨૧ પંચદશે બાળ-

લીલા કરી, પ્રભુ ફરિ ચરાવી ગાય; ગ્રીષ્મઋતુ વર્ણન કરી, પછી પ્રલંબવધ કેહેવાય. ૨૨ સોળમે દાવાગ્નિ પાન કર્યું વનથી પધાર્યા ગેહ; સત્તરમે વર્ષાઋતુ વર્ણન, શરદ ઋતુ વર્ણન તેહ. ૨૩ અષ્ટાદશે વેણુગીત પછી, ત્રીજું સાધન પ્રકરણ કહેવાય; ચિત્તે ધરીને સાંભળો, તેના તે સાત અધ્યાય. ૨૪ ઓગણીસમે હેમંતઋતુ, કર્યું કાત્યાયની વ્રત તે જાણ; વ્રજભક્તને વરદાન દીધું, લીલા એહ વખાણ. ૨૫ વિસમે ઋષિપત્નીનું અન્ન આરોગ્યા, એકવીસમે ઇંદ્રનો મેટયો યજ્ઞ; ભોગ ધરાવ્યો શ્રીગિરિરાજને, પ્રભુજીએ કરી અનુરાગ. ૨૬ અન્યાશ્રય દૂર કરાવી, પોતાનો આશ્રય કરાવ્યો નાથ; બાવીસમે ઇંદ્રકોપ વૃષ્ટિથી, રાખ્યો વ્રજ સર્વ સાથ. ૨૭ ત્રેવીસમે એવું પરાક્રમ જોઇ સર્વને, આશ્ચર્ય જ્ઞાન પૂર્વક થાય; ચોવીસમે ઇંદ્રસ્તુતિ અભિષેક, ગોવિંદ નામ ધર્યું કહેવાય. ૨૮ પચીસમે શ્રીનંદરાયજીને વરુણપાશથી, મુકાવ્યા વ્રજઇશ; વ્રજભક્ત બ્રહ્મહ્રદમાં, નિજધામ દેખાડયું જગદીશ. ૨૯ ફલપ્રકરણ તે કહ્યું ચોથું, સાત અધ્યાયમાં તેહ; છવીસમે વેણુનાદ કરી, વ્રજભક્તને તેડાવ્યા એહ. ૩૦ રાસલીલા આરંભ કરી, અંતર્ધ્યાન થયા તે વખાણી; સત્તાવીસમે વ્રજભક્ત લીલા સ્મરણ કરી, દ્રુમને સુધિ પૂછતાં ફર્યા જાણી. ૩૧ અઠાવિસમે વ્રજભક્ત મળી સર્વ, કર્યું ગોપિકાગીતગાન; ઓગણત્રિસમે દીન થઇ રુદન કીધું, તત્કાલ પધાર્યા ભગવાન. ૩૨ ત્રીસમે રાસરમણ કરી સુખ દીધું, વ્રજભક્તને નાથ; એકત્રીસમે નંદરાયને સર્પ-

દંશથી, મૂકાવ્યા તે દીઠું સર્વ સાથ. ૩૩ બલભદ્રજીનો રાસ વર્ણવ્યો, તેમાં શંખચૂડનો વધ કેહેવાએ, બત્રીસમે દવસ તાપ દૂર કરવા, વ્રજભક્ત યુગલ ગીત ગાએ. ગુણગાન નિશિદિન કર્યું, પ્રભુએ સદા મન આસ; હરિદાસ પ્રભુ શોભા નિરખિ, માગે ચરણરજમાં વાસ. ૩૫.

## दशम स्कंधनुं द्वादश धोळ.

ત્રીજું પ્રકરણ તે તો રાજસ જાણો, અધ્યાય અઠાવીશ માંહે વખાણો. ૧ તેના પણ ભેદ છે ચાર, પ્રમાણ પ્રમેય સાધનફળ નિરધાર. ૨ તેમાં પેહેલું પ્રમાણપ્રકરણ કેહેવાયરે, તેના જાણિયે સાત અધ્યાયરે. ૩ તેત્રીસમે વૃષભાસુર વધ કાહ્યેરે, નારદે કંસને ઉપદેશ કર્યો તે લહિયેરે. ૪ ચોત્રીસમે કેશી દૈત્ય વધ જાણીરે, નારદે નંદઘર ભવિષ્ય વાર્તા વખાણીરે. ૫ તેના પછી વ્યોમાસુર વધ થયો તેહરે, પાંત્રીસમે વ્રજ અક્રૂર કંસે મોકલ્યા એહરે. ૬ પછી કૃષ્ણ કુશળ પ્રશ્ન પૂછયા જ્યારે છત્રીસમે શ્રીકૃષ્ણ અક્રૂર સાથે મથુરા પધાર્યા ત્યારે. ૭ સ્નાન સમે મારગમાં દર્શન દીધુંરે, અક્રૂરે સાડત્રીસમે સ્તુતિ કરિ સુખ લીધુંરે. ૮ અડત્રીસમે મથુરામાં કીધો પ્રવેશરે, રજક માર્યો સુંદર ધર્યો વેષરે. ૯ વાયકને દીધી પ્રભુ મુક્તિરે, દીધી માલી સુદામાને ભક્તિરે. ૧૦ ઓગણચાલીસમે કુબ્જાનુ દીધું સ્વરૂપરે, ધનુષ્ય ભંજન સાંભળ્યું કંસ ભૂપરે. ૧૧ કંસને દુઃસ્વપ્ન થાય છે ભારીરે, રંગમંડપમાં પધાર્યા ગિરિધારીરે. ૧૨ સાત

અધ્યાયમાં પ્રમેયપ્રકરણ થાએરે, ચાલીસમે કુવલયાપીડ વધ કેહેવાએરે. ૧૩ રંગમંડપમાં પ્રભુ પધાર્યા જ્યારેરે, જેને જેવો ભાવ તેવાં દર્શન થયાં ત્યારેરે. ૧૪ પરસ્પર મળી માહાત્મ્ય વખાણેરે, એકતાલીસમે મલ્લયુદ્ધ થયું તે ટાણેરે. ૧૫ કંસ મામાને મારીને રોળ્યારે, માતા પિતાના બંધન ખોલ્યારે. ૧૬. માતાપિતાનું સમાધાન બેતાલીસમે કીધુંરે, ઉગ્રસેનને રાજ તે દીધુંરે. ૧૭ નંદાદિકને વ્રજ મોકલ્યા નાથેરે, વસુદેવને ગોદાન દેવરાવ્યાં હાથેરે. ૧૮ જન્મસમે સંકલ્પ કીધો હતો જેહરે, પ્રભુજીએ ગાય દોવરાવી તેહરે. ૧૯ અવંતિકા ગયા વિદ્યા ભણવા કાજેરે, ગુરુપુત્ર આણી આપ્યો મહારાજેરે. ૨૦ ત્રેતાલીસે ઉદ્ધવ શ્રીવ્રજ આવ્યારે, કુશલ વાર્તા કહી નંદ મન ભાવ્યારે. ૨૧ પ્રીતે વ્રજજનને ઉદ્ધવજી મળ્યા સહીરે, ચુમાલીસમે જ્ઞાન ઉપદેશ વાર્તા કહીરે. ૨૨ વચન આસક્તિનાં કહ્યાં વ્રજજનરે, શુદ્ધ સત્ત્વ ઉપન્યુ ઉદ્ધવ મનરે. ૨૩ દૃષ્ટાંત ભ્રમરનું દઇને કહ્યુંરે, તે સર્વે ભ્રમરગીતમાં લહ્યુંરે. ૨૪ પિસ્તાલીસમે કુબ્જા ઘેર પધાર્યા હરિરે, ત્યાંથી કૃર્યા મનોરથ પૂરો કરીરે. ૨૫ અક્રૂર પાંડવની સુધ લેવા ગયા તેહરે, છેતાલીસમે હસ્તિનાપુર આવ્યા અક્રૂર એહરે. ૨૬ સર્વને મળ્યા ને સુધિ લીધીરે, કુંતાજીએ દુઃખની વાર્તા કીધીરે. ૨૭ આવી સર્વ પ્રભુજીની કહ્યુંરે, પૂર્વાર્ધ સંપૂર્ણ ત્યારે થયુંરે. ૨૮ હરિદાસ પ્રભુના ગુણ ગાઉંરે, શોભા નિરખ ફુલી અંગ ન સમાઉંરે. ૨૯

# दशमस्कंधनुं त्रयोदश धोळ.

સાધન પ્રકરણ અધ્યાય સાતનું, તે ઉત્તરાર્ધમાં થાય છે, અડતાલીસમે અધ્યાયે જરાસંધનું, યુદ્ધ થયું તે સત્તર વાર કેહેવાય છે. ૧ અઢારમી વાર યુદ્ધને વળી આવ્યો, ત્યારે કાલયવન આવ્યો ઇહાં; દ્વારકા સમુદ્રમાં પ્રભુ વસાવી, સર્વેને મોકલ્યા ત્યાં. ૨ પછી પોતે પધાર્યા ત્યાં થકી, મુચુકુંદની ગુફામાં હરિ; અડતાલીસમે કાલયવનને ભસ્મ કીધો, મુચુકુંદને વર દીધો એણે સ્તુતિ કરી. ૩ ઓગણપચાસે મુચુકુંદ બદ્રિકાશ્રમ ગયા, બલદેવજી રેવતીજી પરણ્યા તે જાણિએ; રુકમિણીનો સંદેશો શ્રીકૃષ્ણને પહોંચ્યો, પચાસમે રુકમિણીહરણ વખાણિએ. ૪ એકાવનમે યુદ્ધમાં શ્રીબલદેવજી જીત્યા, હાર્યા તે રાજા સર્વરે; રુકમિયાની મૂછ ને મસ્તક મૂડયા, શ્રીકૃષ્ણે બાંધ્યો નિવાર્યો ગર્વરે. ૫ ત્યાંથી શ્રીપ્રભુજી શ્રીદ્વારકા પધાર્યા, વિધિપૂર્વક વિવાહ કર્યા; બાવનમે પ્રદ્યુમ્નજી પુત્ર પ્રકટ્યા, શંબર દૈત્યે તે હર્યા. ૬ યુદ્ધ કરી શંબર દૈત્યને મારી, રાણી રતિ લૈ ઘેર આવિયા; ત્યારે સર્વ જન જોવા મળ્યું, શ્રીરુકમિણી મન ભાવિયા. ૭ ત્રેપનરે મણિ પ્રસંગમાં, જાંબુવતી સતભામા બે વર્યા; ફલ પ્રકરણ અધ્યાય સાતમાં, ચોપનથી વર્ણન કર્યા. ૮ પ્રભુ પાંડવની સુધ લેવા પધાર્યા, ત્યાં સાંભળ્યું જે સત્રાજીત માર્યો સહી; શતધન્વાને મારીને મણિ તે લીધી, સત્યભામાને પુત્રે સર્વે વાત કહી. ૯ સત્યભામાને આગ્રહે શ્રીકૃષ્ણ પધાર્યા, શતધન્વાને માર્યો

મણિ મળ્યો નહીં; અપવાદ થયો અક્રૂરને તેડાવ્યા, અપવાદ ગયો મણિ આવ્યો તહીં. ૧૦ પંચાવનમે ઇંદ્રપ્રસ્થ પધાર્યા, શ્રીકાલિંદીજી પરણ્યાં તે કહ્યું; ખાંડવ વનનો દાહ કીધો, મિત્રવિંદાને પરણ્યાં તે લહ્યું. ૧૧ સત્યાભદ્રાને લક્ષ્મણા પરણ્યાં, છપન્નમે ભૌમ માર્યો તે હરિ; સોળસહસ્ર કન્યા રોકી હતી તે, સર્વ શ્રીપ્રભુજીને વરી. ૧૨ સત્તાવનમે હાસ્યયુક્તના વચન, તે તો રુક્મિણીને કહ્યા; પ્રતિ ઉત્તર ફરી દીધે તેના, તે તો સર્વ એ માંહી લહ્યા. ૧૩ અઠ્ઠાવનમે સર્વ સ્ત્રીને પુત્ર દશ દશ થયા છે તે જાણિયે; પટરાણી જે મુખ્ય આઠ, તેના પુત્રના નામ વખાણિયે. ૧૪ પ્રદ્યુમ્ન પુત્ર શ્રીરુક્મિણીજીના, તેના સુત અનિરુદ્ધ છે; મામાની કન્યા પરણી લાવ્યા, ત્યાં તે કીધું યુદ્ધ છે. ૧૫ ઓગણસાઠમે શ્રીઅનિરુદ્ધને ચિત્રલેખાએ હર્યા; શોણિતપુરમાં બાણાસુરની કન્યા સ્વપ્નાંતરમાંહે વર્યા. ૧૬ ત્યાં ઊષાહરણ કારણે પધાર્યા, બાંધિયાં નાગપાશ છે; સાઠમે બાણાસુરનો સંગ્રામ થયો, અનિરુદ્ધ પરણ્યા પુરી આશ છે. ૧૭ અનિરુદ્ધજી પરણી પધાર્યા, ગુણગાન કરી ચિત્ત ધારીએ; હરિદાસ પ્રભુ શોભા નિરખીને, તનમનધન સર્વ વારીએ. ૧૮

## दशम स्कंधनुं चतुर्दश धोळ.

ચોથું પ્રકરણ સાત્વિક એકવીસ અધ્યાયજી, સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ પેહેલું થાયજી. ૧ એકસઠમે કૂપમાંથી કૃકલાસનો ઉદ્ધાર કીધોજી, તેના પૂર્વજન્મ વૃત્તાંત

પ્રસિદ્ધોજી. ૨ બ્રહ્મ અંશ કઠિન ઘણું તે લહિએજી, બાસઠે બલદેવજી વ્રજ પધાર્યા તે કહિએજી. ૩ સર્વને મળી રાસરમણ સુખ દીધુંજી, શ્રીજમુનાજીનું આકર્ષણ કીધુંજી. ૪ ત્રેસઠે પૌંડ્રક કાશીનો રાજા જેહજી, તેનો પુત્ર સુદક્ષણ વધ થયો તેહજી. ૫ કાશીને ભસ્મ કરી છે જ્યારેજી, ચોસઠે બલદેવજી કપિદ્વિવિદ માર્યો ત્યારેજી. ૬ પાંસઠે દુર્યોધનની કન્યા લક્ષ્મણા જાણોજી, જાંબુવતીના પુત્ર સાંબ પરણ્યા તે વખાણોજી. ૭ બલદેવજીથી વિવાદ થયો તે કહીએજી, ત્યારે હસ્તિનાપુર વાંકું કર્યું તે લહિએજી. ૮ છાસઠે નારદજી પધાર્યા શ્રીકૃષ્ણ ગેહજી, ગૃહસ્થાશ્રમ જોતાં થાક્યાં તેહજી. ૯ સોલ સહસ્ર ઘર ફરીને જાયજી, ગૃહ ગૃહ પ્રતિ નૂતન લીલા થાયજી. ૧૦ સડસઠે પ્રભુજીની આન્હિક વિધિ કહીજી, જેમ કરતા તેમ કહ્યું પ્રસિદ્ધ લહીજી. ૧૧ નારદજીએ આવીને કહ્યું એહજી, પાંડવને રાજસૂય મનોરથ થયો તેહજી. ૧૨ સાધન પ્રકરણના અધ્યાય સાતજી, અડસઠ પ્રભુજીને ઉદ્ધવજીએ કીધી વાતજી. ૧૩ દૂત અને નારદે કહ્યું તે ચિત્ત ધરીજી, પાંડવ પાસે ઈંદ્રપ્રસ્થ પધાર્યા શ્રીહરિજી. ૧૪ ઓગનોતેરે રાજસૂય યજ્ઞ નિમિત્ત દિશાઓ જીતીજી, જરાસંધ મારી પુત્ર રાજ બેસાર્યો કરિ પ્રીતિજી. ૧૫ બંધથી રાજા સર્વ મૂકાવ્યાજી, સિતેરમે વસ્ત્રભૂષણ ભોજન કરાવ્યાંજી. ૧૬ અભયદાન દઈ ઈંદ્રપ્રસ્થ પધાર્યા નાથજી, ઇકોત્તેરમે યજ્ઞમાં શિશુપાળ વધ કરી, રાખ્યો શરણ સાથજી. ૧૭ બોહોતેરમે

દુર્યોધન માનભંગ કારણ કહ્યુંજી, તોતેરમે શાલ્વ પ્રદ્યુમ્નજીનું
યુદ્ધ દારુણ થયુંજી. ૧૮ ચુમોતરમે શાલ્વ માર્યો કરી ગદા
પ્રહારજી, હવે સાત અધ્યાયમાં ફળપ્રકરણ પ્રકારજી. ૧૯
પંચોતેરમે વિદૂરથ અને દંતવકત્ર માર્યાજી, પછી પ્રભુ મહાભારત
યુદ્ધમાં પધાર્યાજી. ૨૦ છોતરમે બલદેવજી તીર્થયાત્રા કરી
આવ્યા તે કહ્યુંજી, મહાભારત યુદ્ધ ત્યારે પૂરણ થયુંજી. ૨૧
સીતોતેરમે સુદામાએ સ્ત્રીની આજ્ઞાથી દ્વારકા લાવો લીધોજી,
ઇઠોતેરમે પ્રભુ પ્રસન્ન થઇ વૈભવ સુદામાને દીધોજી. ૨૨
ઓગણ્યાસીએ સૂર્યગ્રહણ જાણી કુરુક્ષેત્રે પધાયા એહજી,
વ્રજજન મળ્યા કુશળ પૂછ્યા સમાધાન કીધાં તેહજી. ૨૩
એંશીએ પાંડવને મળી કુશળ વાર્તા કીધીજી, પટરાણી
સર્વેને દ્રૌપદીએ પાણિગ્રહણ વાર્તા પૂછી લીધીજી. ૨૪
એકાશીમે ઋષિમુનિ પૂજા કરી પ્રભુ મન ભાવ્યાજી, વસુ-
દેવે નારદ પાસ જ્ઞાન ઉપદેશ કરાવ્યાજી. ૨૫ યજ્ઞ કરાવી
વિદાય સર્વેને કરીજી, પછી પોતે દ્વારકા પધાર્યા શ્રીહરિજી.
૨૬ ગુણ પ્રકરણ પાંચમુછ અધ્યાયમાં છે એહજી, બ્યાશીમે
દેવકીજીના પુત્ર લાવ્યા તેહજી. ૨૭ કંસે છ પુત્રો માર્યા
તે જાણીજી, પાતાલમાં જઇ બલિરાજા પાસેથી આપ્યા
આણીજી. ૨૮ સ્તનપાન કરી પુત્ર સ્વર્ગ પધાર્યા તેહજી,
દેવકીજી માતાના મોહ નિવાર્યા એહજી. ૨૯ ત્યાશીમે
સુભદ્રાનું હરણ તે અર્જુન કીધુંજી, પ્રભુ શ્રુતદેવ જનક ઘેર
પધારી સુખ દીધુંજી. ૩૦ ચોરાશીમે સર્વ મળી પરીક્ષા
કરીજી, બ્રહ્મા વિષ્ણુ દેવ તેમાં મંડાટા શ્રીહરિજી. ૩૧

।નશ્ચે કરી એહ ઠરાવ્યું સહીજી, વેદ સ્તુતિ કરી તે પણ કહીજી. ૩૨ પંચાશીમે ભજન કેનું શ્રેષ્ઠ તે કહીજી, વૃકાસુરનું આખ્યાન કહ્યું તે લહિજી. ૩૩ લોકાલોક જઇ વિપ્રના પુત્ર મર્યા લાવ્યા તેહજી, અર્જુનનો ગર્વ નિવાર્યો, છયાશી અધ્યાય લગી ચરિત્ર કહ્યાં એહજી. ૩૪ સત્યાશીએ રાજનીતિ ગૃહસ્થાશ્રમ પ્રકારજી, ગણુતા થાયે યાદવકુળ બહુ વિસ્તારજી. ૩૫ શ્રીવલ્લભજીનાં ચરણકમલની આસજી શોભા નિરખી ગુણ ગાએ હરિદાસજી. ૩૬

## एकादशस्कंधनुं पंचदश धोळ.

સ્કંધ એકાદશ માંહિરે, લીલામુક્તિ કહી; પ્રકરણ બે છે એનારે, જીવમુક્તિ બ્રહ્મમુકિત સહી. ૧ જીવમુકિત પ્રકરણ પહેલું રે, તેના ભેદ બે જાણિએ; અધ્યાય ઓગણત્રીસ લગીને, એહ વખાણીએ. ૨ એ તો સર્વ સંપૂર્ણ રે, એકત્રીસ અધ્યાય છે; બ્રહ્મભાવના અધ્યાયરે. પાંચ કહેવાય છે. ૩ પેહેલા અધ્યાય માંહેરે, યાદવકુલને બ્રહ્મશાપ થયો; બીજે વસુદેવજીનેરે, નારદે જ્ઞાન ઉપદેશ કિધો. ૪ નવયોગેશ્વરનોરે જનક ઘેર સંવાદ થયા જે; કવિને હરિ બેઉરે, વચન કહ્યાં તે. ૫ ત્રીજે અંતરિક્ષ પ્રબુદ્ધરે, પિપ્પલાયન કહ્યું; આવિર્હોત્રી મળી ચારરે, કહ્યું એમાં લહ્યું. ૬ ચોથે દ્રુમિલ યોગેશ્વર રે, ત્રિગુણ અવતાર કહ્યા; ચોવીસ અવતારરે, એમાં વર્ણવી લહ્યા. ૭ પાંચમે ચમસ કરભાજનનોરે, સંવાદ થયો તે જાણિયે; સાયુજયમુકિત અધ્યાય બેમાંરે

કહી તે વખાણીયે. ૮ છઠ્ઠે દેવતા સર્વ સ્તુતિ કીધીરે, યાદવને આજ્ઞા દીધી હરિ. પ્રભાસ જઈ યજ્ઞાદિક કર્યોરે, એ વાત સર્વે ચિત્ત ધરી. ૯ ઉદ્ધવજી આવીને પ્રશ્ન કીધારે, સાતમે અવધૂતનો ઇતિહાસ કહ્યો; ચોવીસ ગુરુના ગુણ લીધારે, રાજા યદુનો સંવાદ થયો. ૧૦ આઠમે નમે ચોવાસ ગુરુનું કારણરે દશમે ઉદ્ધવજીને જ્ઞાન ઉપદેશ તે; એકાદશમે ભકતસેવા કરેરે એને માયા બાંધે નહી યે. ૧૧ દ્વાદશે સાધુ સંગતરે, એમાં એવું ભાખે; ત્રયોદશે તત્વજ્ઞાન કરીરે, સર્વવિષે સમાન દૃષ્ટિ રાખે ૧૨ ચતુર્દશ ભક્તયોગ ઉત્કૃષ્ટ કહ્યારે, પછી ધ્યાનનું સ્વરૂપ કહ્યું; પંચદશે અષ્ટાદશ સિદ્ધિરે, પ્રાપ્ત થાયે તે લહ્યું. ૧૩ વિભૂતિનું સ્વરૂપરે, સોળમે અધ્યાય જાણો; સપ્તદશે અષ્ટાદશેરે, વર્ણાશ્રમનાં ધર્મ વખાણો. ૧૪ ભક્તિયોગ યમનિયમરે, અધ્યાય ઓગણિસમે; જ્ઞાન કર્મ ભક્તિ યોગેરે, વિધિ લક્ષણ વીસમે. ૧૫ વિધિ નિષેધ કર્તવ્યરે, એકવિસ કેહેવાય છે; તત્વનિશ્ચયાત્મકાદિ કરે, બાવિસ અધ્યાયમાં થાય છે. ૧૬ ભિક્ષુગીતનું વર્ણનરે, અધ્યાય ત્રેવીસમે; સાંખ્યયોગાદિ લક્ષણાદિરે, વર્ણન અધ્યાય ચોવગમે. ૧૭ પચીસમે યોગલક્ષણાદિરે, છવિસમે ઇલોપાધ્યાન સહી; પુરુષારાધન વિધરે, સત્તાવીસમે અધ્યાયે કહી. ૧૮ યોગાચારનું વર્ણનરે, અઠ્ઠાવીસે કહેવાય છે; ઓગણત્રીસમે યોગ માર્ગ કહીરે, ઉદ્ધવજી વિદાય થાય છે. બ્રહ્મમુક્તિ પ્રકરણ અધ્યાય બેનું રે, તેના ભેદ બે છે

જાણિયે; ત્રીસમે મમતા ત્યાગરે, દ્વારકાથી ચાલી પ્રભાસ લીલા કરી તે વખાણિયે. ૨૦ એકત્રીસે અહંતા ત્યાગરે, બ્રહ્માદિકે સ્તુતિ કરી; હરિદાસ પ્રભુ શોભા નિરખિરે, નિજધામ પધાર્યા હરિ. ૨૧

## द्वादशस्कंधनुं षोडश धोळ.

### એની ચાલ—સાહેલીરે શ્રીજીને નિરખીયે.

દ્વાદશ સ્કંધના અધ્યાય તેર છે, આશ્રયલીલારે પ્રકરણ પાંચતે જાણી. સદા ગુણ ગાઇએ. ધ્રુ. એક લોકાશ્રય બીજો વેદાશ્રય ભગવદાશ્રયરે. ત્રીજું પ્રકરણ વખાણી સદા ગુણ ગાઇએ. ૧ ચોથું શબ્દાશ્રય પાંચમું અર્થાશ્રય એ પાંચમા રે, પહેલું લોકાશ્રય એહ. સદા ગુણ. ૨ પહેલ અધ્યાયમાં રાજા થયા તે કહ્યા, બીજા અધ્યાયમાંરે આગલ થાશે તેહ. સદા ગુણ. ૩ બીજું પ્રકરણ વેદાશ્રમ અધ્યાય ત્રીજેથી, તેમાં યુગયુગનારે સર્વ ધર્મ કહેવાય. સદા ગુણ. ૪ લક્ષણ કહ્યા, પ્રલયકાળનાંરે એમાં વર્ણન થાય. સદા ગુણ. ૫ ત્રીજું પ્રકરણ ભગવદાશ્રય, ત્રણ અધ્યાયમાં એમાં પૂરણુરે ભગવદાશ્રય જાણ સદા. ૬ પાંચમે પ્રમાણલક્ષણ પરીક્ષતને સર્પદંશ કર્યો, છઠ્ઠે પરીક્ષતનેરે મોક્ષ થયો નિર્વાણ. સદા ગુણ. ૭ સર્પયજ્ઞ વેદસંખ્યા વર્ણન તેહ, સાતમે પણ વેદસંખ્યા વાર્ણન તેહ. સદા ગુણ. ૮ ચોથું પ્રકરણ શબ્દાશ્રય અધ્યાય ત્રણનું એ તો શ્રીભાગવતનું રે, આશ્રય કરવો એહ. સદા ગુણ. ૯ ભગવત્સ્વરૂપ શ્રીભાગવત

છે, ભાવે કરીરે કીજે નિત્ય ગાન. સદા ગુણ. ૧૦ આઠમે અધ્યાયથી માર્કંડેય આખ્યાન છે, સદા ગુણ. ૧૧ એકાદશમે સૂર્ય દ્વાદશ કહ્યાં, દ્વાદશ પૂર્વ કથારે સંક્ષેપે કહેવાય. સદા ગુણ. ૧૨ ત્રયોદશમે પુરાણ સંખ્યા કહી, ફલસ્તુતિ પણ રે એ માંહે થાય. સદા ગુણ. ૧૩ નિબંધોક્ત સર્વ આખ્યાન કહ્યાં, શ્રીમદ્ભાગવતરે મહિમા અપરંપાર, સદા ગુણ. ૧૪ હરિદાસ પ્રભુ શોભા નિરખિને, ગુણ ગાઉંરે જાઉ બલિહાર. સદા ગુણ. ૧૫

---

भक्त कविश्री दयारामकृत.

## भक्तिपोषण.

### ચંદ્રાવળા.

શ્રીગુરુ વલ્લભ દેવને, હું પ્રથમ કરૂં પ્રણામ; શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ શ્રીયમુને, મહાપૂરણ કામ; પૂર્ણકામ દામોદરદાસ અષ્ટ સખા પૂરો ઉરવાસ; શુભમતિ દ્યો અતિ પરમ પવિત્ર ભક્તિ સુ પોષણ ગાઉ ચરિત્ર. સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧ ચારે વેદ ષટ શાસ્ત્રનો, વારે વારે કર્યોરે વિચાર; ઉપનિષદના અર્થનો, શોધતાં નીકળ્યો એ સાર; નીકળ્યો સાર શ્રીકૃષ્ણની ભકિત, સત્સંગમાં કરવી આસકિત શ્રીપુર્ણ પુરુષોત્તમને યુગ ચરણે સર્વ સમર્પીને રહેવું શરણે, સેવો. ૨ નહિ કોઈ જેહની સમોવડી કોઇ ઇશ નહિ જેહને શીષ, સર્વ વસ્તુ જે થકી થઈ જે કોઇ

કહાવે સર્વના અધીશ, સર્વાધીશ વંદે સહુ જેહને નિગમ નેતિ નેતિ કહે છે તેહને; શેષ મહેશ વિધિ શ્રી અગમ્ય, તેને કહીએ પૂર્ણ પુરુષોત્તમ સેવો શ્રીકૃષ્ણ કૃપાલ. ૩ શ્રીપુરુષોત્તમને પરહરી, જેનું અન્ય અમર મન મોહે; (તે) કામદુધા મળી મૂકીને, મહિષીપુત્રનું પય દોહે; દોહે ગાય મુકી મૂઢ પાડો, તરર્યો ગંગાતીરે ખોદે ખાડો; તેમ પૂર્ણ તજી અવર આરાધે, મેહેનત માથે પડે કાંઈ ન લાધે. ૪ રાખી ભરોંસો અન્યનો, ન કરે આશ્રય અવિનાશ; ઇચ્છે અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ; આશ કરે તરવા દધિ પૂર, શ્વાનનું હાથ ગ્રહી લંગુર; તે જેવો પામશે સાગર પાર, તરશે તેઓ હરિવિમુખ સંસાર. ૫ કોડી ઉપાસન મલિનનું, જનનું તામ્ર મુદ્રા સમ જાણો, રૂપૈયો સુરસેવના, વ્યૂહ કંચન મોહોર પ્રમાણો. કંચન મોહોર વ્યૂહ હરિ હીરો, એમ અંશ અંશી સમજી રહો, સર્વ એ દ્રવ્ય હીરાથી થાય, (પણ) હીરો કર્યો કોઇએ નવ કહેવાય. ૬ જગત વૃક્ષ તેહેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય; પ્રતિશાખા જળ સીંચીએ, તેથી તરુતૃપ્તિ ના થાય; તૃપ્તિ ના થાય વૃથા શ્રમ પહોંચે, સમજણ આવે ત્યાર પછી શોચે; મુખદ્વારા સહુ ઇંદ્રિય સંતોષે, ભોજન અંગ લેપ્યું કોઇને ન પોષે. ૭ જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, જનના અવગુણને ગુણ જાણે; અવળું પડયે અન્યદેવને, સામું દે દુઃખ શત્રુ પ્રમાણે; પ્રમાણ નહિ ફળ દે તો જાય,

હરિનું આપ્યું કદિ નાશ ન થાય; અમર અલ્પ વર અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાથે દે રત્ન–સેવો. ૮ વેળુ પીલતાં જો તેલ નીકળે, જળ મધ્યે નવનીત હોય, મૃગજળથી જો તૃષા ટળે, તોય ભકિત વિના ભદ્ર ન હોય; ભદ્ર ન હોય હરિ વિના કદાપિ, અભય ન હરિ વિના કો શકે આપી; હું નથી કહેતો પોકારે છે વેદ, સ્મરો શ્રીકૃષ્ણ ટળે સહુ ખેદ. સેવો. ૯ મંત્ર આધીન સહુ દેવતા, યોગે વિરાટ પણ વશ થાય; જ્ઞાની અક્ષરને જઈ મળે, પુરુષોત્તમ પ્રેમે પમાય; પ્રેમ ભકિતવશ પૂર્ણાનંદ, એ ન પડે અન્ય સાધન ફંદ; શ્રીમુખે ભાખ્યું શ્રીગીતા માંહે, ના માનો તો જોજો ત્યાંહે. સેવો. ૧૦ શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન અર્ચન; વંદન દાસત્વ સખ્યતા, વળી આત્મનિવેદન; આત્મનિવેદન નવધા કહિયે, પ્રેમલક્ષણા દશમી લહીયે, એ ભકિત સહુ સાધન તાજ, જે પામે વશ થાય વ્રજરાજ. સેવો. ૧૧ શ્રવણ પરીક્ષિત, શુક કરી કીર્તન, સ્મરણ પ્રહ્લાદ; શ્રી સેવન, પૂજન પૃથુ, વંદન અક્રૂર આલ્હાદ; આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભકિત સુભદ્રા ભર્ત્તા; આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી. સેવો. ૧૨ નામ કેશવનું કાનમાં, પડતાં સહુ થાયે પવિત્ર; શરદઋતુના સંગથી, જેમ નિર્મળ નીર વિચિત્ર; વિચિત્ર જળ તેમ જાતિ જાણો, સર્વ શુચિસદ્ય નામે પ્રમાણો; શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિયે થાય, માંજે આપે તેનો મેલ ન જાય.

સેવો. ૧૩ નામ કીર્તન શ્રીકૃષ્ણનું, કળિમાં સહુ સાધન તાજ, ભવસાગર તરવા તણી, સહુને એ સુખપથ પાજ્ય; પાજ્ય પ્રગટ શ્રમ નહિં ઘણું સ્હેલું, દામ વિના ફળ થાય સહુ ર્‍હેલું; સર્વે અવસ્થામાં સહુ સાર, અધમ ઉત્તમ સહુને અધિકાર. સેવો. ૧૪ સતયુગે જે ફળ ધ્યાનથી, થાતું ત્રેતામાં યજ્ઞથી જેહ; દ્વાપરે પૂજને પામતા, સહુ કાળ હરિ કીર્તને તેહ; તેથી અધિક પણ ફલ ગુણ ગાતાં, તો શું થયું તપ તીર્થ (માં) ન્હાતાં; મણિ મળ્યો તે શોધે શીદ કોડી, વિના વિચરે મરે મૂઢ દોડી. ૧૫ કલિરૂપી આશૌચમાં, કોઇ કર્મનો નહિં અધિકાર; અડે ના સૂતક નામને, નિર્ભય નિત્ય કરીએ ઉચ્ચાર; ઉચ્ચાર માત્રે અભય-પદ આપે, સકળ પાપ સંતાપને કાપે; વેદ શાસ્ત્ર સહુ પુરાણ પુકારે, તો હરિ હરિ તું શેં ના ઉચ્ચારે ! ૧૬ નામે અજામિલ ઉદ્ધર્યો, નામે શિવે તાર્યા બહુ પાપી; અવળે નામે વાલ્મીકિ તાર્યો, અર્ધે ગુણિકા ગત્ય આપી; આપી ગત્ય ઈત્યાદિક બહુને, જેણે કર્યો આશ્રય તે સહુને; બે અક્ષરમાં બાંધ્યો સાર, જેણે લહ્યો તે પામ્યો પાર—સેવો. ૧૭ સ્નેહ સહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જહાં નિત્ય થાય; કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય; ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વને સૂતકી જાણો, જીવતા શબ સરખા સહુ તેહ, ભૂતળ ભાર કર્યો ધરી દેહ—સેવો ૧૮ નટવર છબી નંદલાલની, એહેવું ચિંતન કરે ચિત્ત માંહ્ય;

મોર મુકુટ શિર તિલક કુંડળ, નકવેસર ચિબુક સોહાય; સોહે કૌસ્તુભ મુકતા વનમાળ, કંકણુ કર ગ્રહી મુરલી રસાળ; પીતાંબર કટિ મેખળા સોહિ, નૂપુર નખશિખ છબિ મન મોહે—સેવો. ૧૯ સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણે નવ વામે સાત; સ્વસ્તિક અષ્ટકોણુ જંબુફળ યવ, પવિ ધ્વજ ઊર્ધ્વરેખ વિખ્યાત; વિખ્યાતે અંકુશ અંબુજ મચ્છ વ્યોમ, કળશ ઈંદ્રધેનુ ને અર્ધસોમ; ત્રિકોણુ ગોપદ ષટદશ ધ્યાન, નિત્ય કરે નિર્ભય પદ દાન—સેવો. ૨૦ જેમ નટની દૃષ્ટિ દોરમાં, પનિહારીની બેડાં માંહે, ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાંનું ત્યાંહિ; ત્યાંહાં તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું; જગત જાણે એ છે જંજાળી, રાખે હૃદે ત્રીકમશું તાળી—૨૧ કંસ શિશુપાળ પૂતનાદિકે, વેરભાવે સમર્યા શ્યામ; એ વિના નાના ભાવથી, સ્મર્યે સર્યા સર્વેનાં કામ, કામ થયાં તુચ્છ ભાવે જ્યારે, શું કહેવું સ્નેહે સ્મરે પછી ત્યારે; ચિત્ત અચળ જેનું કૃષ્ણુમાં લાગ્યું, (તો) ભવ સંકટ સહુ તેનું ભાગ્યું.—૨૨ અન્ય સાધને શ્રેય આપણું, પણ શ્રીહરિને શું સુખ? સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તેજ મુખ્ય; મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા; લોક વેદના ભય નવ ધરવા, પૂજા તે ચાલે શ્રુતિ પ્રમાણુ; સેવા તે જેહમાં સ્નેહ બંધાણુ—૨૩ એક વાર આખા જન્મમાં, શ્રીકૃષ્ણુ નામ સ્મરાય, તો દર્શન યમદૂતનું કદી સ્વપ્ને પણ નવ થાય; થાય જો ભાવસહિત નિત્ય ધ્યાન, તો પછી

શું કહું ભાગ્યનું માન; ઉર હરિ નહિ તો તપે શું થાય; જો છે તો કરે કષ્ટ બલાય—૨૪ આપ્યું ઉરસ્થળ મૂકીને; રમા ચરણ સેવા નવ ચૂકે, હૃદે રહિત કદા હરિ કરે, પણ પદ આશ્રિત નહીં મૂકે; મૂકે ના અંઘ્રિ છે ભક્તિ નિવાસ, માટે અવલંબે સહુ દાસ, એ ભક્તિ છે અતિ દુર્લભ, પ્રાપ્ત થયે સર્વે પદ સુલભ—સેવો. ૨૫ હરિ વ્યાપક લહી સર્વમાં, નવ આણવો કોઈનો દોષ, મન કર્મ વચને જેમ બને, તેમ કરવો સર્વને સંતોષ, સંતોષે પ્રાણી પ્રભુ પ્રસન્ન, તેથી સુખી પોખે હરિજન; સઘળે દયા એ પૂજા પ્રભુ કેરી, દેહીને દુભવે તે કૃષ્ણનો વેરી.—૨૬ એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને, જન્મ ધરી જેણે કીધો; અશ્વમેધ દશ અવભૃથના, ફળ ઉપર પગ તેણે દીધો; દીધો પગ શા માટે કે'વાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય; કૃષ્ણ પ્રણામીને નહિં દેહ, મુક્તિ અધિકતા એહેમાં એહ. સેવો. ૨૭ નમન કર્યું નંદલાલને, સ્નેહે મન કર્મ વચને જેણે; ધર્મ સાધન પૂર્ણ સહુ કર્યા, નિશ્ચે જાણજો તેણે; તેણે કર્યું હરિપદ અનુકૂળ, દુઃખ પાપનું ટાળ્યું મૂળ; દીનભાવે કર્યું વંદન હરિને, તે જનની ગર્ભ ન આવે ફરિને—સેવો. ૨૮ દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરુષોત્તમ જેને માથે; ધણી છતે વિધવાપણું, બ્રહ્મજ્ઞાની માન્યું મન સાથે; મન સાથે માને જે હું ભૂપ, ભક્ત પૂજે જાણી રાણીનું રૂપ; પણ પતિ સુખ સ્વપ્ને નહીં એને,

એળે એ અથડાય છે શેને—૨૯ દાસપણે (જે) આનંદ છે, તે નથી મળે જગદીશ; જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાઘ આશે છેદાવે શીશ; શીશ છેદ્યા પછી મુગટ ક્યાં ધારે, સહુ મૂર્ખ કોઇ મનમાં ન વિચારે; જળને શો જળપાનનો સ્વાદ, જન જુદો રહી પામે આલ્હાદ—૩૦ જીવ બ્રહ્મ થાયે નહીં થાયે તો બ્રહ્માનંદ કહોને; ભોક્તા પણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને? શાને કહો ન્યારો નથી બ્રહ્મ નામી, કયમ બોલ્યો જનક સાયુજ્યતા પામી; બોલે તે બીજો કહેવાય, ઇશ્વર જીવ કદી નવ થાય—સેવો. ૩૧ અહો ભાગ્ય અહો ભાગ્ય ધન્ય, વ્રજ જન પરમ પવિત્ર; પૂર્ણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મિત્ર; મિત્ર થઇ સર્વે સુખ દીધું, સર્વ ભાવે કારજ બહુ કીધું; શેષ મહેશ વિધિ શ્રી અલભ્ય, તે ફળ શ્રીગોપીજન લભ્ય—સેવો. ૩૨ દેહ પ્રાણ ઇંદ્રિય અંતઃકરણ, ધર્મ દારા ગૃહ ધન, પુત્ર આપ્ત આત્મા સહ સર્વ સમર્પ્યાં જગજીવન, જગજીવનની સર્વાત્મભાવે સેવા કરે સદા સહજ સ્વભાવે; તેજ ગમે પ્રભુ જયમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય—૩૩ સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શે ન સમર્પે; આત્મા સહિત અર્પણ કરી, હરિદાસ થાની શીદ ડરપે; ડરપે છે કાળથી રેહે છે ઉચાટે, (તે) પરનું માન્યું પોતાનું તે માટે; જેથી બંધાયો તે વસ્તુ હે મુકી, તારી મા જાણીશ એ રાડ ચુકી—૩૪ રૂપ ગુણ

દ્રવ્ય ત્રણ એ કારણ પ્રતિ થવાનાં કહાવે; એ ત્રણ વિકાર રહિત સહજ, સ્નેહ તે શ્રીકૃષ્ણને ભાવે; ભાવે એ પ્રેમે વહાલો વશ થાય, તેને મુકી ક્ષણ દૂર ન થાય; તે જને સુખ માન્યું મન એહ, જયમ ત્યમ થાય સુખી પ્રભુ તેહ—૩૫ પ્રેમ આસકિત વ્યસન એ, ત્રણ રૂપ સ્નેહનાં લહીયે; તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇ નહિ કહીયે, કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ; વિયોગ થાય ત્યારે તપે તન, ત્યાંહાંનું ત્યાંહાં વળગ્યું રહે મન—૩૬ એક વાર આખા દિવસમાં પણ મળ્યા વિના નવ રહેવાય; જો ના મળે તો વિકળ થાય, આસકિત એ તો કહેવાય; કહેવાયે વ્યસન આવું જ્યારે થાય, સ્હામાસ્હામી હૃદય વિંધાય; તન્મયતા તે મૃત્યુ સમાન, એ ચારે આવે આપે હરિદાન—સેવો. ૩૭ પ્રેમ· લક્ષણા વાળ દગ રુચિ, સ્મૃતિ અભિલાષા ઉદ્વેગ ચાર; વ્યાધિ પ્રલાપ ને ઉન્માદ ત્રણે, આસકિતના પ્રકાર; પ્રકાર વ્યસન તણા બે કહિયે, જડતા ને વળી મૂર્છના લહીયે; તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુસાદસ્ય પણ મરણ ન છેક—૩૭ જાતિ જુઓ તો આહીરની તેમાં અબળા અધમ અવતાર; એ વેદાદિ નહોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર; અધિકાર વણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ; ગોપીની પદરજ વંદે ઇશ; પ્રેમલક્ષણા તે સહુને શીષ—સેવો. ૩૯ સેવા સંગત હરિભકતની,

કરે પ્રેમ ભકિત ઉત્પન્ન; તે કરે કૃતાર્થ એકલી, નવ જોઇએ કોઈ સાધન; જોઇયે ન વય વિદ્યા વિત્ત વર્ણ, રૂપ પરાક્રમ પવિત્રાચરણ, કહેશો જોયા નથી કહો કીયે ઠામ, તો પ્રગટ બતાવું નામ. ૪૦ ધ્રુવજીને કયાં વય હતું, કયાં હતું સુદામાને ધંન; કુબજાને હતું રૂપ કયાં, ઉગ્રસેન શું પુરુષાતન; પુરુષાતન ન્હોતું ઉગ્રરાય, ગજને કયાં હતી વિદ્યાય; પારધિમાં ક્યાંથી શુભ આચરણ, કેવળ ભકિત પામ્યા ગિરિધરણ. ૪૧ દ્વાદશ ગુણ સંયુકત છે, દ્વિજ પંડિત સરખો કોય; (પણ) પદ્મનાભપદવિમુખ છે, તેથી શ્વપચ ભલેરો હોય, શ્વપચ ભલો જહેને કૃષ્ણઆસકિત, મનકર્મવચ્રને કરે હરિભકિત; કુલસહિત શ્રેય પામ્યો તેહ, વિપ્ર શકે ન કરી શુચિ દેહ—૪૨ શ્રીકૃષ્ણની ભકિત અંક છે, બીજાં સાધન સર્વે શૂન્ય; અંક વિના સર્વે અફળ છે, સહશૂન્ય શૂન્ય દશ શુન્ય; દશ ગણા બિંદુ આદ્ય અંક એક, અંક વિના શું શૂન્ય અનેક; ભકિત કરી તેણે સર્વ કાંઇ કીધું, ભકિત વિના બીજુ કાંઇ ના સીધું. ૪૩ નૃગભૂપે ગૌદાન કર્યાં કેટલા, કાંઇ ગણતાં ના આવે પાર; એક દિવસ અણુ દોષ પડયો, કૃકલાસ થયો અવતાર; અવતાર અધમ થઇ જગ હાંસી, ગૌદાન પુણ્ય ગયું કયાં નાશી; દાન કર્યાં તોય પામ્યો દુઃખ, શા માટે જે હતો ભકિત વિમુખ. ૪૪ પ્રાચીનબર્હિષ ભૂપને, જુઓ કીધા યજ્ઞ અપાર; ઊર્વી મખાંકિત સહુ કરી, તોયે કાંઇ ન દીઠો સાર; સાર ભાળ્યો

એ જે જે પશુ પાડયા, તે રહ્યા હણુવા નારદજી દેખાડયા; ભય દેખી લીધું સુર ઋષિ શરણુ, ભકિત કરીને પામ્યો હરિ ચરણુ. ૪૫ ભકિતઃ તારે ચંડાળને, જેમાં કોય ન શુભ આચરણુ; શુ પછી કહેવું તેહનું, ઉદ્ધારે અધમ અન્ય વર્ણ ? વર્ણ સર્વ ઉદ્ધારે જગત, નીચ ઉંચ જે નિજ આસક્ત; એક અંગભકિત ભદ્રદાય, અચરજ શું ! પૂર્ણ શ્રેય થાય—સેવો. ૪૬ ભકિત નૌકા તારે સર્વને જે કોઈ શરણે આવે શુચિ પાપી; અન્ય સાધન દારુ તુંબિકા, એહે સમય તરે કો કદાપિ; તરે કદા બચે કામાદિ ગ્રહ્યાથી, સમર્થ નહિ અણું તારવા સાથી; વિબુધ વિચારી જુઓ નિજ મન, ભકિત ભલી કે સાધન અન્ય. ૪૭ ભકિત મણિ જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર; મણિ અભય દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર; અપાર ભય વાયુથી વામે તેલ પાત્ર બાતી વણ લય પામે; જ્ઞાન સભય તો અન્ય કોણુ માત્ર ? નિર્ભય ભકિત સકળ શુચિ પાત્ર. ૪૮ ભકત તે ભકિત સ્વરૂપ છે, તેને માયા ન પીડે લેશ; સ્ત્રીથકી સ્ત્રી મોહાય નહીં મોહ પામે પુરુષ વેશ; પુરુષ જ્ઞાન વૈરાગ ને યોગ, તેને પીડે અજારૂપીયો રોગ; તે કારણ ભ્રષ્ટ થાય છે તેહ, ભકતને અચળ હરિશું સ્નેહ—સેવો. ૪૯ નિરખે નેત્ર નંદલાલને, શ્રતિ કથા રટે મુખ નામ; નાસિકા સુંઘે પ્રેમશું, પ્રસાદી તુલસી પુષ્પ દામ; દામ ગ્રહણ કરે કર હરિસેવા, દોડે ચરણ પ્રભુ

દર્શન લેવા; મને ધ્યાન નટવર છબી શ્યામ, સર્વાંગે કરે દંડવત્ પ્રણામ—સેવો. ૫૦ ભકિતવિના કેવળ કૃતિ કરે, (તેને) ફળ પરલોક ન થાય; મણિધર પવન ભક્ષી રહે, જુઓ મચ્છ તીર્થ જળ ન્હાય; મીન તીર્થ ભીલ મૃગ વનવાસી, અંધ ગ્રહે દંડ કાસદ જાય કાશી; સર્પ દંડવત નટ સિદ્ધ વેષ, દરસ તપોધન ભાવ ના લેશ—સેવો. ૫૧ શ્રીકૃષ્ણ શ્રીગુરુ ભગવદી, એ ત્રણે એક સ્વરૂપ; ત્રય ધારા જયમ સુરસરિ, તેમાં ભેદ નહીં તદ્રૂપ; ભેદ નહીં ત્રણ નામજ માત્ર, જોતાં વિચારી એકજ ગાત્ર; સ્નેહ વિવેકે સેવો સરે અર્થ અવસર અમૂલ્ય ખુઓ શીદ વ્યર્થ. ૫૨ સત્સંગ સર્વનો સાર છે, તેનો મૂઢ ન જાણે મર્મ; અદીપ દીપ મળે થયો દીપ સમતા મળી વણ શ્રમ; શ્રમવિના શ્રીનાથ મિલાવે, કલ્પનું કામ તે પલકે સરાવે, નીચ નીર મળતાં ગંગા ગંગ, એમ સમોવડી દે સત્સંગ—સેવો. ૫૩ લવ હરિસંગીની સંગનાં, સુખની સમતા નવ હોય; સ્વર્ગ તથા અપવર્ગનું સુખ પણ સમોવડ નવ હોય, નવ હોય સમતા મોક્ષાનંદ તો ક્યાંહાં જન ઇચ્છિત સુખ મંદ; અણુ અનુભવીને આશ્ચર્ય થાય, પણ અણુ સંદેહ છે નહિ રાય. ૫૪ શ્રીગંગાજી હરે પાપને; શશી તાપ હરે ગયે શરણ; દારિદ્ર ટાળે સુરતરુ, મળી ત્રણે કરે ત્રણ્ય હરણ; હરણ કરે ત્રણ તે તત્કાળ, મળતામાં હરિજન દયાળ; જ્ઞાને તાપ હરે દર્શને દોષ, દૈન્ય ટાળે

ઉપજાવી સંતોષ—સેવો. ૫૫ યોગ યજ્ઞ જપ તપ વ્રતો, બહુ કીધે કાષ્ટા કર્મ; જ્ઞાન ધ્યાન અતિ દાનથી, તીર્થ આચરતા ધર્મ; ધર્માધ્યયન, વેદશાસ્ત્ર, પુરાણ, કોટિ સાધનથી ન પરમ કલ્યાણ; શ્રેય ન થાય ઉપાય અનેક, વિના મહત્ પદરજ અભિષેક—૫૬ હરિજન તે હરિરૂપ છે, તેને મૂરખ નિજ સમ જાણે; જેમ શશી સાગરમાં હતો; માન્યો મીને મીન પ્રમાણે; મીન પ્રમાણે થયો નહિ સોમ, મકર રહ્યું જળ તે વસ્યો વ્યોમ; તેમ વૈષ્ણવ વૈકુંઠે જાશે, અધમ તે અહીંના અહીં અથડાશે. ૫૭ ચાર વર્ણમાં શ્રેષ્ઠ સર્વથી, બ્રાહ્મણ વર્ણ વિખ્યાત; તે સહુના પણ કહાવે શિરોમણિ, મોટા મુનિવર સાત; તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવ સુત ક્ષત્રિય ને તે સુત બ્રહ્મા; વિબુધ વિચાર કરો તમો એહ, ભકત મોટા કે બ્રાહ્મણ દેહ ? ૫૮ બ્રહ્માદિક વ્રજભક્તની, પદરજ વંદે ગુણ ધામ; દુર્વાસા ઋષિએ દીન થૈ, કર્યો અંબરીષને પ્રણામ; કર્યો પ્રણામ જયારે અથડાયા વળી શબરી પદ જળ દ્વિજ ન્હાયા. હરિજનથી મ્હોટું નહીં કોય, દુભવે તે દુખ પામે પત ખોય. ૫૯ સંત સેવ્યે નારદ થયા, જુઓ દાસીસુત હરિ મન, તે સુરઋષિના સંગથી શમી વ્યાસના ઉરની અગન; અગન મટી સમજાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યું છાંડીને કર્મ; કલેશ ટળે કરે પ્રભુજન પ્રીત, દુભવેથી શાનું સુકરીત—સેવો ૬૦ , યોગી તરે કદા એકલો, હરિજન તારે સહુ સંગી; સિદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સુંદર રસરંગી; રંગે રસિક સેવે ગુણ ગાય,

પોતે પીયે સુધા સામાને પાય; ભક્ત સ્નેહી સૌનું કરે કામ, ધ્યાન સાથે કોઇનો નહિં ઠામ. ૬૧ સર્વ પ્રાણી ઉપર દયા, આણુવો નહિં કોઇ દોષ; વશ કરવી ઇંદ્રિય સહૂ, યદૃચ્છા લાભ સંતોષ; સંતોષ ધરિ વદવી સત્યવાણી, દૃઢ આશ્રય પ્રભુ દીનતા આણી; દુષ્ટ સંગથી રેહેવું દૂર, વસવું સદા હરિજન હજુર—સેવો. ૬૨ દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભૂલાવે ભગવંત, સ્નેહ શ્રીકૃષ્ણ શું, તેને કહિયે સાચા સંત; સંત સાચા તેની સંગત કરીયે, અસમર્પિત અન્યાશ્રયથી ડરિયે; હું હરિનો હરિ મારા નાથ, એ નિશ્ચે કરવું મન સાથ—સેવો. ૬૩ અન્યાશ્રય અસમર્પિત, એ બે મ્હોટા દુસ્તર રોગ; સર્વ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છિષ્ટ કરવો ભોગ; (ઉચ્છિષ્ટ) ભોગ કરવો હરિભક્તની સંગે, એકજ શ્રીકૃષ્ણ સેવવા રંગે; દૃઢ આશ્રય ગુરુદેવનો ધરવો, ગોવત્સપદવત્ ભવદધિ તરવો—સેવે. ૬૪ ગુણની ઉપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ; (પણ) અવગુણ સામો ગુણ કરે, તે મ્હોટા હરિના દાસ; દાસ દોષ સહુના સંતાડે, ગુણ હોય અલ્પ તે અધિક દેખાડે, સાગર લાંછન વિષ શિવે પીધું, શશી યશ પ્રગટ લલાટે દીધું—સેવો. ૬૫ વિશ્વંભર વશ તેહને, જેનું ચિત્ત સદા પ્રભુ પાસ; હિત ઇચ્છે સહુ જગતનું, નવ ધરે કોઇની આશ; આશ ધરે એક શ્રીગોપાળ, વ્યતીત કરે હરિસેવામાં કાળ; એવા ગુરુનો લઇએ ઉપદેશ, ધરિયે

સાચો વૈષ્ણવનો વેશ—સેવો. ૬૬ ધ્યાન મૂળ રૂપ શ્રીગુરુ, પૂજનનું મૂળ ગુરુ પાય; મંત્ર મૂળ ગુરુવાક્ય છે, મૂળ મોક્ષનું ગુરુકૃપાય, ગુરુ કૃપા વાંછિત ફળ થાય, હરિ રૂઠે તો ગુરુ કરે સ્હાય, ગુરૂ કોપે કયાંઇ નાહ ઠેકાણું, અધિક આચાર્યથી કો નવ જાણું. ૬૭ ક્રોધી ગુરુ તો નૃસિંહજી, કામી હોય તો શ્રીકૃષ્ણ કહિયે; લોભ દાખે તો વામનજી, પણ હરિ સાચા એ લહિયે, લહિયે એ રૂપાખે દાખે જો દુષ્કૃત, તો પણ માનિયે તે થકી ગત્ય; જેણે સોંપી આપ્યા જગદીશ, તેનો ઋણી સદા તે શિષ્ય.સેવો. ૬૮ ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવું ઉદાસ; વિશ્વંભર પૂરે વિશ્વને, તે કેમ ભૂલે નિજ દાસ; દાસ આશ પૂરે સહુ વણ માગે, વણ કહ્યે સહાય કરે અનુરાગે હરિ ભજતાં કાંઇ નવ રહે ખામી, નથી અજાણ્યા અંતર્જામી. ૬૯ અજબ ગુલ મ્હેરી જળ વસે પક્ષિણી રટે મુખ હરિનામ, ખાન પાન માટે નવ કરે, છુટે મુખથી સુંદર શ્યામ; શ્યામે વિચારી કર્યું તેહનું સુખ, ચરણે ચરવા કર્યાં મોરનાં મુખ; પુંછે વદન કર્યું ઉટની ગ્રીવા, શ્રીહરિ યુકિત કરી જળ પીવા. ૭૦ અજગરને અનાયાસે હરિ આપે, આહાર અન્નમાં લાવી; શક્કરખોરને સાકર ;સાગર, બેટમાં દે છે મિલાવી; મેળવે ચાતકને જળ સ્વાતી, ગિરિશૃંગ વૃક્ષ પોખે કોઇ ભાતી, સ્રીસ્તને પય કર્યું પોષવા બાળ, તે તુંને નહિ ભૂલે ભજ ગોપાળ. ૭૧ ભકત મનોરથ સર્વે

પૂરે પ્રભુ, કઠિન સરલ ગુરુ નાહાનાં; પૂર્યાં જેહનાં તેહનાં નામ કહું, તું પૂછે કહાંનાં કહાંનાં; કહાન ગયા કુબજાપતિ થાવા, પાર્થપત્ની થયા જળ પાવા; પૂરી પુત્ર થૈ અદીતિની આશ, પાંડવ કાર્ય કર્યા થઇ દાસ—સેવો ૭૨ છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ બલિ ભૂપ; નરસૈયાના બાપનું શ્રાદ્ધ સાર્યું, સેના માટે નાપિક રૂપ; રૂપ માહાર દામાજી સારૂ, નામાનું છાપરૂં છાયું ચારુ, વારી વહ્યું ત્રિલોચન ઘેર, મીરાંબાઇનું પીધું ઝેર—સેવો. ૭૩ ઇચ્છે રૂડું જગતનું, કેમ કરે કુડું નિજ દાસ; જે કરશે તે ભલું તાહરૂં તું ધર દૃઢ વિશ્વાસ; વિશ્વાસ રાખ કલ્પના મૂક, સેવા સ્મરણમાં નવ ચૂક; નહિ મળે ફરી અવસર આવો, હરિ ભજી લ્યો મનુષ્યદેહ લ્હાવો. ૭૪ દુઃખ થાયે હરિ સેવતાં, તે સુધા સમ પ્રમાણો, વિષય ભોગવતાં સુખ છે, તે વિષ સરખું સહુ જાણો; જાણો જેમ ખસ ખણતાં મીઠી, ક્ષણ પછી આગ ઉઠે અંગુઠી; ઓસડ પીતાં કડુ તર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે—૭૫ શ્રી ગિરિવરધર સેવતાં ભય રાખવો ભૂપતિ સમાન; બાળક સમ વત્સલતા, ધરવો સ્નેહ તે જાર સમાન; જાર સમાન પ્રિય પ્રભુ લાગે, તો દુઃખ જન્મજન્મનાં ભાગે પ્રેમ પીયૂષ પીધું તે જાણે, નથી સ્વાદ કોઇ એહ પ્રમાણે—૭૬ જે પ્રતિકૂળ પ્રભુ સેવતાં, તેને તજીયે ના વળગીયે વ્યર્થ; જનની જનક પ્રતિ પુત્ર ભ્રાત, ગુરુ

છોડયા જદપિ સમર્થ; સમર્થ તાત તજ્યો પ્રહ્લાદે,
ભરતે માત મૂકી હરિ સ્વાદે; પાત ઋષિપત્ની વિભીષણ
ભ્રાત, ગુરુ ના ગણ્યા બળિયે સાક્ષાત—૭૭ દેવ પિતૃ ને
મનુષ્ય ઋણ, ત્યાં લગી માણસને કહેવાય; જ્યાં લગી
સર્વાત્મભાવે, શ્રીકૃષ્ણને શરણે ન જાય; શરણે ગયે સર્વે
ઋણ છૂટે, ચિત્રગુપ્તનું લેખું ત્રૂટે; કાળ કર્મનો ભય નહીં
ત્હેને શીષ ધણી સમર્થ હરિ જહેને—૭૮ કર્તું અકર્તું
અન્યથાકર્તું, સમર્થ શ્રીહરિ રાય; ના થવાનો કરે પદાર્થ,
થાનારો મટી જાય; મટિ ગયું જો વસિષ્ટે વિચાર્યું, તે
સમે વન જે સમે રાજ ધાર્યું; બ્રહ્મા સુત એ ત્રિકાળ
જ્ઞાની, ઇચ્છાયે વચન તેનું પણ હાનિ. ૭૦ સહસ્ર
ભુજાપતિ રાખશે, તેને હણશે શું બે ભુજાવાળે; તેજ પુરુષ
જ્યારે મારશે, ત્યારે કોઇ નથી રખવાળો, રખવાળો રિપુ
છે નહિં કોઇ, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઇ; કર્તા હર્તા
એજ શ્રીવ્રજરાય, એના કર્યા વિના કાંઇ ન થાય—૮૯
કર્યું થાય શ્રીકૃષ્ણનું, કોથી ઘટે ન લવલેશ, તેજ પ્રમાણે
સુખ દુઃખ, લાભાલાભનો સંશય રેશ; રેશ રહે નહીં તે
સમે સુદ્ધિ, જેવું હોનાર તેવી થાય બુદ્ધિ; થનાર તે તો
સ્હેજે પણ થાય, કર્તા નથી શીદ તું પસ્તાય—૮૧ હરિ
જંત્રી તું જંત્ર છે, જેમ વાજે વજાડે તેમ; કાષ્ઠ પુતળી નૃત્ય
કરે સૂત્રધાર નચાવે જેમ; તેમ વિધિ નિષેધ સહુ હરિ
હાથે, તું મૂરખ તાણી તે શીદ માથે; વિચાર જો જીવનું

કર્યું હોય, તો દુઃખ જગતમાં થાય ન હોય. સેવો—૮૨
જેની રચના જોઇને, ઘણો મોહ ઉપજે છે મન; તે કર્તામાં
કમી શી હશે, તું જોને વિચારી જન; જન થશે પણ
મનોરથ તારો, ઘાટે શું મોહ્યો તું જો જડનારો; તેને મળે
પૂર્ણાનંદ થાશે, ભવ વૈભવ તૃષ્ણા ટળી જાશે—સેવો. ૮૩
કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો, અભિમાન અલગું નાખ;
શીઘ્ર દયા કેશવ તણી, ઇચ્છે તો દીનતા રાખ, રાખ દીનતા
એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને; બોતેર કોટિયે
ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ—સેવો. ૮૪
શિલાબુદ્ધિ શાલિગ્રામમાં, હરિસ્વરૂપ તે ધાતુ પ્રમાણે;
મનુષ્ય લહે ગુરુદેવને, જાતિ ભાવ વૈષ્ણવમાં આણે; આણે
મહાપ્રસાદ પ્રતિ અન્ન, હરિચરણોદક ન પ્રીછે જન; વર્ણા-
શ્રમ તજે ન લે હરિનામ, ઇત્યાદિકનો નરકમાં ઠામ—સેવો.
૮૫ નિગમ ચાર ષટ્ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ચૌદ વિદ્યાય;
વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, જાણે ચોસઠે કળાય; કળા રાગ
છત્રીશે ગાય, વિશદ કીર્તિ ચક્રવર્તી રાય; પણ નથી ભક્તિ
જો નંદકુમાર, તો સહુ ધૂળ મળ્યું ધિક્કાર—સેવો. ૮૬
શ્રમ કરી સહુ વિદ્યા ભણિયો, મહાપંડિત કહાવ્યો જગત;
પણ તેનો સાર સમજ્યો નહિં ન થયો ભગવંતનો ભક્ત;
ભક્તિ વિના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદન-
ભાર; જેમ અહિમણિ દ્યુતિ મેળવે અહાર, તેમ તે ઉદર
ભરે ધિક્કાર—સેવો. ૮૭ સ્પર્શમણિના પુર વિષે, રચ્યું

ચિંતામણિમય ધામ; કલ્પવૃક્ષની વાડ ગાય ઘેર, કામદુધા જેનું નામ; કામદુધા અક્ષયપાત્ર અતૂલ, નવનિધિ અષ્ટ મહાસિદ્ધિ અનુકૂળ; પણ નથી શ્રીવલ્લભ શ્રીવ્રજનાથ, તો એટલું મળે ઘસવા હાથ—સેવો. ૮૮ કૃષ્ણ કીર્તન નહિ કર્ણમાં, તે શ્રવણ રાફડા કહિયે; નિરખ્યા નહિ જેણે નેત્રે હરિ, કેકી પીછ ચાંદલા તે લહિયે; લહિયે દાદુર જીવ્હા હાર નવ બોલે, કરપદ સેવારહિત શબ તોલે; વૃક્ષ જીવન શ્વાસ ધમણ સમાન, ગ્રામશુકર સમ છે ખાનપાન—૮૯ જગ દર્પણ જોનાર તું, સામું દીસે જેવું તુજ પાસે; દુષ્ટને દુષ્ટ સાધુને સાધુ, ભવ આ દૃશ્યમાં ભાસે, ભાસે તે સહુ નિજમાં છે જાણો, દોષરહિત દુનિયા પરમાણો; એવે વિવેક જો રહેવાય, રાગ દ્વેષ નહિ કો થકી થાય—સેવો. ૯૦ જીવ સર્વ હરિ અંશ છે, ત્હેના વિચિત્ર જાતિ સ્વભાવ; સર્વથી હળીમળી ચાલીએ, એ તો છે સંજોગ નદી નાવ; નાવ તરંગ નદી એમ જાણો; કોથી ન બગાડીશ બે દિવસનો પરોણો; સહુને સદા એક સ્થળ નથી રહેવું, કટુક વચન માટે કોઇને નવ કહેવું—સેવો. ૯૧ કાંઇ પ્રભુ પાસે ન માગીયે, માટે પસ્તાવો થાય; ઉદાસી આવે નાથને, વ્યાપાર સરીખું જણાય; જણાય એવું માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો. વણ માગે સહુ આપે એ સ્વામી, નથી અજાણ્યા અંતર્જામી—સેવો. ૯૨ દાસી સુતના તો સહૂ પિતા, રાણી સુતનો તો એક રાય; ભક્તિ અંશ શ્રીકૃષ્ણ જ સેવે, ને

માયિક સર્વને ધાય; ધાયે તોયે કર સહાય ન કોય, કામ પડે ત્યારે અંતે રોય; આવાગમનમાં સદા અથડાય, કો કાળે હરિ વિના ગત્ય ન થાય—સેવો. ૯૩ ન્હાનો પદાર્થ મોટો દેખાડે, ને પાકાને દાખે કાચો; ઉગ્ર હોય તેને અણુ બતાવે, ને જુઠો મનાવે સાચો; સાચો ભાસે એજ માયાનું રૂપ, એણે કીધા વશ રંકને ભૂપ; એને જીત્યાનો છે એક ઉપાય, સાચું શરણુ હ્યો શ્રીવ્રજરાય—સેવો. ૯૪ માયા છે ઘંટી ખીલડો હરિ, ત્હેમાં જીવ ચરાચર અન્ન; જે પડયું તે પીસાય છે, તું જોની પ્રગટ લોચન; લોચન જો એક બચે છે તેહ, ખીલ સમીપે રહે છે જેહ; જે અણુ ત્યાંથી ખસ્યો કણ આઘો, તે તત્કાળ દળાવા લાગ્યો—સેવો. ૯૫ પરવારી સહુ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યો જંત; આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત; અંત આવ્યો હરિ ક્યારે ગાશે, ચેત ચેત નહીં તો પસ્તાશે; મરણુ નહિ આવે કાનમાં કહીને, જશે ઓચિંતું અંધારૂં થઇને—સેવો. ૯૬ ઉત્તર વચન તે માનવું, પૂર્વનું નહીં પ્રમાણુ; છેલ્લું રચ્યું શ્રીભાગવત, સહુ પહેલાં અન્ય પુરાણુ; પુરાણુ પૃથક પૃથક કર્યાં વ્યાસે, તોયે રહેતું ઉર ભરિયું ઉદાસે; મર્મ બતાવ્યો નારદ મિત્ર, સુખ થાશે રચો ભક્તિચરિત્ર—સેવો. ૯૭ પુષ્ટિપથ પ્રભુ શ્રીવલ્લભકુળ, જઇયે ત્હેને શરણુ; નામ નિવેદન મર્યાદા ધરી, સેવીયે શ્રીગિરિધરણુ; શ્રીગિરિધર ગુરુ વૈષ્ણવ પ્યાર, ધરી ગતિ કરે માર્ગ અનુસાર; મનુષ્યજન્મનો એ છે સાર,

જે માને તે પામે પાર—સેવો. ૯૮ મહામંદમતિ જીવ કલિના, સર્વ શાસ્ત્ર ક્યાં ખોળે ? માટે સકળ સિદ્ધાંત સાર, તે શોધી કીધો છે ટોળે; ટોળે કરાવ્યો પ્રભુ મતિ દીધી, નિજ જન જાણીને કરુણા કીધી; ભકિતપોષણ ધર્યું ગ્રંથનું નામ, કથે સુણે સરે સર્વનું કામ—સેવોશ્રી. ૯૯ એકસોને એક ચંદ્રાવળા, એ ગ્રંથ તણા છે સાર; પ્રતિ પદ શુભ સિદ્ધાંત ભર્યો છે, વાંચીને કરજો વિચાર; વિચારતાં વલ્લભ હરિ થાશે, સર્વે કલેશ સમૂળા જાશે; આચરણ કરતાં આનંદની હેલી, ભકિત શ્રીકૃષ્ણની કરજો વ્હેલી—૧૦૦ મહાનદી નર્મદા તટે ચંડીપુર મહાધામ; જ્ઞાતી નાગર સાઠોદરો દ્વિજ, ભટ્ટ દયાશંકર નામ; નામ વલ્લભી વૈષ્ણવદાસ, ગુરુ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ; શીખે સાંભળે જે જન ગાય, તેને મનવાંછિત ફળ થાય. ૧૦૧.

---

# શ્રીદયારામભાઈકૃત પદો.

## પદ ૧.

હરિને ભજે વળી અન્ય આરાધે તે અનન્ય ભક્ત ન કહાવેરે—અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ આગળથી અથડાવેરે. ૧ ભજતાં ગોવિંદ કોઇ નવ રહે બાકીરે, મૂળનું પાણી સઘળે પહોંચેરે; શાખાઓ છાંટે તરુ તૃપ્તિ ના પામેરે, શ્રમ પહોંચે સમજે ત્યારે શોચેરે. હરિને. ૨ ઘેર ગોવિંદ નંદે

અંબા આરાધ્યાંરે, અજગરે ગળીયા પીડા પામ્યારે; પરિણામે છુટયા તો જ્યારે શ્રીપ્રભુએ છોડાવ્યા, પણ દેવીથી દુઃખ નવ વામ્યારે. હરિને. ૩ અભયાનો આશ્રય કીધો અંબરીષ ભકતેરે, દુર્વાસાદ્વારા દુઃખ દીઠુંરે; રક્ષણ સુદર્શન રૂપે કર્યું, પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠયુંરે. હરિને. ૪ પાંડવના ઘરમાં પ્રકટ વસ્યા પણ, શિવાદિકને સેવ્યાની શ્રદ્ધા મનમાંરે; કુંતા સંબંધે કેશવ કષ્ટે (તો) આયા, પણ વિવિધની પીડા પામ્યા વનમાંરે. હરિને. ૫ એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે, અન્યાશ્રયે કીધે એવું થાયરે; બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ, ઓળંભો કોઇને ના દેવાયરે. હરિને. ૫ એક આસકિત વિના ચિત્ત ના ચોરાયરે, સંશય ત્યાં લગી સિદ્ધિ શાનીરે; કૃષ્ણનો અંશ હયો કૃષ્ણને સેવે, એના બાલકને આશા એનીરે. હરિને.૭

પદ ૨.

એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મ્હારે, રીજો કે ખીજો,
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં મન રખે ભીજો. એક. ૧
સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘર ગુલામ, વેચે ત્યાં વેચાઉં,
એજ ગમ્યો એથી મન માન્યું, બીજે નવ ચાહું;
એના અતિ અવતાર હું કોઇનો દાસ ન કહેવાઉં. એક. ૨

કૃષ્ણવિના શિર અવર નમે, તો છેદનનો દંડ.
નંદ કુંવર વણ નામ જપે તો, જીહ્વા કરૂં શતખંડ;
અવર દેવની આશ કરે અઘ ભજે વળી બ્રહ્માંડ,
અન્ય અમર દર્શન દોડે પગ, તો પાડું પિંડ. એક. ૩

હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાઠી હરિ દ્રઢવત, ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહીં તે કહીયે વ્યભિચારી,
શ્રીગુરુદેવ નભવજો કહે દયો, સદા ટેક મારી. એક. ૪

પદ ૩.

નંદનંદન પ્રકટ સ્વામી સમજ્યા વિના, બ્રહ્મ નિજ માને સુખ શું વિચારો ? નિરખી નિજ રૂપ જેમ હરખે કોઈ કામિની, તેને સુખ કેવું હોય મનમાં ધારો. નંદનંદન. સજળ ઘન સમજે આનંદ શો સૃષ્ટિને ? અન્ન ઉપજે નહીં વિના વૃષ્ટિ, એમ અંતર્યામી ઓળખે શું સર્યું ? પ્રકટ અનુભવ વિના સુખ શું દૃષ્ટિ ? નંદનંદન. નાગ સ્ફુટ નિંદિએ રાફડો પૂજીએ, પ્રસન્ન થઈ ફલ કહો કોણ આપે ? રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ, કાંત વણ કામ દુઃખ કોણ કાપે ? નંદનંદન. ઘૃત વિના માંખણે મોદક ચોળાય નહીં, પૂરવા દીપ નવ કામ લાગે. પુત્ર પ્રકટયા વિના વંશ વૃદ્ધ ક્યાંહાં ? ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે. નંદનંદન. ધ્યાન ભોજન કરે ભૂખ ભાગે નહીં, કાષ્ઠ ચાંપે તુર્ત ન લાહે લાગે. સૂર્યવ્રતવાળાં દિન દેખી જમતાં નથી, અબ્દ

ચકોર ચિત્ત સુખ ન જાગે. નંદનંદન. ગોલારાણુ નામ ભાટનું રાયજી, નાપિક પારેખ ધંતુર કનક કહાવે. આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે, બ્રહ્મપણું જીવ તેવું શોભાવે. નંદનંદન. બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ, મુક્તાફલ જલ કદાપિ ન થાય. વસ્ત્ર પાછું કપાસ ન કોટિ પ્રયત્ને, ઉલટી વહી નદી મૂળમાં ન જાય. નંદનંદન. સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા, વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા. ઉદ્ધવ શુકદેવ શિવ ભજનાનંદ ભોગિયા, બ્રહ્માનંદ ત્યાગ્યો ઉતરેલો શ્રીવા. નંદનંદન. અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ, આપી લેતા નથી સેવક સાચા; સ્વરૂપાનંદ સ્નેહ સુખ મોક્ષમાં ના મળે, કહે દયો માગે બુદ્ધિના જે કાચા. નંદનંદન.

પદ ૪.

શ્રીગોવર્ધનધરણ શ્રીવલ્લભ લાડીલાજી, શરણબલે છું સહુ વાતે નિશ્ચિંત જો. બળીઆ બિરદ ભરોંસે ભય સહુ ભાગિયા જો, નિ:સાધન યદપિ નથી લક્ષણ સંતજો. શ્રી૦ ૧ જ્ઞાને વા અજ્ઞાને આત્મ નિવેદીયો જો, વ્રજવલ્લભ તમને શ્રીવલ્લભદ્વારા જો; મહાપ્રભુવાક્ય તેને નહિ કશી વેદના જો, ચાંડાલી તદપિ નિર્ભય નૃપદારા જો. શ્રી૦ ૨ કેટલો જીવ ઉચિત કૃતિ તેની કેટલી જો, તે શું રીઝવશે? નિજ નંદકિશોર જો. બલિષ્ઠ દોષ ઘણા પણ જોતાં જીવના જો, આપ ક્ષમા આગળ તેનું શું જોર જો? શ્રી૦ ૩ નિજ ઉદ્યમ

બલ તમને કોઇ ન પામ્યું જો, પામ્યા શરણ સંબંધ સંગ પ્રતાપ જો. તે શ્રીવલ્લભસુત ગુરુ પ્રબલ સંબંધ છે જો, જીવ મંદમતિ માટે મિથ્યા તાપ જો. શ્રી० ૪ નિષ્કલંક જે આત્મસાત્ આપે કર્યો જો, કૃપા પૂર્ણ કરી નહિ નિયામક કોય જો. સત્સંકલ્પ સત્યગિરા શ્રીનાથજી જો, નિજનો કહી કર ગ્રહ્યો દયો શિદ રોય જો. શ્રી. ૫

પદ ૫.

ગાજે ગાજે રે ગોવિન્દ ગુણ નિત્ય ગાજે (૨) ૧
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે. ગાજે. ૨
નેત્ર નિરખજે નંદનંદને, હરિયશ રસ શ્રવણને પાજે. ગાજે ૩
ઘ્રાણને પુષ્પપ્રસાદીતુલસી, પ્રભુનોપ્રસાદસાધુસંગેખાજે. ગાજે. ૪
મનમધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે. ગાજે. ૫
સત્સંગતિ વિનાપલક ખોઇશમા, દુષ્ટ સંગથકી દૂર થાજે. ગાયે. ૬
દેહધારી સહુપર દયા રાખે, હરિગુરુ હરિસમા ચહાજે. ગાજે. ૭
સાચો સ્નેહરાખે કૃષ્ણસાથે, છલકરી વિશ્વનેમા વહાજે. ગાજે. ૮
એશિક્ષા **દયો** કહે જોસધીઆવે, તોવણશ્રમે વૈકુઠ જાજે. ગાજે. ૯

પદ ૮.

( 'વૈષ્ણવ નથી થયો તું રે' એ રાગ. )

હરિજી હૃદયે વિચારો રે, પ્રભુજી હૃદયે વિચારો.
મુજને તારો જગ જસ અતિ, માનો ગુણ મારો રે. ટેક.
પ્રમાણપંથે સર્વ ચાલશે તો, બિરદે જુઠા ઠરશો;
પતિતપણું હું નહિ પાળું તો, પાવન કોને કરશો? ૧

દાસ દોષ જોઇ નરક નાખશો, (તો) ક્ષમા ધરી શે કામે ?
ન્યાય જુઓ તો દોષ ભસ્મ સહુ, એક તમારે નામે. ૨
શરણુ પડયો તોયે શુભ મતિ ન આપી, જાવા દીધો કુવાટે,
અધમોદ્ધારણ બિરદ સત્ય કરવું, સમજ્યો છું તે માટે. ૩
શાસ્ત્રઆધાર તમો કહ્યું નાથ, સજ્જન થા કર કૃતિ સારી,
તદપિ બગડી મેં બિરદ સુધાર્યું, સ્વામી સ્વાર્થ વિચારી.૪
નિ:સાધન ઉદ્ધાર નામ સત્ય કરવાં સર્વ સાધન મેં ત્યજીયાં,
દુષ્ટ દયાલ નામ સત્ય કરવા, દુષ્ટ કર્મ મેં ભજીયાં, ૫
જ્ઞાનશૂન્યનું ગ્રહણ જ કરવા, વિઠ્ઠલ નામ ધર્યું છે,
જ્ઞાનશૂન્ય તે માટે થયો છું, રુચતું રાજ કર્યું છે. ૬
વિમુખ અધમ પામે જ અધોગતિ ઘટે ન સન્મુખ જનને,
સન્મુખ અધમ અધોગતિ થાતાં, બટ્ટા શ્રીમુખવચનને, ૭
દુષ્ટ ઠરી પ્રભુ ગમતું કર્યું મેં, રાખ્યો મારો ધર્મ,
દયો બૂડતાં ધર્મ બૂડશે, સમજી લેજો મર્મ. ૮

પદ ૯

તે ભગવદીયનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોયે તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટે રે. તે૦ ૧
પ્રેમભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોની રે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨
સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું, નિશદિન ધ્યાન ન મૂકે રે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ચૂકે રે. તે૦ ૩
ક્ષમા, દયા, સમદષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે;
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે. તે૦ ૪

જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહ સાચી રે,
દઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે; તે૦ ૫
અન્યપ્રસાદી અન્યાશ્રય વરજે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે,
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬
ઇંદ્રિયજીત અભિમાન રહિત શુચિ, મોહ માયાથી અળગા રે,
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે,
દયો ભણે તેના ચરણની રજ, મારા શિર પર સદા ઠરજો રે. તે૦ ૮

પદ ૧૦.

તાદશી જન તેને જાણીએરે, જેમાં એવા ગુણ હોયરે,
નિંદાસ્તુતિ ના કરે કોઇની, સઘળે સમદૃષ્ટિ જોયરે. તાદશી જન.
દર્શન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાનરે,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે. તાદશી જન. ૧
સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાનરે. તાદશી જન. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનુ થાયરે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રુંધાયરે. તાદશી જન. ૩
પરદુઃખ દાઝે ઘણું રે, કરે કોઇનો ના દ્રોહરે,
ઇંદ્રજીત સાચા સદા, ના પામે માયામાં મોહરે, તાદશી જન ૪
અકળ લીલા નંદલાલનીરે, તેમાં લગ્ન જેનું મનરે.
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે. તાદશી જન ૫
નટવર ઝળકે નેત્રમાંરે, કાન્તિ કરુણામધ્યે હોયરે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇના ન જોયરે. તાદશી જન. ૬

વહાલા લાગે સહેજે સર્વનેરે; અતિઉદાર જેનું ચિત્તરે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્તરે. તાદશી જન. ૭
હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે,
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રચાલ. તાદશી જન. ૮
સેવા સ્મરણ સતસંગમાંરે, જેની આસક્તિ અતિરે;
કપટનો લેશ નહિ હૃદે, હરિ ચરણે સદા મતિરે. તાદશી જન. ૯
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશુંરે, સદા મુખે કૃષ્ણ નામરે,
તે ભગવદીય તણા દાસનો, સદા સદા દયારામરે. તાદશી જન. ૧૦

પદ ૧૨.

વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે, વૈ૦ ટેક.

હરિજનને જોઇ હઇડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં,
કામ દામ ચટકી નથી છટકી ક્રોધે લોચન રાતાં. વૈ૦ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈ૦ ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને સ્વારથ છુટયો છે નહીં,
કેહેણી તેવી રેહેણી ન મળે, કયહાં લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજનારૂઢ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગતતણી આશા છે જ્યહાંલગી, જગત ગુરુ તું દાસ. વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરીશ તો સાચી વસ્તુ જડશે,
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

## નૂરસારંગ પદ ૧૨.

વ્રજ વહાલુંરે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું,
ત્યાંહાં શ્રીનંદકુંવર ક્યાંહાંથી લાવું. વ્રજ વહાલુંરે૦ ૧

જોઇયે લલિતત્રિભંગી મ્હારે ગિરિધારી,સંગે જોઇયે શ્રીરાધેપ્યારી,
તે વિના નવ આંખ્ય ઠરે માહારી. વ્રજ વહાલુંરે૦ ૨

ત્યાં શ્રીજમુના ગિરિવર છે નહીં, મુને આસક્તિ છે ઘણી એ બેની
તેવિના મહારો પ્રાણ પ્રસન્ન રહે નહીં. વ્રજ વહાલુંરે૦ ૩

ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વહાલુંરે૦ ૪

જ્યાંહાં વૃક્ષેવૃક્ષે વેણુના ધારી, પત્રે પત્રે છે હરિ ભુજ ચારી,
એક વ્રજરજ ચોમુક્તિ વારી. વ્રજ વહાલુંરે૦ ૫

જ્યાંહાંવસવાનેશિવસખીરૂપથયા, હજુઅજવ્રજરજનેતરસતા રહ્યા
ઉદ્ધવ સરખા તે તૃણ કૃષ્ણ થયા. વ્રજ વહાલુંરે૦ ૬

સુખ સ્વર્ગનું કૃષ્ણવિના કડવું, મને ન ગમે બ્રહ્મ સદન અડવું.
ધિક સુખ જેને પામી પાછું પડવું. વ્રજ વહાલુંરે૦ ૭

શું કરૂં શ્રીજી હું સાયુજ્ય પામી, એકતામાં તમો ના રહો સ્વામી.
મ્હારે દાસપણામાં રહે શી ખામી. વ્રજ વહાલુંરે૦ ૮

વ્રજજન વૈકુંઠ સુખ જોઇ વળ્યાં, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાંભળ્યાં,
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ભળ્યાં. વ્રજ વહાલુંરે૦ ૯

ગુરુબળે ગોકુળવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્યે જાશું,
દયાપ્રીતમ સેવી રસ જસ ગાશું. વ્રજ વહાલુંરે૦ ૧૦

પદ ૧૩.

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણકેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ. ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનું માલછડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ. ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે,
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ. ૪
એમ કોટિ સાધને પ્રેમવિના, પુરુષોત્તમ પૂઠે ન ફરે,
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર, પ્રેમભક્તિયે વરે, પ્રેમરસ. ૫

પદ. ૧૪.

ઉદ્ધવજી છે અળગીરે. વાત એક પ્રેમવણી,
કોઈ અનુભવી જાણેરે, કહેતાં તો ન આવે બની. ૧
પ્રસૂતાની પીડારે, વંધ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે. ૨
મૂંગે સાકર ખાધીરે, ગુંગાંને સ્વપ્ન થયું,
સર્વે મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું. ૩
ઘાયલના દુઃખનેરે, કાયર તેતો શું પ્રીછે,
એમાં જ્ઞાની લહે નહીંરે, રતીની ગતિ શી છે. ૪
નેમ સઘળા નાસેરે, પ્રેમ જ્યારે વ્યાપે,
જેને નિદ્રા આવીરે, તે ઉત્તર ક્યમ આપે. ૫

આશક માશુકમાંરે, રૂપ ગુણ સહુ દેખે,
જેવું ભાસે છે તેહને રે અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત્ત જ્યાંહા ચોટયું રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યોરે, તેના અવગુણ આણે. ૮
સ્નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે. ૯
શીખે સાંભળે ન આવેરે, ઉદ્ધવ ગત પ્રેમતણી,
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીતે બાઝે તો સહેજેરે, છુટે ના પછી છોડી,
મચ્છને દુઃખ દે છે રે, ગળ્યા પછી અંકોડી. ૧૧
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી,
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
મ્હોટી મનની મોહનીરે, પ્રીતથી બીજી ન મળે,
જડ પણ જુઓ લોહુંરે, ચમકને દેખી ચળે. ૧૩
છીપ રહે છે સાગરમાંરે, ઇચ્છા સ્વાતિ બુંદતણી,
જુઓ દૃષ્ટિ ચકોરનીરે અચળ રહે ઇંદુભણી. ૧૪
લજ્જા સુધ બુધ સામ્રથરે, પ્રેમીજનમાં ન ટકે,
મધુકર વાંસ કોરેરે, કમળ નવ ભેદી શકે. ૧૫
મૃગ સ્હેજે મરે છે રે, પલાયન અભ્યાસી,
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાસી. ૧૬

દૃષ્ટિ પ્રીતનો માર્યોરે, પતંગ દીપકમાં બળે,
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે. ૧૭
રહે ચાતક તરશ્યોરે, સદા બાર માસ લગી,
પીયે સ્વાતિનું વારીરે, અવર પરસે ન ડગી. ૧૮.
વિખના વ્યસનીનેરે, સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાંખે મરે. ૧૯
જેનું મન જેશું માન્યુંરે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે. ૨૦
એ વૈરાટનાં લોચનરે, ઇંદુ ભાનુ ભેદ કશો.
કંજ કરમાય ચંદ્રેરે, ફુલે રવિ નેહ વસ્યો. ૨૧
કંઠે વળગી ના છુટેરે, એ પ્રેમતણી ફાંસી,
કાચો હોય તો તૂટેરે, સૂણી જગની હાંસી. ૨૨
છે અગમ પંથ સ્નેહનોરે, ઉદ્ધવજી તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે જેનું મન જગમાં ભમે,
તે તો અચળ હમારૂં રે, ચિત્ત રસિયામાં રમે. ૨૪
જેનું મન માને રે, જોગ તે સુખે ગ્રહો,
અમો તો એહ માગુ રે, પ્રીતમજી શું પ્રીત રહો. ૨૫
તમારા હરિ સઘળે રે અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે. ૨૬
ઇંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ઠરે,
તે તો પ્રકાશને પેખીરે, કહો શું સંતોષ ધરે. ૨૭

એવાં વચન સુણીને રે, ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગ જંજાલ છુટીરે, ગયું મન સ્નેહે મળી. ૨૮
અભિમાન મૂકીને રે, ઉદ્ધવ ગોપી પાય પડયા,
કહું દયા પ્રીતમજીરે, નિશ્ચે એક તમને જડયા.

પદ ૧૫.

સખી હુંતો જાણુતી જે સુખ હશે સ્નેહમાં, સખી હુંતો ટેક.
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમાં— સખી૦ ૧
પીડા પામેરે પૂરો થશે નવ ભાવે,
જાદુડો એવો જે કાંઇ એહમાં— સખી૦ ૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે,
મન માન્યું જેનું જેહમાં— સખી૦ ૩
સ્વાધીનને પરાધીન કરી નાખે,
નેહ વિના એહ બળ કેહમાં— સખી૦ ૪
હું દુઃખી યહાં ને વ્હાલો વિકળ ત્યહાં છે,
સુખી ના મળે કોઇ એહમાં— સખી૦ ૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો,
ભીજી રહું આનંદ મેહમાં— સખી૦ ૬

પદ ૧૬.

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી;
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. ૧
સુંદર રીતે શાક વઘાર્યું ભોગ ન પામે ભરણી,
અંતર માંહે અગ્નિ વસે પણ આનંદ ન પામે અરણિ. ૨

નિજ નાભિમાં કસ્તૂરી પણ હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયું ઘણું પણ ધનવંત ન કહાવે ધરણિ. ૩

પદ ૧૭.

નિશ્ચયના મેહેલમાં વસે મ્હારો વાલમોરે, વસે વ્રજલાડીલોરે, જે રે જાયે તે ઝાંખી પામે જીરે; ભૂલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એક ઠામેરે. નિશ્ચે૦ ૧ સત્સંગ દેશમાં ભક્તિનગર છેરે, પ્રેમની પોળ પૂછી જાજોરે; વિરહતાપ પોળીઆને મળી મ્હેલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા થાજોરે. નિશ્ચે૦ ૨ દીનતાપાત્રમાં મનમણિ મૂકીરે, ભેટ ભગવંતજીને કરજોરે; હુંભાવપુંભાવ નોછાવર કરીનેરે, શ્રીગિરિધરવરને તમે વરજોરે, નિશ્ચે૦ ૩ એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે, કૃપાવિના સિદ્ધિ ન થાએરે; શ્રીવલ્લભશરણથકી સહુ પડે સહેલું રે, દૈવીજનપ્રતિ દયો ગાયેરે. નિશ્ચે૦ ૪

પદ ૧૮.

સાંભળોને સઉ કોઈ એક શીખામણ સારી, જેને પ્રસન્ન કરવા હોય ગિરિવરધારી. દેવને દુર્લભ મોંઘો મનુષ્યદેહ આવ્યો, હરિ ભજ્યા નહિ તેણે એળે ગુમાવ્યો. સુલભ જો થાય માયા છોડી આસક્તિ,રાત્રિ દિવસ કરો તમે કૃષ્ણની ભક્તિ. એ ભક્તિ આવ્યાનું લક્ષણ આવું, સાંભળો સહુ કોઇ તમને રીત બતાવું. નવધા ભક્તિ સર્વેનું સાધનમણિ કહીયે, પ્રેમલક્ષણા તે તો સર્વોપરિ લહીએ. જો હરિ ગુરુ વૈષ્ણવ

પ્રસન્ન થાય, એઉની કૃપાએ પ્રેમભક્તિ પમાય. હસ્ત વડે કરે શ્રીકૃષ્ણની સેવા, ચરણ દોડાવે પ્રભુનાં દર્શન કરવા. નેત્રથી નિરખે નંદકુંવરનું રૂપ, કથા અમૃત રસથી પૂરે કર્ણનાં કૂપ. નાસા પ્રસાદી સુંઘે તુલસીનાં દામ, રસના રસિક નંદકુંવરનું નામ. ચિત્તથી ચિંત્વન કરે સુંદર શ્યામ, કરે દેહથી હરિને દંડવત પ્રણામ. આત્મનિવેદન એજ તત્વ જો રાખે, તન મન ધન જીવન વહાલાપર વારી નાખે, વૈષ્ણવ જનને બંધુ સરખારે જાણે, સર્વ કોઇ પ્રાણી ઉપર કરુણા બહુ આણે. પર ઉપકાર મનમાં ઝાજેરા લાવે, કદાપિ કોઇનું હૃદય જરા ન દુઃખાવે. પ્રભુની પ્રસાદી ખાન પાનમાં લાવે, માયા વિષે તે ઇંદ્રિયો ન ચલાવે. અંતઃકરણ નિર્મળ વાણી સત્ય બોલે, પુરુષોત્તમપક્ષે બીજે મન ના ડોલે. દૃઢ વિશ્વાસ વિશ્વંભરનો ઉર આણે, જે જે નીપજે તે ભગવદઇચ્છા એમ જાણે. દીનતા રાખે ન કરે નિજનાં વખાણ, પ્રેમભક્તિ આવ્યાનું પ્રકટ એજ એંધાણ. માન અપમાન હાનિ વૃદ્ધિસમ જાણે, સુખ દુઃખ દેખી મનમાં શોક ના આણે. એ રીતે શ્રીકૃષ્ણની ભક્તિ જો કરીયે, તો ભવસાગર એક પલકમાં તરીયે. આ શિક્ષા સાર ઘોળ ભાવે જે ગાશે, તેને દયાનો પ્રભુ પ્રસન્ન થાશે.

## પદ ૧૯.

મોહોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે થહાય સો કામ, આપણ તો મરિયે. મોટા૦ ટેક.

પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઊર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય? કૃતિ. ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બીહિવુંરે;
ત્યમ કરિયે જો કામ બાળિયે, કયમ બને હળાહળ પીવું. કૃતિ. ૨
રુધિરમાંસને ભોગે ભવાની, આપણ હઠીયે ત્યાંથીરે;
સિંહ ચઢીને દાનવ દળવા, કાઢિયે તે બળ કયાંહાંથી. કૃતિ. ૩
ખરું ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇને ત્યમ કરિયે પણ આ, સૃષ્ટિ કેમ રચાય. કૃતિ. ૪
ચંદ્ર ઇંદ્ર ગુરુ પત્ની રમિયા, ત્યમ કરવું તો સુલભરે;
ચંડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગ પાંખ્યો છેદન દુર્લભ. કૃતિ. ૫
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ, કોઇ કહે નહિ મેલોરે;
તે જોઇને તું તેમ કરિશ તો, સરવે કહેશે ઘેલો. કૃતિ. ૬
કલેશ પ્રિય નારદને છે જોઇ, રખે તું ઘેલાં કહાડેરે,
તેહેનો સંગ ભવ ભયભંજન ને, ત્હારો સંગ ભવ પાડે. કૃતિ. ૭
અસુરપ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દિવ્ય દ્યુતિ મૃત સંજીવન વિદ્યા વેળા પછી રોશો. કૃતિ. ૮
ગંગા મધ્યે મુનિ પરાશર, ઢીમર કન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ. ૯
કુંતા કૃષ્ણા પંચપતિ પણ, સતીશિરોમણિ કહાવેરે;
તેહેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નરકમાં જાવે. કૃતિ. ૧૦
શંકરસ્વામીનું જોઇ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ. ૧૧

પુત્રતણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે;
તેહનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ. ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ. ૧૩
મેહતે અનાામકને ઘેર ઓચ્છવ કીધો, તે આપણ નવ જોઇયેરે;
હરિએ હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયે. કૃતિ. ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ. ૧૫

### પદ ૨૦

સર્વનો સિદ્ધાંત સત્સંગ છે, માનોની તમે સર્વનો સિદ્ધાંત સત્સંગ છે; ધન્ય ભાગ્ય છે તનું ત્રિભુવનમાં, જેને હરિના સંગીનો સંગ છે. નિજ સરખો તે કરે મળતાં જયમ, નીચ જળ ગંગ મળતાં ગંગ છે. એમાં સર્વ જપ વ્રત તીર્થ ધર્મ; યમ નિયમ યોગ અષ્ટાંગ છે. અધમ પતિત થાય મહા સર્વોત્તમ, એવો જેનો સબળ પ્રસંગ છે. ગોબરકીટને સુંઘાડે પરિમળ પુષ્પનો, એટલો પ્રતાપ તુચ્છ ભંગ છે. વણસ્યું કામ કલ્પનું તે પલકમાં સુધારે, એવી જેની બુદ્ધિઓ ઉત્તંગ છે. અવળાનું સવળું કરી નાંખે, ભાગે અઘ દુઃખ જે અભંગ છે. રાત દિવસ સત્સંગમાં ગમે દયા, તે બેઠા શ્રીહરિને ઉછંગ છે. ૮

### પદ ૨૧.

હરિ તુને પ્રસન્ન તે કેમ થાયે, તાહારા મનનું કપટ નવ જાયે;
તાહરા દીલનો છળ નવ જાય, પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે. ટેક.

હરિકીર્તન હરિનામ રટણમાં અતિશે આળસ તાહરે;
ડાચાકૂટ લવ પરનિંદામાં આખો દિવસ નવ હારે હરિ. ૧
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તાહરી કંપે,
ગંજીફા સોકટાં કૂટતાં આઠે પહોર નવ ઝંપે. હરિ. ૨
પ્રભુનું ચંદન નવ ઘસાય તુજ શ્રમથી શરીર બગડે,
કૂંડી કૂતકે મરી મસાલો ભાવે ભાંગ તું રગડે. હરિ. ૩
એકાદશી ઓચ્છવનું જાગરણ અતિ અઘરૂં તુને લાગે;
ભવાઇ કે ગુણિકાનૃત્ય નારીસંગ, જામિની આખી જાગે. હરિ. ૪
બે પેસાની ગુરુ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે,
ઘરની સ્ત્રી સહેજ માગે ઘરેણું, ત્યારે હરખ મગન ડોલે. હરિ. ૫
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભૂષણ ઘાલે,
સોનું રૂપું મણિ મુક્તાવિણ, સ્ત્રી સુતને ના ચાલે. હરિ. ૬
હરિના ભક્તને લુખું સુકું, વેઠ વળગી હોય જાણે;
સગાં સંબંધી ઘેર પરોણા આવે ત્યારે, મિષ્ટાન્ન પીરસે પરાણે. હરિ.
જગ દેખે તહાં જપમાં બેસે, બાકી નાહાય ના ખાવા;
ગળાં કાપે કયહું થાએ ગળગળો, એ વૈષ્ણવતા વાહાવા. હરિ. ૮
આ કરવું આ ના કરવું. એમ સહુને શિક્ષા દે છે;
તેમાંનું તે કાંઇ નથી કરતો, અનુચિત કર્મ કરે છે. હરિ ૯
અંતરનો છળ અન્ય ન લહે, પણ જાણે અંતર્યામી;
એ તો સાચાનો સંગી છે; દાસ દયાના સ્વામી. હરિ. ૧૦

પદ ૨૨.

સેવ્ય ને શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ,
રાધિકાપતિ ગોવિન્દ ગોપિકાપતિ. સેવ્ય. ૧

મહાવાક્ય તત્ત્વમસિ. મર્મી તે તણા મુનીંદ્ર,
લીન જેહમાં સ્વરૂપ તેથી પર અતિ. સે. ૨
બ્રહ્મા વિષ્ણુ ભવ અનંત, અંત ના લહે અચિંત,
અર્થ સાધને ન સાધ્ય, યોગી ન તું યતિ. સે. ૩
આત્મારામ પૂર્ણ કામ, ધામધામ ખામ આમ,
શ્રેય સદ્મ નામ શ્યામ, અદ્ભુતાકૃતિ. સે. ૪
સ્વયં ભૂ સ્વયં ન ગ્રહી, શકે ન કોઇ મંત્ર તંત્ર,
પ્રાપ્ત શુદ્ધ પ્રેમ અનન્ય ભક્તિ દીનમતિ. સે. ૫
લલિત છબી ત્રિભંગીલાલ, મદનમોહન અતિ કૃપાળ,
જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી. સે. ૬

પદ ૨૩.

સહુથી સમર્થ રાધાવરનો આશરો. જેહેના જનને દુભવી શકે નહિ કોયજો; જમનું જોર ન ચાલે દોષ કરે કદા, ક્ષમા કરે કે હરિ ચહાયે તો જોયજો. સ. ટેક. ૧ જુઠો હરિનો ભક્ત જગતમાં થઇ ફરે, એહવાનું પણ માધવ રાખે માનજો; બાનુ પોતાનું જોઇ પાળે બરદ તે, જેમ જડ પુરોહિતને પોખે જજમાનજો. સહુથી. ૨ બીજા સહુ મોહોટા પણ હરિના હુકમમાં સુર બ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો; કેશવ કોપે કોઇનું બળ ચાલે નહીં, એ સહુ રૂઠે હરિજન ડરે ન લેશજો. સહુથી. ૩ રાવણ હિરણ્યકશિપુ બ્રહ્મ હિમાયતી, દુર્યોધન પક્ષ હતો બળરામજો; કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા, હરિજનનું કોઇ લેઈ શક્યું નહીં

નામજો. સહુથી. ૪ કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીયો, સબળ સુયોધન ભીમે મરણ પામાડયોજો; હરિ રાખ્યા સુર ગણેશ વિઘ્ન થયું નહીં, ચિત્રકેતુ સઘ પડયો ન અંબા પાડયોજો. સહુથી. ૫ માયા કાળતણો ભય કોઇથી ના ટળે, અભય અચળ કરવા સમરથ નહીં કોયજો; વિના એક શ્રી ગિરિવરધારી લાલજી, કોણ શરણ જાતાંમાં સમરથ જોયજો. સહુથી. ૬ સેવા કરતાં અવળું પડે, અન્ય દેવને, પીજ્યું કાંત્યું પળમાં થાય કપાસજો; કોપી કષ્ટ પમાડે વળી લાભમાં બહુ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાશજો, સહુથી ૭ શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે, સહજ કરે શરણાગત આપ સમાનજો સમોવડ કીધો શરણ જતાં મળમાસને આપી કીધું પુરુષોત્તમ અભિધાનજો. સહુથી ૮ એહેવા કરુણાનિધિ સમરથ શ્રીનાથજી દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો; એહને મૂકી અન્યતણો આશ્રય કરે, તે નિર્ભાગી મૂરખના સરદારજો. સહુથી. ૯

## પદ ૨૪.

સહુ સાધનફળ ભકિત શ્રીરાધાનાથની, પદ્મપુરાણે વ્યાસે કથા વખાણીજો; પાર્વતી પ્રત્યે શ્રીમહાદેવે કહી, તેનું વર્ણન કરી દેખાડું વાણીજો. ૧ પંચજન્મ લગી ભજે અન્ય અવતારને, હયગ્રીવભકિત પછી ઉદ્દ્ભવ થાયજો; હયગ્રીવભકિત દશ જન્મ કર્યા પછી, નરસિંહ ભકિત ઉદ્દે થાય શ્રુતિ ગાયજો. ૨ સહુ જન્મ શ્રીનરહરિ આરાધન

ઠરે, પ્રકટ થાય શ્રીમન્નારાયણ ભક્તિજો; કોટિ જન્મ જન્મ લગી શ્રીનારાયણને ભજે, તવ ઉપજે રઘુપતિ આસક્તિજો. ૩ અનંત જન્મ લગી સેવે શ્રીરામને, તવ શ્રીકૃષ્ણ ભક્તિ થાય ઉત્પન્નજો, તેમની પ્રાણવલ્લભા શ્રીરાણી રાધિકા, તેમના પદપંકજે લુબ્ધ પછી મનજો. ૪ રોમાંચિત ગદગદ થાએ પદ સેવતાં, પ્રેમલક્ષણા ભક્તિ કહાવે તેનું નામજો, પણ જીવનું ડહાપણ એમાં નથી કશું ચાલતું, એ ફળ કેવળ કરુણાબળ ઘનશ્યામજો. ૫ કોટિ જન્મ લગી ધ્યાન સમાધિ તપ આચરે, કરતાં કરતાં ક્ષીણ પાપ નર થાયજો; શ્રીકૃષ્ણ વિષે ભક્તિ તે જનની ઉપજે, એક પક્ષ પણ છે એ શાસ્ત્ર ગવાયજો. ૬ અંશ વિભૂતિ કળાવેશ શ્રી કૃષ્ણ તણા, એ સર્વે અવતાર હરિ કહેવાય જો; જેમ દ્વિતીયાથી ચડતી કળા શશી નામ સહુ, પણ રાકા શશીમાં તે સર્વે સમાયજો. ૭ જુગે જુગે કૃષ્ણાવતાર પણ થાય છે, કલ્પ સારસ્વત પુરાણ કૃષ્ણ તે ન્યારાજો; શ્રીવલ્લભ સેવ્યા શ્રીભાગવતે ભણ્યા, અલ્પમતિ શું જાણે જીવ બિચારાજો. ૮ શ્રીજી જે ભક્તિવશ તે ભક્તિ સદા આપો દયાને નિજ હહી શ્રીગુરુદેવજો; ભવોભવ મને એવો સાચો સંત કરો સદા, નિરંતર કરૂં ગોપીપતિની સેવજો.

પદ ૨૫.

ચિત્ત તું શિદને ચિંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે, સ્થાવર જંગમ જડ ચૈતન્યમાં માયાનું બલ ઠરે,

સ્મરણુ કર શ્રી કૃષ્ણુચંદ્રનું જન્મ મરણુ ભય હરે. કૃષ્ણુ૦ નવ માસ પ્રાણી કૃષ્ણુચંદ્રનું ધ્યાન ગર્ભમાં ધરે, માયાનું આવરણુ કર્યું ત્યારે લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણુ૦ તું અંતર ઉદ્વેગ કરે તેથી કારજ શું સરે, ધણીનો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણુ૦ દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે, જેવો જંત્ર વગાડે જંત્રી એવો સ્વર નિઃસરે. કૃષ્ણુ૦ થનાર વસ્તુ થયા કરે જ્યમ શ્રીફલ પાણી ભરે, જનાર વસ્તુ એણી પેરે જાયે જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણુ૦ જેવું જેટલું જે જ્યમ કાલે તે તેને કર ઠરે, એમાં ફેર પડે નહિ કોઇથી શિદ કુટાઇ તું મરે. કૃષ્ણુ૦ તારૂં ધાર્યું થતું હોય તો સુખ સંચે દુઃખ હરે, આપતણું અજ્ઞાનપણું તે મૂળ વિચારો ખરે. કૃષ્ણુ૦ થાવાનું અણુ-ચિંતવ્યું થાશે ઉપનિષદ ઉચરે, રાજ્ય ભરોસો રાધાવરનો દયા શીદને ડરે. કૃષ્ણુ૦

# શ્રીચોરાશી વૈષ્ણવનું ધોળ.

પ્રથમ સ્મરૂં શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલેશજો, એમના ચરણુ કમળની રજ મસ્તક ધરૂં; જાશે મારા જન્મ તણા કલેશજો, ચોરાશી વૈષ્ણુવના ગુણુ ગાઇયે પ્રેમશું. ટેક ૧ શ્રીદામોદરદાસ હરસાણી પ્રભુ પાસે રહેતા, એમને શ્રીવલ્લભ કહેતા દમલા નામ જો; તારા સારૂ આ માર્ગ પ્રગટ કર્યો, એવી રીતે શ્રીમુખથી કહેતા આપજો. ૨ કૃષ્ણુદાસ મેઘન તે આજ્ઞા

પાળતા, શ્રીવલ્લભના તો મનની જાણે વાત જો, ગંગા સાગર તરીને મર્મરા લાવ્યા જો, રાતે રાતે શ્રીમહાપ્રભુજીને આરોગાવતા જો; ત્રણ વસ્તુ શ્રીમહાપ્રભુજી પાસે માગી સહી, બે વસ્તુનાં આપ્યાં છે વરદાન જો. ૩ સંભરવાલા દામોદરદાસ ક્ષત્રિય કહીએ, એમને માથે શ્રી-દ્વારકાનાથજી બિરાજે જો. વિવિધ ભાંતની સામગ્રી ઉજ્જવલ કરી; પ્રીત કરીને નિત્યપ્રાત ધરતા ભોગ જો. ૪ પદ્મનાભદાસે સેવ્યા શ્રીમથુરેશજી, ભાવ કરીને છોલા ધરતા ભોગ જો; પ્રેમ કરીને આરોગ્યા બહુ સ્વાદથી, જે જે વસ્તુનાં નામ લઇને ભોગ ધરતા જો. તે તે વસ્તુનો સ્વાદ મહાપ્રસાદમાં આવતો જો. ૫ પદ્મનાભદાસની બેટી તુલસા જાણજો, એક સમે એક વૈષ્ણવ આવ્યા ઘેર જો; તેને મહાપ્રસાદ લેવરાવી બહુ આદર કર્યો, ભગવત્સ્મરણ કરતા બેઉં કરજોડ જો. ૬ પદ્મનાભદાસના સુતનાં પાર્વતી વહુ, શ્રીઠાકોરજીની સેવા કરતા રીતે ભાતે જો; એમના સુત રઘુનાથદાસને જાણજો, શાસ્ત્ર ભણીને આવ્યા શ્રીગોકુળ માંહ્યજો. ૭ રજો ક્ષત્રાણી શ્રીબાલકૃષ્ણજીને સેવતાં, સામગ્રી કરીને શ્રીહરિને ભોગ ધરાવતાં જો, શ્રીમહાપ્રભુજી નિત્યે આરોગતા, એમને શ્રીવલ્લભે કીધા સેવા યોગ્ય જો. ૮ શેઠ પુરુષોત્તમદાસ ક્ષત્રિય કાશીમાં રહેતા સદા, શ્રીમદનમોહનજીને બાવન બીડાં આરોગાવતા જો; શ્રીમહાપ્રભુજીએ નામ દેવાની આજ્ઞા કરી, પહેલો નંદમહોત્સવ એમને ઘેરથી માન્યો જો. ૯ શેઠ

પુરુષોત્તમદાસની બેટી કહીએ રુક્મણી, કાર્તકી નાહાવાને શેઠ પુરુષોત્તમદાસે પુછ્યું જો; સામગ્રી કરીને શ્રીહરિને ભોગ ધરાવતા, ગંગાજી સરખાં તીર્થ મનમાં ન લાવ્યાં જો. ૧૦ શેઠ પુરુષોત્તમદાસના બેટા ગોપાલદાસ જાણજો, શ્રીમદનમોહનજી સાનુભાવ જણાવતા જો; એમના મુખથકી શ્રીમદનમોહનજી ઉચ્ચારતા, વાતે વાતે શ્રીઠાકોરજી હુંકારી દેતા જો. ૧૧ સારસ્વત બ્રાહ્મણ રામદાસને જાણજો, એમણે તાંતીવાલાને દ્રવ્ય દેઈને પાછાં લીધાં જો; શ્રીનવનીતપ્રિયાજીએ વાણીયાનું દેવું આપીયું, જલબીડાં કંઇ લેતાં અપરશ માંહ્ય જો, સારસ્વત બ્રાહ્મણ ગદાધરદાસને જાણજો. ૧૨ એમને માથે શ્રીમદનમોહનજી બિરાજે જો, ગૌર તન ને ચતુર્ભુજ સ્વરૂપ સોહામણા, જલ છાણીને સમે સમે ભોગ ધરતા જો, ૧૩ વૈષ્ણવ કહીએ વેણીદાસ માધવદાસ બે ભાઈજો, ગદાધરદાસે ભક્તિ આપી પ્રેમશું; એમના આશીવાદથી થયા છે વૈષ્ણવરાજજો. ૧૪ હરિવંશ પાઠક છે બનારસના વાસીજો, ધંધાને અર્થે રહેતા પટણા ગામમાં; ડોલ ઝુલાવવાને આવ્યા પોતાને ઘેર જો. ૧૫ ગોવિંદદાસ ભલા છે થાનેશ્વરના વાસીજો, શ્રીજીની સેવા પહોંચીને ઘેર આવતા; રસોઇ કરીને ઘરમાં પ્રસાદ લેતા જો. ૧૬ અમા ક્ષત્રાણી વૈષ્ણવ છે બહુ ભાવિક જો, શ્રીઠાકુરજીની સેવા કરીને સુખ માનતાં; બે પુત્રના શોક મનમાં ન લાવ્યાં જો. ૧૭ ગજનધાવને શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યા, ભાંત ભાંતની

પ્રભુ સાથે ક્રીડા કરતા જો; સાચી પ્રીતે શ્રીહરિને મન ભાવીયા. ૧૮ મહાવનમાં એક નારાયણદાસ બ્રહ્મચારી જો, શ્રીગોકુલચંદ્રમાજીને ખીર ધરતા પ્રીતશું; ઘાસ ધોઇને ગાયોને ખવરાવતા જો. ૧૯ જ્યાં બેસે ત્યાં દ્રવ્યના ઢગલા થાયજો; બેટીને કહે બગાડ કાઢી નાંખો જો. મહાવનમાં એક વૈષ્ણવ તે ક્ષત્રાણી જો, શ્રીજમુનાજી ન્હાવાને નિત્યે આવતાં; ચાર સ્વરૂપ એમને ત્યાંથી પ્રાપ્ત થયાં જો. ૨૦ જીઆદાસ સુરીલો ક્ષત્રિય સારજો, ચાર પહોર શ્રીલાડલેશજીની સેવા કરી; દેહે દોડીને આવ્યા લીલામાંહ્ય જો. ૨૧ દેવાકપુર ખત્રી કડા ગામના વાસી જો, શ્રીલલિતત્રિભંગીને સેવ્યા બહુ રસ રીતશું; એ વૈષ્ણવ મહા કહીએ પ્રેમી પૂરા જો. ૨૨ વૈષ્ણવ કહીએ એકજ દિનકર શેઠજો; કથા સાંભળવા ઉપર એમને રુચિ ઘણી, શ્રીમહાપ્રભુજીએ એમને શ્રોતા કીધા જો. ૨૩ દિનકર મુકુંદદાસ કાયસ્થ કહીએ જો, શ્રીસુબોધિનીજી માંહે પ્રવેશ ઘણો; એતો ચરણકમળમાં દૃઢ આશરો કરી રહેતા જો. ૨૪ પ્રભુદાસ જલોટા ક્ષત્રિય સિંહાનંદના વાસીજો, એમને માથે શ્રીમદનમોહનજી બિરાજતા; દહિં લઈને મુકિત આહીરને આપીજો. ૨૫ પ્રભુદાસ ભાટ તે સિંહાનંદના વાસીજો, શ્રીઠાકોરજીની સેવા કરીને સુખ માનતા, પૃથોદક તીર્થ તુચ્છ કરીને માન્યા જો.૨૬ પુરુષોત્તમદાસ તે રહેતા આગ્રામાંહે જો, એમને ઘેર શ્રીગુસાંઇજી સદાએ પધારતા; કૃપા કરીને ભોજન કરતા

ત્યાંય જો. ૨૭ ત્રિપુરદાસ કાયસ્થ શેરગઢના વાસીજો, શ્રીગોવર્દ્ધનનાથજીને પીઠ દઇને નવ ચાલતા; એમની રંગીન પ્રભુજીએ કીધી અંગીકારજો. ૨૮ પૂરણમલ્લ ક્ષત્રિય અંબાલાના વાસીજો, એમને સ્વપ્નમાં શ્રીનાથજીએ આજ્ઞા કરી, શ્રીગોવર્દ્ધન ઉપર મંદિર મારાં કરજો જો. ૨૯ જાદવેંદ્રદાસ પ્રજાપતિ તે બહુ બલવંત જો, શ્રીગુસાંઈજીએ નીમ ખોદવાની આજ્ઞા કરી, અઢી પહોર રાતમાં ખોદી કરી તૈયાર જો. ૩૦ ગુસાંઇદાસ તે સારસ્વત બ્રાહ્મણ કહીએ જો, એમના ઉપર શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી; શ્રીઠાકોરજીનાં સ્વરૂપ પધરાવીને આપ્યાં જો. ૩૧ માધવભટ્ટ તે કાશ્મીરના વાસી જો, એમણે શ્રીમહાપ્રભુજીનાં શ્રીમુખના કથા સુણી; શ્રીસુબોધિનીજી લખતા અવળે પગલે જો. ૩૨ વાંસવાડાના કહીએ ગોપાલદાસ જો, ધર્મશાલા બંધાવી ઘરને બારણે; વૈષ્ણવ ઉતરે ને ભગવદ્વાર્તા થાય જો. ૩૩ પદ્માવલ સાચોરા બ્રાહ્મણ કહીએ જો, એ ગોપાલદાસની સંગે બહુ વૈષ્ણવ થયા; શ્રીમહાપ્રભુજીએ ચંદન ચરણામૃત આપ્યાં જો. ૩૪ પુરુષોત્તમ જોશી સાચોરા બ્રાહ્મણ કહીએ જો, એ ઉજ્જન પદ્મારાવલને ઘેર આવતા; કૃષ્ણભટ્ટે બહુ આદર કરીને બોલાવ્યા જો. ૩૫ જગન્નાથજોશી સાચોરા બ્રાહ્મણ ખેરાલુના વાસીજો; એક દિવસ એમના મનમાંહે આવી ગયું, શ્રીઠાકોરજી કેમ વાગા પહેરાને આરોગો જો. ૩૬ જગન્નાથ જોશીની માતા વૈષ્ણવ કહીએ જો, બે સુતને શ્રીમહાપ્રભુજી પાસે મોકલ્યા; સેવક થઇને આવ્યા પોતાને

ઘેર જો. ૩૭ નરહર જોશી સાચોરા બ્રાહ્મણ, શ્રીજગન્નાથ-
રાયજી જાતા જો; એક વૃક્ષ તળે જઇને રસોઇઓ તૈયાર
કરી, શ્રી ઠાકુરજીએ રોટી માગી લીધી જો. ૩૮ રાણાવ્યાસ
સાચોરા બ્રાહ્મણ, ગોધરા ગામના વાસીજો; શ્રીમહાપ્રભુજીને
ત્યાં જઇ સેવક થયા, એક રજપૂતાણીનાં સત નાખ્યાં
ઉતારી જો. ૩૯ રામદાસ સાચોરા બ્રાહ્મણ રાજનગરના
વાસીજો, શ્રીમહાપ્રભુજીએ સેવા સોંપી ચરણની; તે પધરા
વીને આવ્યા પોતાને ઘેર જો. ૪૦ ગોવિંદ દવે સાચોરા
બ્રાહ્મણ, એમનું મન વ્યગ્ર બહુ રહેતું જો; શ્રીમહાપ્રભુજીએ
નવરત્ન પાઠ ભણાવીયા, તે શિખ્યાથી સેવામાં ચિત્ત રહેતું જો.
૪૧ સાચોરા બ્રાહ્મણ રાજાદુવે ને માધવદુવે બે ભાઇજો, એમની
કૃપાથી બીજા બે વૈષ્ણવ થયા; એમનાં દુઃખ એક ક્ષણમાં
નાખ્યાં કાપી જો. ૪૨ ઉત્તમશ્લોકદાસ સાચોરા બ્રાહ્મણ;
શ્રીજીના ભીતરીયા જો; સૌ સેવકને ઘી લઇ પીરસતા; સૌ
સેવક એમને મહેતાજી કહી બોલાવતાજો. ૪૩ ઇશ્વરદુવે
સાચોરા બ્રાહ્મણ શ્રીજીના રસોઇઆજો, શ્રીમહાપ્રભુજી પાસે
એવું માગીયું; આપ ઉપર મને કુભાવ કદી ન આવે જો.
૪૪ છકડા વાસુદેવ સારસ્વત બ્રાહ્મણ કહિએ જો, શ્રીમહા-
પ્રભુજીની હાંડવઇ લેઇને ચાલતા; વળી હાકેમ સાથે યુદ્ધ
કરીને જીત્યા જો. ૪૫ બાબાવેણુને કૃષ્ણદાસ ગગરીઆ
કહિએ જો, એક પદ ગાઇને લીલામાં પ્રવેશ કર્યો; જાદવદાસ
ખવાસે સેવા કરી દેહ છોડી જો, ૪૬ જગાનંદ તે સારસ્વત
બ્રાહ્મણ, થાનેશ્વરના વાસી જો; સરસ્વતી ઉપર કથા કહેવાને

બેસતા, શ્રીમહાપ્રભુજીએ એમને વૈષ્ણવ કીધા જો. ૪૭ આનંદદાસ વિશ્વંભરદાસ, ક્ષત્રિય વૈષ્ણવ છે બે ભાઇજો, તે ભગવદ્‌વાર્તા કરતા એકાંતે બેસી; બીચ બીચમાં શ્રીઠાકોરજી હુંકારી દેતા જો. ૪૮ એક બ્રાહ્મણ વૈષ્ણવ અડેલમાંહી રહેતા જો, એમના ઉપર શ્રીમહાપ્રભુજી કૃપા કરી; એમને માથે શ્રીબાલકૃષ્ણજી પધરાવ્યા જો. ૩૯ વૈષ્ણવ ક્ષત્રાણી ચરખો કાંતીને રહેતાં જો, લાડવા કરીને મંદિરમાં ઉંચા ધર્યા, તે શ્રીબાલકૃષ્ણજી તત્ક્ષણ લેઇને આરોગ્યા જો ૫૦ સિંહાનંદનાં સાસુ વહુ ક્ષત્રાણી, ગોરજા ને સમરાઇ જો; એમને માથે શ્રીદામોદરરાયજી બિરાજતા, સાચી પ્રીત જાણીને વહુ સાથે રમણ કીધાં જો. ૫૧ શ્રીરુક્મણી વહુજીની ખવાસણી કૃષ્ણદાસી જો, શ્રીવલ્લભ તો પ્રગટયા તે એમને કહે; શ્રીગોકુલનાથજી ધરીઆં એમનાં નામ જો. ૫૨ ઉુલામિશ્ર સારસ્વતબ્રાહ્મણ પશ્ચિમદેશના વાસી જો. ક્ષત્રિય યજમાનને હરિવંશ સંભળાવીયા; તે સાંભળ્યાથી પુત્ર થયો તત્કાળ જો. ૫૩ રામદાસ મીરાના પુરોહિત, મેવાડમાં રહેતા જો, વૃત્તિ છોડીને બીજે ગામ જઇને રહ્યા; મીરાનાં મુખ કોઇ દહાડો નવ જોયાં જો. ૫૪ બીજા રામદાસ રજપૂત ને ચોહાણ જો, શ્રીગિરિરાજની કંદરામાં રહેતા સદા; શ્રીમહાપ્રભુજીએ શ્રીજીની સેવા સોંપી જો. ૫૫ ત્રીજા રામદાસ પંડિત થાનેશ્વરના વાસી જો, વૈષ્ણવ અપરાધે શ્રીમહાપ્રભુજીએ ત્યાગ કર્યો; વચનવાળા શ્રીનાથજીએ નવ

છોડયા જો. ૫૬ વિષ્ણુદાસ છીપા શ્રીગુસાંઇજીની સેવા કરતા જો, વાદ કરતા પંડિત પાછા વાળિયા; શ્રીમહાપ્રભુજીની કૃપાથી સમર્થ ભારે જો. ૫૭ જીવણદાસ કપૂર ક્ષત્રિય સિંહાનંદના વાસી જો, રસોઈ કરતાં ઘટા ઉઠી વરસાદની; શ્રીમહાપ્રભુજીની આણ દેઇને રોકી જો. ૫૮ ભગવાનદાસ તે સારસ્વત બ્રાહ્મણ હાજીપુરના વાસીજો, એમને ઘેર શ્રીગુસાંઈજી સદા પધારતા; ચરણપાદુકાની સેવા કરતા પ્રીતે જો. ૫૯ બીજા ભગવાનદાસ શ્રીજીના ભીતરીઆ જો; બાલભોગની સામગ્રી કરતા ભાવશું, શ્રીમ-મહાપ્રભુજીએ શ્રીજીની સેવા સોંપી જો. ૬૦ અચ્યુતદાસ સનોડીયા બ્રાહ્મણ, માનસી ગંગા ઉપર રહેતા જો; શ્રીગિરિરાજની દંડવતી પરિક્રમા ત્રણવાર કરી, સેવાસ્મરણ કરતા નિશદિન સારા જો. ૬૧ બીજા અચ્યુતદાસ ગોડ બ્રાહ્મણ મ્હોટા ભગવદીય કહીયે જો, એમને માથે શ્રીમદનમોહનજી બિરાજતા; હવે બિરાજે શ્રીનાથજીની પાસે જો. ૬૨ ત્રીજા અચ્યુતદાસ સારસ્વત બ્રાહ્મણ, કડા ગામના વાસી જો. શ્રીમહાપ્રભુજીની સાથે પૃથ્વીપરિક્રમા ત્રણવાર કરી, એમને માથે બીરાજે ચરણારવિંદની સેવા જો. ૬૩ નારાયણદાસ તે દેશાધિપતિના ચાકર કહિએ જો, શ્રીમહાપ્રભુજીનાં દર્શનની આરતિ ઘણી; એમને ચાકર કહે ચલો ભઇઆ, શ્રીગોકુળજઇએ જો. ૬૩ બીજા નારાયણદાસ મથુરાજીના વાસી જો, એમના સ્વપ્નામાં શ્રીમદનમોહનજીએ આજ્ઞા કરી; શ્રીવૃંદાવનની ભુમિમાંથી કાઢો જો. ૬૫ ત્રીજા

નારાયણદાસ લવાણા નગરઠઠ્ઠાના વાસી જો, બે બ્રાહ્મણ વૈષ્ણવને કન્યાદાન દેવાને દ્રવ્ય આપીયા; ત્યારે બંધીખાનેથી છુટીને ઘેર આવ્યા જો. ૬૬ સિંહાનંદમાં એક વૈષ્ણવ છે ક્ષત્રાણીજો, શાક લવાને શ્રીઠાકુરજી પોકારતા; તોતરી કરીને રોટી ધરતા ભોગ જો. ૬૭ દામોદરદાસ કાયસ્થ એમની સ્ત્રી વીરાંબાઈ શેરગઢના વાસી જો, એમને માથે શ્રીકપુરરાયજી બિરાજતા; શ્રીઠાકોરજીની આજ્ઞા થકી સુવાવડમાં સેવા કરી શુદ્ધ થયા ત્યારે અપરસ કાઢી નાંખી જો. ૬૮ સિંહાનંદના સ્ત્રીપુરુષ રહેતા આગ્રા માંહે જો, સાંકડી જગ્યાને માટે એ બહાર સૂતા; મેહ વરસતા પલળતાં એ બેઉ જણાં, શ્રીઠાકુરજીએ ઘરમાં બોલાવી લીધાં જો. ૬૯ એક સુતારને એક અન્યમાર્ગીનો સંગ હતો, એ સુતારને એક વૈષ્ણવનો સત્સંગ થયો; પૂર્ણ પુરુષોત્તમ જાણીને શરણે આવ્યા જો. ૭૦ કવિ લઘુ પુરુષોત્તમદાસ કવિતામાં બહુ બળવંત જો, એ કવિત કરીને શ્રીજીને સુણાવતા; શ્રીમહાપ્રભુજીનાં કવિત્ત પણ બહુ કરતા જો. ૭૧ કવિરાજ ભાટ તે ત્રણ ભાઇ છે વૈષ્ણવ જો, શ્રીમહાપ્રભુજીને શ્રીગોવર્દ્ધનાથજી, એક કરીને જાણતા, બે સ્વરૂપનાં કવિત્ત ભેળાં કરતા જો. ૭૨ ગોપાલદાસ તે ઇંટોડાના વાસી જો, ચોખરા કરીને બહુ રીતે ગાયા જો. તે સુણી શ્રીમહાપ્રભુજી પ્રસન્ન થયા, એવી રીતના બહુ છંદ બનાવ્યા જો. ૭૩ જનાર્દનદાસ ચોપડા ક્ષત્રિય શ્રીગોકુલમાં આવ્યા જો, શ્રીમહાપ્રભુજીનાં અલૌકિક દર્શન થયાં, પૂર્ણ પુરુષોત્તમ

જાણીને શરણે આવ્યા જો. ૭૪ નરહરિદાસ જોષી ગોડીઆ બ્રાહ્મણ શ્રીમદનમોહનજીની સેવા કરતા જો, એમની દેહ થાકી એણી વારે શ્રીગુસાંઇજીને ઘેર પધરાવિયા. ૭૫ હવે બિરાજે શ્રીગોકુલચંદ્રમાજીની પાસે જો; ગૌડસ્વામી બ્રાહ્મણ વૃંદાવનમાં રહેતા જો; એમનાં સ્વપ્નામાં શ્રીઠાકુરજીએ જતાવીયું, તમે શ્રીમહાપ્રભુજીને શરણે જાજો જો. ૭૬ કનૈયાલાલ ક્ષત્રિય રહેતા આગ્રા માંહે જો, શ્રીમહાપ્રભુજીની પાસેથી સર્વ ગ્રંથ ભણીયા; શ્રીગુસાંઇજી એમની પાસેથી સર્વ ગ્રંથ શિખ્યા જો. ૭૭ માણેકચંદ, સદુપાંડે ભવાની આન્યોર ગામમાં રહેતાંજો, નરોબાઇ દૂધ લઇ શ્રીનાથજીને આરોગાવતાં; શ્રીમહાપ્રભુએ બચ્યું તે દૂધ માગી લીધું જો. ૭૮ બાદરાયણદાસ, બાલકૃષ્ણદાસ પુષ્કરણા બ્રાહ્મણ, મોરબી ગામમાં રહેતા જો, શ્રીમહાપ્રભુજીની સાથે બહુવાર શ્રીદ્વારકા ગયા; ષટ માસ રહીને આવ્યા પોતાને ઘેર જો. ૭૯ નરહર સંન્યાસી ને વેણી કોઠારી વૈષ્ણવ કહિએ જો, શ્રીમહાપ્રભુજીની સાથે શ્રીદ્વારકા ગયા; શ્રીરણછોડજીનાં દર્શન કરીને ઘેર આવ્યા જો, ૮૦ ગોપાલદાસ જટાધારી કહીએ, શ્રીનાથજીની ખવાસી કરતા જો; એ અનુસરમાં પંખો કરતા ઉભા રહી, સેવા છોડીને પૃથ્વી પ્રદક્ષિણા સારુ દેહ છોડી જો. ૮૧ કૃષ્ણદાસ તે સ્ત્રીપુરુષ બે બ્રાહ્મણ વૈષ્ણવ કહિયે જો, સ્ત્રી વાણીયાને સોંપીને વૈષ્ણવનું સમાધાન કર્યું; શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને બેઉ જન હરખ્યાં જો. ૮૨ સંત-

દાસ તે ચોપડા ક્ષત્રિય રહેતા આગ્રા માંહે જો, અષ્ટ પહોર એ પોથી લેઇને બેસતા; કોઇ ભગવદીય મળે ત્યારે ભગવદ્ વાર્તા કરતાં જો, એમની સંગે માધવદાસ વૈષ્ણવ થયા; શ્રીમહાપ્રભુજીને પોતાને ઘેર પધરાવતા જો. ૮૪ માવજી પટેલ એમની વીરજો સ્ત્રી રહેતા ઉજ્જેન માંહે જો, એ બાર મહિનામાં બે વાર શ્રીગોકુળ આવતા; શ્રીમહાપ્રભુ ને શ્રીનાથજીનાં દર્શન કરતાં જો. ૮૫ ગો[illegible] તે નરોડા ગામના મોટા ભગવદીય કહિયે જો, શ્રીમહાપ્રભુજી નામ દેવાની આજ્ઞા કરી; શ્રીનાથજીએ એમની ઝારીનાં જળ પાયાં જો. ૮૬ સૂરદાસ એક બ્રાહ્મણ વૈષ્ણવ ભક્તશિરોમણિ રાજ જો, સવા લક્ષ પદ કરવાનો સંકલ્પ કર્યો; સૂરસાગર કરી શ્રીહરિના ગુણ ગાયા જો. ૮૭ ગોપાલપરામાં એક વાણીઓ રહેતો ઠઠ્ઠા વિદ્યા બહુ કરતો જો, સૂરદાસજીએ ક્ષમા કરીને વૈષ્ણવ કર્યા; સાઠ વર્ષના થઇને શરણે આવ્યા જો. ૮૮ પરમાનંદદાસ કનોજીઆ બ્રાહ્મણ પરમ ભગવદીય કાહચે જો, એક જલગરીઆ વૈષ્ણવનો સત્સંગ એક વૈષ્ણવને થયો, સર્વે ભાવથી પરમાનંદ સાગર ગાયા જો. ૮૯ કુંભનદાસ તે ગોડીયા બ્રાહ્મણ જમનાવતામાં રહેતા જો, શ્રી-ગોવર્દ્ધનનાથજીના સખા થઇને સંગે રહ્યા, સખા ભાવે શ્રીહરિના ગુણ ગાયા જો. ૯૦ કુંભનદાસના સુત કૃષ્ણદાસ ગાયોની સેવા કરતા જો, સિંહથી ગાય છોડાવીને પોતાની દેહ ત્યાગ કરી, શ્રીનાથજી આગળ ગાયો દેવરાવતા આવી

ઉભા જો. ૯૧ કૃષ્ણદાસ અધિકારી કહીએ એમને રાસલીલા ઘણી વહાલી જો, એ કીર્તન કરીને શ્રીજીને સુણાવતા, શ્રીગુસાંઇજીએ એમનો અપરાધ ક્ષમા કરીને, રાખ્યા ચરણની સેવામાં જો. સકલ મનોરથ પ્રભુએ એમના પૂર્ણ કર્યા, મનવાંછિત ફળ આપ્યાં છે નિરધાર જો. ૯૩ ભાવ કરીને સર્વ ભગવદીયના ગુણ ગાયા જો, શ્રીગુરુદેવની કૃપાથી મેં વર્ણવ્યા, તેથી તારાં સર્વે સરીયાં કાજ જો. ૯૪ ભક્ત સકલના ગુણજશનો નહિ પાર જો, ગાતાં સુણતાં દુષ્કૃત આ તનના જશે; આ મુખથી નિશ્ચે કહેજો વારંવાર જો. ૯૫ ભાવ કરીને ગાશે નર ને નાર જો, શ્રીવલ્લભ વિઠ્ઠલપ્રભુ એમને હૃદયે વસે; નિજ લીલામાં તેને પ્રાપ્તિ થાય જો, ઉંચ નીચ જે ધરશે એમનાં ધ્યાન જો; ભવસાગરમાં તરવા તે સિદ્ધાંત છે, હિત ચિત્ત કરી સાંભળશો ધરી કાન જો. ૯૬ ચોરાશી વૈષ્ણવની લીલામાં એમની પાંતી જો, તે માટે શ્રીમહાપ્રભુજીએ પ્રાગટ્ય કર્યાં; કલિયુગ જીવને સુધારવા શ્રીનાથ જો. ૯૭ ભક્તજનની શ્રીમહાપ્રભુજી પૂરે આશ જો, શ્રીજમુનાજી પાન સદા મુખથી કરૂં; દાસ કહે મને આપો શ્રીવ્રજમાં વાસજો. ૯૮.

# શ્રીબસેબાવન વૈષ્ણવનું ધોળ.

શ્રીમદ્વલ્લભપ્રભુને નમું શ્રીવિઠ્ઠલેશ,
સાત સ્વરૂપ સહિત સઘળો વંશાત્મક વિશેષ. ૧
સેવક શ્રીવિઠ્ઠલેશજીના બસેને બાવન,
જેનું નામ ઉચ્ચારમાત્રથી સૌ પાવન. ૨

ગુણ ગોવિંદદાસના ગાઇયેરે, છીતસ્વામી પરમ ચિત્ત લઇયેરે ૩
નંદદાસ શ્રીકૃષ્ણ આસક્તારે, ચતુર્ભુજદાસ સદા અનુરક્તરે. ૪
નિત્ય નાગજીભાઈ ઓચરીએરે, કૃષ્ણભટ્ટજીને મન ધરીએરે. ૫
ચાચાજી નારાયણદાસરે, વિઠ્ઠલદાસ ભક્ત ઉલ્લાસરે. ૬
કૃષ્ણદાસ મુરારિદાસરે, બાપ બેટા મન ઉલ્લાસરે. ૭
હરિદાસ જનાર્દનદાસરે, રૂપમુરારી રસરાસરે. ૮
અલીખાન વલીખાન જાદીરે, જેમલ રજપુત હરિ વાદીરે. ૯
માધવદાસને નાહાલચંદરે, માધવદાસ કાયસ્થ ગુણવંતરે. ૧૦
કાયસ્થ ધણીને ધણીઆણીરે, રૂપચંદ નંદ શુભવાણીરે. ૧૧
એક બ્રાહ્મણ રાઘવદાસરે, ગોપાલદાસ ગુજરાતના વાસીરે. ૧૨
રાજા લાખાને એક બાઇરે, હરિદાસ ખવાસ સુખદાઇરે. ૧૩
શેઠ જ્ઞાનચંદ જદુનાથરે, ભાઇલા કોઠારી હરિ હાથરે ૧૪
માણેકચંદને એઉની નારીરે, હરજી કોઠારી ગુણ ભારીરે. ૧૫
ગોપાલદાસ બ્રાહ્મણ બંગાળીરે, વ્યાસગણેશ બહુભાગ્યશાળીરે ૧૬
મધુસૂદનદાસ છે હરિવાલારે, એક કણબી માળાવાળારે. ૧૭
એક વૈષ્ણવની છે કન્યારે, રામાનંદને પરણાવી કન્યારે. ૧૮

એક વૈષ્ણવની બેટી ટેકીરે, તે તો પરણી ધર્મ વિવેકીરે. ૧૯
વૈષ્ણવ એક તરુના સંગીરે, પાથા ગુજરી હરિરસ સંગીરે. ૨૦
એક વ્રજવાસી સુત નારીરે, ગોપીનાથદાસ ગૌચરીરે. ૨૧
કણબી ગુજરાતી બે ભાઇરે, દ્વિજપત્ની આગરાઈરે. ૨૨
એક ગોડીઓ પંડિત શોભેરે. એક રઘુપતિ દર્શન લોભેરે. ૨૩
એક પંડિતને કહાનબાઇરે, વૈષ્ણવ ક્ષત્રિય છે આગરાઇરે. ૨૪
મેહાઢીમર ને દ્વિજ રેડારે, નારાયણદાસે હેરીને તેડયારે. ૨૫
એક વૈષ્ણવ સૂતરવાળારે, રાજા આસકરણ પ્રભુ વાહાલારે. ૨૬
બે હતીત પતિત તે કણબીરે, વહુ અજબકુંવરી બેહુ ધર્મીરે. ૨૭
એક પુરોહિત વેશ્યા કન્યારે, ગંગાબાઈ છે પૂર્ણ ધન્યારે. ૨૮
એક રાજાને એક ધોબીરે, બે સાચોરા રસ લોભીરે. ૨૯
એક વૈષ્ણવ મદનગોપાળરે, બે કણબી કણબી પટેલ રસાળરે. ૩૦
સેવક એક વિરકતરે, દયા ભવૈયા આસકતરે. ૩૧
એક વાણીઆને એક નારીરે, એઉ પરમ વૈષ્ણવતા ધારીરે. ૩૨
એક ક્ષત્રાણી વિરકતરે, વાઘજી રજપૂત આસકતરે. ૩૩
એક ગોપાળદાસ ભીતરીયારે, બીજા આઠ સેવક અનુસરીયારે. ૩૪
ગોપાલદાસ સિંઘલ ભોળાભાઇરે, શેઠ પુત્રી દીવાનની જાઇરે. ૩૫
એક કુંઝડી રૂપાભાઇરે, હરિદાસ સુતા સુખદાઇરે. ૩૬
એક ક્ષત્રિય વૈષ્ણવ બાઇરે, રાજા રાણી પુત્રને દાઇરે. ૩૭
શાહુકારનો બેટો વિલાસીરે, એક વૈષ્ણવ કૃષ્ણ પ્રકાશીરે. ૩૮
એક વેશ્યા ભુવનની વાસીરે; તે હરિગુણ માહી નિવાસીરે. ૩૯
પુત્રજી વડો વિરકતરે, વેણીદાસ છીપા છે ભકતરે. ૪૦
એક શામળદાસ એક નાઈ રે, પુત્ર પઠાણનો સુખદાઇરે. ૪૧

ઓઝા દામોદરદાસ છે ભકતરે, બેટી શાહુકારની આસક્તરે.૪૨
વૈષ્ણુવ એક ખડબુચા વાળોરે, શેઠ આગરાઇને મન ભાળોરે.૪૩
એક કાપડવાળો શોભેરે, કણુબી આંજણો વૈષ્ણુવ લોભેરે. ૪૪
એક શાસ્ત્રી મુરારિદાસરે, લાછબાઇ ભાટ ગુણ રાસરે. ૪૫
રાજારાણી હરિ મન ભાવેરે એક વૈષ્ણુવ ડોલ ઝુલાવેરે. ૪૬
દ્વિજ શેઠ સોની પરમાનંદરે, મેહેરા પુરુષોત્તમ ગુણવંતરે.૪૭
એક બે ભાઇચંદન લાવ્યારે, ચોપડા ભંડારીને મનભાવ્યારે. ૪૮
ઠગ એક દસ સંગીરે, માતા બેટી હરિરસ રંગીરે. ૪૯
એક ગૃહસ્થી ને વિરકતરે, બીજા બે ભાઇ આસકતરે. ૫૦
જીવા પારેખને જેપાલરે, દોશી માધવદાસ દલાલરે, ૫૧
બેટો પટેલનો નિત્ય આવેરે બેટી પટવારીને મન ભાવેરે. ૫૨
હરિદાસ જમાઇ માણેકચંદરે, પ્રભુએ ત્યાગ કર્યો મનરે. ૫૩
એક ગિરિની પરિક્રમા કરતારે, એક નિત્ય ઉઠીવ્રજમાંફરતારે. ૫૪
એ કણુબીએ કરી એવીરે લઇ કૂવામાં નાંખી દેવીરે. ૫૫
કણુબણુ ગુજરાતની વાસીરે; બેટી બીરબલની સુખરાશિરે. ૫૬
રાજા જોધસીંગ દક્ષિણુારે, વળી પુરોહિત તેના ઘરનારે. ૫૭
સાસુ વહુ સુરતના વાસીરે, રાજા પૂર્વનો સુખરાશિરે. ૫૮
શેઠ સુત રહેનારો ગુજરાતીરે, એક બ્રાહ્મણી નાગર જાતિરે. ૫૯
શ્રીવિઠ્ઠલેશ શ્રીજીને રૂપેરે, દીધું દર્શન બેને અનુપેરે. ૬૦
એક દુ:સંગ દીઠો વિરકતરે, બીજો ભાઇ આસકતરે. ૬૧
વેણીદાસ છીપા છે ભકતરે, એક રજપૂત કાંઠાના આસકતરે.૬૨
દ્વિજની પત્ની વૈષ્ણુવ સંગથીરે, ખોયા કોહોડ પોતાનાઅંગથીરે.૬૩
એક ન્યૂન આધક બે આવેરે, એક દ્રવ્ય સામગ્રી લાવેરે. ૬૪

એક કણુબી ગાય ચરાવેરે, એક રાસની રીત ચિત્ત લાવેરે. ૬૫
જોડ ઠગને એક ગુજરાતીરે, સીતાબાઇ છે દક્ષણી જાતિરે. ૬૬
એક વૈષ્ણુવને એક બાઇરે, દામોદરદાસ સુખદાઇરે. ૬૭
વડનગરમાં માધવદાસરે, એક વૈષ્ણુવ મહાવનવાસરે. ૬૮
ગુજરાતના દાસમુરારીરે, ભક્ત ભીમ અતિ હિતકારીરે. ૬૯
એક દાસગોવર્દ્ધનધારીરે, રામદાસ પરમ આચારીરે. ૭૦
જીયાદાસને નરહરિદાસરે, રાજા ટોડરમલ્લ સુખરાશરે. ૭૧
નરસિંહદાસ ને પીતાંબરદાસરે, ધર્મદાસ ગોવાળ પ્રકાશરે. ૭૨
એક બ્રાહ્મણ માધવદાસરે, એક વહેપારી સુખરાશ. ૭૩
એક બ્રાહ્મણ એક નારીરે, એક સ્ત્રી છે સુખકારીરે. ૭૪
એક જન ભગવાન બે ભાઇરે, એક ઢીમર સુખદાઇરે. ૭૫
દ્વિજપત્ની પત્ની પટેલરે, એક સોદાગર રસ રેલરે. ૭૬
મીસરીદાસ ચતુર્ભુજ ભાવેરે, ગોપાલદાસ ગોરવા કહાવેરે. ૭૭
એક ક્ષત્રિય રઘુનાથરે, ઓઘો ત્રવાડી હરિ હાથરે. ૭૮
દવે ઇશ્વરદાસ સાચોરારે, સંતદાસ ક્ષત્રિય ગુણ ગોરારે. ૭૯
ક્ષત્રિય સુતને સુત બ્રાહ્મણનોરે; એક વૈષ્ણુવ રાજનગરનોરે. ૮૦
વૈષ્ણુવ ભગવાનદાસ સોહાવેરે, એક દક્ષણી વૈષ્ણુવ આવેરે. ૮૧
સ્વામી કૃષ્ણુદાસ વિલાસીરે, એક ક્ષત્રિય મથુરાવાસીરે. ૮૨
દ્વિજ જોશી રાજા ભીમારે, શાહુકાર સુત સુખસીમારે. ૮૩
એક ક્ષત્રિય જાદવદાસરે, હરિજન મથુરાંવાસરે. ૮૪
શાહુકાર વળી ક્ષત્રાણીરે, એક વ્રજવાસી શુભ વાણીરે. ૮૫
દાસ પુરુષોત્તમ પોકરણારે, વળી દુર્ગાદાસ ગુણ ગણાણારે. ૮૬

ક્ષત્રિય ચોપડા ધ્યાનદાસરે, લક્ષ્મીદાસ ગુજરાતમાં વાસરે, ૮૭
તારાચંદને ચતુરબિહારીરે; વૈષ્ણવ ગુજરાતી અતિ ભારીરે; ૮૮
હરિદાસ મોહનદાસરે, માધો સાર સુત ગુણરાશરે. ૮૯
દ્વિજ બેટી ક્ષત્રિય કન્યારે, એક ચોર સેવક થયો ધન્યારે. ૯૦
એક ઉત્તમશ્લોકદાસરે, ખેડાવાળ ભગત રસરાસરે. ૯૧
સાસુને સસરો જ્ઞાનીરે, રજપૂતની બેટી પરમાણીરે. ૯૨
સાચોરા દ્વિજ આનંદદાસરે, એક ભીલડી છે સુખરાસરે, ૯૩
સધનદાસ દેવાદાસ કણબીરે, રાજપુત્ર મોહનદાસ ધર્મીરે. ૯૪
નરનારી વસે છે પ્રયાગરે; માધવદાસ સુરત અનુરાગરે. ૯૫
ભટ્ટ કલ્યાણજી વીરાબાઇરે, મહારાજ પુરુષોત્તમ સુખદાઇરે ૯૭
રૂડા રતનજી અધિકારીરે, રૂપાબાઇ પરમ ગુણ ભારીરે, ૯૬
વૈષ્ણવ ક્ષત્રિય છે આગરાઇરે, એક મહીધરને કુલબાઇરે. ૯૮
દેવ ભીમ ભંડારીરે, રાજા માનસિંહ અધિકારીરે. ૯૯
હવે પુરોહિત સુત વિખ્યાતરે, કૃષ્ણદાસ ગોરવા જાતરે. ૧૦૦
વડનગરા માધવદાસરે; દ્વિજ ઉજ્જેનના સુખ રાસરે. ૧૦૧
નારાયણદાસ સનોડીયા જ્ઞાનીરે; લક્ષ્મીદાસ રજો ક્ષત્રાણીરે. ૧૦૨
રાજા બીરબલને તાનસેનરે, આનંદનાપરી સુંદર બેનરે. ૧૦૩
વેણીદાસ દામોદરદાસરે, વિજયનગરીમાં વાસરે. ૧૦૪
એક એક ફળ લખી લીધુંરે, લખી હૈયામાં લીધુંરે. ૧૦૫

વલણ.

યથામતિએ કહ્યા છે, વળી બીજા છે અપાર.
પરમ તત્ત્વનું તત્ત્વ છે, એ ભક્તના આધાર. ૧૦૬

ભક્તરાજ શિરોમણિ, ને એકનો આધાર.
કર્યા છે વળી કરે છે, વળી કરશે નિર્ધાર. ૧૦૭
તે માટે સર્વ પ્રાત ઉઠીને, નામો કરો ઉચ્ચાર.
કંઠમાં ધારણ કરો તો, હરિ મળે સુખ સાર. ૧૦૮
સર્વે ભગવદીયને નમન કરીને, એજ માગું નેમ;
શ્રીવિઠ્ઠલવરની સૃષ્ટિ ઉપર, રહો દુર્લભ પ્રેમ. ૧૦૯

# શ્રીઅષ્ટાક્ષરનું ધોળ.

## ધોળ ૫૨.

આ કલિમાં કારણ એક અષ્ટાક્ષર ભારી.
શ્રીવલ્લભ શ્રીમુખથી પ્રકટયા સૃષ્ટિ તારી અષ્ટાક્ષર ભારી. ટેક.
શ્રીવલ્લભવંશની કૃપા થકી કરૂં અષ્ટાક્ષર વર્ણનરે;
શ્રીમુખથી પ્રકટયા એ શ્રીવલ્લભ, એ વેળાને કરૂં પ્રમાણ. ૧
આ દૈવી જીવપર દયા વિચારી, રસ વર્ષાવી ભારીરે,
શ્રીવિઠ્ઠલ પ્રભુજીયે કૃપા કરીને, ગ્રંથ પ્રગટયા જાઉં વારી. ૨
અષ્ટાદશ કર્યા શ્લોક, પ્રગટયા શ્રીવલ્લભરાજ કુમારરે;
મહાગૂઢ રસ પ્રગટ કર્યા, જાઉં વંશ સહિત બલિહારી. ૩
પ્રથમ શ્લાકમાં પ્રગટ બતાવ્યું શ્રીકૃષ્ણચંદ્રનું રૂપરે;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ નેતિ કરીને, સદા જપો રસરૂપ. ૪
આનંદ ને વળી પરમાનંદનું, સુખ અષ્ટાક્ષર માંહ્યરે;
નિશ્ચિંત ને વળી નિધડક થઇને, ભજે મળે વ્રજરાય. ૫
શ્રીમહાપ્રભુજીએ સાત ભક્તિના, દાન કર્યાં આ મંત્રરે;
મહા અઘોર કલિ જીવ ઉદ્ધારવા, સાતે ભક્તિનો એ જંત્ર. ૬

સાત ભકિતનાં નામ વખાણું, શ્રવણ વળી કીર્તનરે;
સ્મરણ ને વળી શ્રવણ ભકિત, પાંચમી છે અર્ચન. ૭
પાદસેવા વંદન દાસત્વ, એ સર્વે મળીને સાતરે,
મહા પરાક્રમી સાતે જણને, એક એક મળી વિખ્યાત. ૮
શુક પરીક્ષિત પ્રહલાદ શેષજી, લક્ષ્મીને પૃથ્વીરાજરે;
હનુમાન આદે સાતે જણને, એક એક ભકિતએ કીધાં કાજ, ૯
એવા મ્હોટા ને બહુ પરાકાષ્ઠાથી, પ્રાપ્ત થયું રત્નરે;
આ દૈવી જીવ પર દયા વિચારી, અષ્ટાક્ષર ધન્ય ધન્ય. ૧૦
આ સાતેમાંની એકે સાવધ, આ કલિના જીવ શું કરશેરે.
અષ્ટાક્ષર મહામંત્ર જપ્યાથી, ભવસાગર તે તરશે. ૧૧
જે દિવસથી ગુરુકૃપાથી, અષ્ટાક્ષર મળ્યું દાનરે;
તે દિવસથી જીવત પર્યંત, રૂડું રાખ્યું ધ્યાન. ૧૨
શ્વાસોશ્વાસને હરતાં ફરતાં, અષ્ટાક્ષર મુખ ગાયરે;
નિદ્રા જાગરણ રસ્તે ચાલતાં, અહર્નિશ ચાલ્યાં જાય. ૧૩
આનંદને વળી પરમાનંદનું સુખ મળે સુખ થાયરે;
મહા અલૌકિક લીલાનો અનુભવ કરી લીલામાં. જાય. ૧૪
પ્રથમ શ્લોકમાં શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ, કૃપા બહુ ગૂઢ કીધીરે;
નિજ સૃષ્ટિને દાન આપીને, સકળ કામના સિદ્ધિ. ૧૫
બીજા શ્લોક સદા સર્વદા, શ્રીકૃષ્ણ સ્મરણ કરવું રે;
જમના દૂતનું કાંઇ નવ ચાલે. લેશમાત્ર નહિ ડરવું. ૧૬
અગાધ ભકિત અષ્ટાક્ષરની મહાપાતક સહુ નાસેરે;
ગૌબ્રાહ્મણ સ્રીબાળકની હત્યા, તે સહુ ત્રાસે નાસે. ૧૭

ત્રીજા શ્લોકમાં માહાત્મ્ય જાણી, અષ્ટાક્ષર નિત્ય જપવોરે;
જમના દૂત પડે નહિ દષ્ટે, એવો અષ્ટાક્ષર ઓળખવોરે. ૧૮
કાળ કર્મ તેહને નહિ બાંધે ઉલટા અનુકૂળ થાયરે;
માયા મોહ ના વ્યાપે તેને, જે અષ્ટાક્ષર નિત્ય ગાય. ૧૯
જ્ઞાન અજ્ઞાનને શ્રીકૃષ્ણભજનથી અગણિત પાપ સહુ જાયરે;
અજામિલની વાત વિચારો, મહાપાપી પાવન થાય. ૨૦
ચોથામાં 'શ્રી' સહિત અષ્ટાક્ષર વર્ણવ્યા, શ્રીવિઠ્ઠલેશરે;
નિજ સૃષ્ટિ ઉપર હેત વિચારી, ગુરુરૂપે ઇશના ઈશ. ૨૧
નિષ્પક્ષ વડે નિર્ધાર કરીને, પ્રગટ કર્યા મહારાજરે;
પાંચમા શ્રીમુખ વચનથી, શ્રીવલ્લભે કીધાં કાજરે. ૨૨
શ્રીગિરિરાજધરણે ચિંતા મટાડવા, મહામંત્ર પ્રકટાવ્યોરે;
જેમ રૂનો ઢગલો ચીનગી બાળે, તેમ જીવના દોષ મટાડવા. ૨૩
દ્વાપરમાં પ્રભુ પ્રકટ થઇ, પૃથ્વીનો ભાર ઉતાર્યોરે;
તેમ કલિમાં આ અષ્ટાક્ષરથી, વહાલે સકળ સૃષ્ટિને તાર્યા. ૨૪
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલેશે કૃપા કરીને, પુષ્ટિરસ પ્રગટાવ્યોરે;
માળા તિલક છાપ અષ્ટાક્ષર, પંચાક્ષર ઘણા ભાવ્યા. ૨૫
છઠ્ઠા શ્લોકમાં અષ્ટાક્ષરના, અક્ષર વર્ણવ્યા ત્રણરે;
શ્રીકૃષ્ણનામને સુભાગ્ય સાથે, દઢ કરી મન તું પરણ. ૨૬
શ્રીથી અખંડ સૌભાગ્યની પ્રાપ્તિ, મળે અલૌકિક ધન્યરે;
'કૃ' શબ્દ પાપ તાપને ટાળે, 'ષ્ણ' શબ્દ ફળ અન્ય સાધન. ૨૭
સાતમા શ્લોકમાં શરણ ત્રણ એ, અક્ષર વર્ણવ્યા આપરે;
પ્રથમ શબ્દથી લક્ષ ચોરાશી, ટાળી મિટાવ્યા તાપ. ૨૮

'ર'કાર શબ્દથી મહા અલૌકિક, લીલાનું થાય જ્ઞાનરે;
'ણ'કારથી અન્ય આશરો છુટે; દઢ ભક્તિમાં રહે ધ્યાન. ૨૯
આઠમા શ્લોકમાં બે 'મમ' એ, કૃપા ગૂઢ બહુ કીધીરે;
પ્રથમ 'મ'એ દઢ પ્રીત બતાવી, બીજે સૌજન્યસિદ્ધિ. ૩૦
નવમા શ્લોકમાં માહાત્મ્ય જાણી, અષ્ટાક્ષર નિત્ય ગાયરે;
શ્રીજી શ્રીવલ્લભના ચરણ, સ્પર્શિત સદ્યે દઢ થાય. ૩૧
દશમા શ્લોકમાં મહામંત્રથી, રોગ પાપ સહુ જાયેરે;
ઋદ્ધિ સિદ્ધિ સહુ ઘરમાં આવે, પરમાનંદ સુખ થાય. ૩૨
એકાદશમો આનંદને, વળી પરમાનંદ પૂર્ણરે;
સ્નેહ કરી અષ્ટાક્ષર જપે, ત્હેને રોગ જ્વરનું ચૂર્ણ. ૩૩
દ્વાદશમાં વળી પ્રેત ભૂત પિશાચ સર્વે બીધેરે;
ચારે શત્રુનો ડર નહિ તેને, અષ્ટાક્ષર રાખો ઢીંગે. ૩૪
ત્રયોદશમાં કુક્રિયા, ક્રોધ અષ્ટાક્ષરથી ત્રાસરે;
આનંદમૂર્તિ શ્રીકૃષ્ણચંદ્ર, નિજ ભક્તને રાખો પાસે. ૩૫
ચતુર્દશમાં સર્વે પ્રકારનું, દુઃખ માટે સુખ થાયરે,
અહોરાત્રિ શ્રીકૃષ્ણભજનથી, ઉભયલોક સુખ ગાય. ૩૬
પંચદશમાં શ્રીવલ્લભપ્રભુને, શરણ થઇ સુખ ગાયરે;
સર્વ મંત્રનો રાજશિરોમણિ,ભજે સ્વર્ગ માટે વ્રજ થાય. ૩૭
ખટ દશમાં અષ્ટાક્ષરનો શુભ તે જપ થાયજે,
માહાત્મ્ય જાણી શ્રદ્ધાપૂર્વક ભજે તાપ કલેશ સહુ જાય. ૩૮
સત્તરમાં સહુ સૃષ્ટિના ઉપર, હેત કરી પ્રભુ પ્રગટયારે,
વેદ શાસ્ત્ર પુરાણ આદ્યનો, સાર સહુ મન ભાવે. ૩૯

અષ્ટાદશમો શ્લોક શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ પૂર્ણ કીધોરે;
અષ્ટાક્ષરમાં નિધિ જાણી, સકળ મનોરથ સીધો. ૪૦
એવી વહાલે નિજ સૃષ્ટિપર, દયા વિચારી ભારીરે,
શ્રીગુરુકૃપાથીવર્ણનકીધોજાયદાસનોદાસબલિહારી.અષ્ટાક્ષર. ૪૧

# સિદ્ધાંતરહસ્યનું ધોળ.

પુષ્ટિમાર્ગ સિદ્ધાંતની, સાંભળ કહું એક વાત;
શ્રાવણ સુદ એકાદશી, વચન કહ્યાં જે રાત. ૧
શ્રીમદ્દવલ્લભને મન, ઇચ્છા ઉપની એહ;
આજ્ઞા બ્રહ્મસંબંધની, પ્રભુજીએ કીધી તેહ. ૨
પોતાના જન જાણીને, ચિંતા ધરી મન માંહ;
આતુરતા દીઠી ઘણી, શ્રીજી પધાર્યા ત્યાંહ. ૩
શ્રીપૂર્ણપુરુષોત્તમ તમે છો, જીવ છે દોષ સહિત;
તે ઉદ્ધારણ કારણે, પ્રભુજી ધરજો ચિત્ત. ૪
ત્યારે શ્રીજી એમ બોલીયા, સાંભળો વલ્લભરાય;
નામસમર્પણ જે કરે, તેનાં પ્રાયશ્ચિત્ત જાય. ૫
જીવજાત હોય જે કોઈ આવે તમારે શરણ;
તે ઉપર કરુણા કરી, રાખીશ મારે ચરણ. ૬
પવિત્રું કરી સૂત્રનું; પહેરાવ્યું શ્રીજગદીશ;
કેસરી રંગે :રંગીયું, તાર ત્રણસેં ત્રણવીસ. ૭
મીશ્રી ભોગ ધરાવીને, વસ્ત્ર પહેરાવ્યાં તેણીવાર;
કોર છેડા કર્યા કેસરી, ધોતી ઉપરણા સાર. ૮

સેવક જન સુખ કારણે શ્રીજીએ કીધો શ્રમ;
નામસમર્પણ આપીને, રાખ્યો વૈષ્ણવ ધર્મ. ૯
શ્રીગિરિધારીજી મંદિરે પધાર્યા, એ સુખ કહ્યાં નવ જાય;
હરિદાસ શોભા જોઈને, આનંદ મંગલ ગાય. ૧૦

# શ્રીનવરત્નનું ધોળ.

શ્રીમદ્વલ્લભશ્રીમહાપ્રભુને નમુંજી, શ્રીવિઠ્ઠલેશ પ્રભુ લાગું પાય; શ્રીબાલકૃષ્ણજીને પ્રણમુંજી, શ્રીવ્રજભૂષણજી પરમકૃપાળ. ૧ શ્રીવલ્લભદેવે મહાકરુણા કરીજી, જેથી જીવનું કારજ થાય. સર્વે વૈષ્ણવની કૃતિ એહ છેજી, સઘળી ચિંતા નિવૃત્ત થાય. ૨ દૃઢ આશરો શ્રીમહાપ્રભુજીનો રાખીએજી, ચિંતા નવ ધરીએ લગાર; સર્વે આત્મા શ્રીજીને સમર્પીએજી, એ છે ભક્ત તણા આધાર. ૩ પુષ્ટિમાર્ગમાં શ્રીજી રહે સદાજી, જીવ કીધા છે અંગીકાર; લૌકિકની ગતિ ન આપે કદાજી, પ્રભુ નથી જોતા અધિકાર. ૪ નામનિવેદન કીધાં થકીજી, પ્રભુ રાખે પોતાની પાસ; વશ ન થાય એ પ્રભુ કો થકીજી, વશ થઇ રહ્યા વલ્લભી પાસ. ૪ નિવેદન મંત્રનું સ્મરણ નિત્ય કરવુંજી, સર્વદા ભગવદીય સાથ; અવૈષ્ણવની સંગે ન ફરવુંજી, કૃપા થાય તાદશીય હાથ. ૬ ફળની ચિંતા નવ રાખીએજી, પ્રભુ સર્વેશ્વર કહેવાય; સર્વના આત્મા શ્રીજી સાક્ષી છેજી, દૂર ભક્તથી કેમ રહેવાય ૭ પ્રભુને ગમે તે ખરૂં એમ જાણવુંજી, હરિનું બીરદ છે દીનદયાલ; સ્રીપુત્રાદિક પુષ્ટિમાં આણવાજી, યોગ્યતા ન વિચારે

દયાળ. ૮ નિવેદન કરવું સર્વે સંગાથશુંજી, અન્ય વિનિ- યોગની ચિંતા ન આણુ; અજ્ઞાનથી હોય કિંવા જ્ઞાનશુંજી, સમજું છું અધિક એવું ન જાણુ. ૯ જેણે આત્મનિવેદન કીધું છેજી, તેના ઉદ્ધારમાં સંદેહ ન આણુ; પ્રાણ સંગાથે શ્રીમહાપ્રભુજીને દીધું છેજી, તેથી સંશય મનમાં ન આણુ. ૧૦ સમર્પણમંત્ર મહાસમર્થ છેજી, ના જાણશો ઓછી વાત; એ કોઈ અંશ કળા નાની પૂર્ણ છેજી, શ્રીજી પુરુષોત્તમ સાક્ષાત. ૧૧ પ્રભુ પોતે સર્વથી પર છેજી, વળી મહાસમર્થ છે એ નાથ; ભક્તના દુઃખહર્તા સુખકારી છેજી, ચિંતા નવ કીજીએ માથે નાથ. ૧૨ લૌકિક દિક જે કર્મ છેજી, તે હરિ સિદ્ધ થવા દે નહિ; તો એ સેવા સમર્પણ ધર્મ છેજી, તેથી મન દૂર કીજે નહિ. ૧૩ પુષ્ટિમાર્ગમાં શ્રીજી રહે સદાજી, વળી જીવનું કીધું શું હોય; પ્રભુ કરે તે સુખ માની રહીયેજી, સાક્ષી થઇ રહે સુખ હોય. ૧૪ દીનતાભાવ મનમાં રાખીએજી, બીજા સાધનનું નથી કામ; સર્વદા સેવા કરી શ્રીજી સાધવાજી, ગુરુની આજ્ઞા થકી એ કામ. ૧૫ ગુરુની આજ્ઞા ઉલ્લંઘન નવ કીજીએજી, શ્રીજીની ઇચ્છા એ થાય; આપણું મન ગુરુને દીજીએજી, પ્રભુથી અધિક રાખીએ ભાવ. ૧૬ સેવા કરો નિત્ય ચિત્ત પ્રીતશુંએ, તો સુખી થાશો આ જુગમાંહે; પરીક્ષા અર્થે શ્રીજી કદા નવ સુણેજી, ન ઉદ્વેગ ધરો મન માંહે. ૧૭ તોયે ધીરજ રાખી સેવા કરવીજી, પ્રભુ સુખકર્તા છે સત્ય; એમની લીલા જોઇ ચિંતા દૂર કરવીજી, વૈષ્ણવને એરે જુગત્ય. ૧૮ એકાદશ

ઇંદ્રિય પ્રભુને સન્મુખજી, સેવામાં દિવસ ને રાત; એકે ઇંદ્રિય વિમુખ નવ કીજીએજી, સર્વાત્મભક્તિ કરો અહો રાત. ૧૯ "શ્રીકૃષ્ણ: શરણં મમ" સદા જપોજી, ન વિસારશો પળ એક માત્ર; એ જુગતેથી ચિંતા દૂર કરોજી, થાશો શ્રીજીના કૃપાપાત્ર. ૨૦ શ્રીમહાપ્રભુજી કહે અમારી એ મતિજી, વળી એજ છે નિરધાર; સર્વે વૈષ્ણવ રાખજો ચિત્ત ધરીજી, શ્રીવલ્લભજી પ્રાણઆધાર. ૨૧ એ અમૂલ્ય રત્ન જે કોઇ ચિત્ત ધરેજી, તેને પુષ્ટિભક્તિ દૃઢ ફળ હોય; જે આ ધોળ ગાયે ચિત્ત ધરેજી, તેને પરમ આનંદ સુખ હોય. ૨૨

# પુષ્ટિમાર્ગના પાંચ તત્ત્વનું ધોળ.

પુષ્ટિમાર્ગના પાંચ તત્ત્વ નિત્ય ગાયેજી, તેના જન્મો જન્મનાં પાપ સર્વે જાયેજી. ૧ શ્રીજી શ્રીનવનીતપ્રિયા સુખકારીજી, સમરો શ્રીમથુરાનાથ કુંજબિહારીજી. ૨ શ્રીવિઠ્ઠલેશરાય શ્રીદ્વારકેશરાય ગિરિધારીજી, શ્રીગોકુલચંદ્રમાજી શ્રીમદનમોહનપર વારીજી. ૩ બીજું તત્ત્વ શ્રીવલ્લભકુલને ભજીયેજી, કુડા લોક લાજની કાન સર્વે તજીએજી. ૪ ત્રીજું તત્ત્વ શ્રીગોવર્દ્ધનધર નિત્ય ગાયેજી, શ્રીનટવરલાલનું ગમતું સર્વે થાયેજી. ૫ ચોથું તત્ત્વ શ્રીજમુનાજીને જાણોજી, કરો સ્નાન જલ ને પાન એ સુખ માણોજી. ૬ પાંચમું તત્ત્વ શ્રીવ્રજભૂમિને ગાઇએજી, નિત્ય ઉઠી વૈષ્ણવ જન પદરજ પાઇએજી. ૭ પાંચે તત્ત્વનું ધ્યાન નિરંતર કીજેજી,

તો મનવાંછિતનાં ફળ સર્વે લીજેજી. ૮ પાંચે તત્ત્વ શ્રીબ્રહ્માદિકને દુર્લભજી. શ્રીવલ્લભપ્રભુ પ્રગટ પ્રમાણુ કર્યા સર્વે સુલભજી. ૯ એ શોભા જોઇ હરિદાસ જાય બલિહારીજી, એ લીલા ગાજો નિત્ય નર ને નારીજી.

# દશ મર્મનું ધોળ.

પુષ્ટિમાર્ગના મર્મ દશ જાણીને નિત્ય આચરણુ કરી હૃદે વિચારે ॥ તો તેહેને વશ થાયરે શ્રીહરિ પ્રેમની વેલડી ત્યહાં વિસ્તારે ॥ પ્રથમ એક મર્મ શ્રીમહાપ્રભુજી જાણુવા વિશ્વ સુદૃઢ કરી વચન પાળે ॥ અવર સાધન સર્વ લૌકિક કામના એની કૃપા વિના ફલ ન માણે ॥ બીજું મર્મ તે કેવલ શ્રીગુરુવાક્ય વિશ્વાસે આચરણુ કરવું ॥ જે જે વાણી શ્રીવલ્લભે ઉચરી તે તે વિચારીને મન ધરવું ॥ ત્રીજું મર્મ શ્રીકૃષ્ણુનાં નામનું માહાત્મ્ય દૃઢ થયું એ સકલ સાર ॥ અનેક પ્રકારના ધર્મ કોઇ ઉચ્ચરે કોટિમો અંશ તે નાહી ભાસે ॥ ચોથું મર્મ વિશ્વાસ આણી કરી પ્રભુજી કરશે તે અતિરે રૂડું ॥ રાધિકારમણુ શ્રીવ્રજબિહારી હરિ ભજન કરવું અન્ય જાણી કુડું, અવર સાધન પ્રભુ સકલરૂપે કરી અનંત રસાત્મક સદારે જાણે ॥ નિત્ય હરિ સાંવરો અનંત રૂપે કરી નિત્ય લીલા પ્રભુ નિત્ય માણે ॥ પાંચમું મર્મ શ્રીકૃષ્ણુ શરણાગતિ લોક વૈદિક પરિત્યાગ ભાવે ॥ નિરપેક્ષભાવ સર્વ વિષે રાખીએ ત્યારે શ્રીકૃષ્ણુને દયારે આવે ॥ છઠ્ઠાં મર્મ તે કેવલ નાથનો સર્વ પરિત્યાગ ગુણુગાન કરીયે ॥

ગાનદ્વારા કરી સકલ લીલા ખરી શ્રીવ્રજનાથને હૃદયે ધરીયે ॥ સાતમું મર્મ તે અંતરીયસેવા, વ્યસનાત્મક થઇ વ્રજમાંહ ફરવું ॥ ભાવાત્મક વપુ તાંહાંરે પોતાતણું સખી ભાવે સર્વ જાણી વરવું ॥ આઠમું મર્મ ક્રીડારસભાવના અંતરમાંહી અનુભવ કરવો ॥ જ્યમ જ્યમ સખી સંગે ક્રીડેરે શામળો ત્યમ ત્યમ રસ મનમાંહ ભરવો ॥ નવમું મર્મ દ્વિતીય દલ ભાવના તાપ કલેશ મનમાંહ લાવે ॥ વિરહથી વ્રજતણાં ભક્તની ભાવના એ દશા તે વિપ્રયોગ કહાવે ॥ દશમું મર્મ તે દીનતા ભાવના હૃદે સર્વ ભાવ ભાવ કરી દુઃખ આણે ॥ અનેક સાધન નાનાવિધ તણાં છે ઘણા પણ કૃષ્ણ કૃપા વિના ફલ ન માણે ॥ એ દશ મર્મ જે ગાય ને અનુભવે તેને શ્રીકૃષ્ણ આધીન થાય ॥ શ્રીમહાપ્રભુજીએ નિપટ કરુણા કરી આપણા દાસની બાંહ સાહે ॥

# દીનતા—વિનતિનાં ધોળ.

## ધોળ ૧.

વ્રજના જીવન કરૂં વિનતિ, શ્રીગોકુલના રે ચંદ;
વેગે તે આણાં મોકલો, શ્રીવલ્લભ નંદ  વ્રજના. ૧

તમારા દર્શન વિના શ્રીવલ્લભરે, કહોજી કેમ રહેવાય;
મનડાં તે કઇ પેરે વાળીએ, નયણે નીર ભરાય. ૨

અરજ સુણો આદર કરીરે, શ્રીજમુનાજીમાય;
વિયોગ તણાં દુઃખ દોહલાં, કહોજી કેમ રહેવાય. ૩

નયણાં ભરી ક્યારે નિરખશુંરે, શ્રીઠકુરાણીનો ઘાટ;
અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં છું વ્રજની રે વાટ. ૪
દૂર રહે કેમ ચાલશે રે, કહોને ક્યાંની એ રીત;
આજ કાલનું કોઈ નથી, એ છે પૂર્વની પ્રીત. ૫
હરિ રે હૈયાના જાણુ છો રે, એ છે પૂર્વનો સ્નેહ;
દીન જાણીને દયા કરો, નહિ તો તજીશું આ દેહ. ૬
તન સુકાઇ ત્વચા થયાં રે, હરિ હળધર વીર;
પાપી તે નયણાં ખૂટે નહિ, ભરી ભરી આવે છે નીર. ૭
વ્રજમાં તે વાસ માગું સદા રે, શ્રીગોકુલગામ;
શ્રીજમુનાજીને કાંઠડે, શ્રીઠકુરાણીજીનું ઠામ. ૮
રાંક ઉપર શાં રૂસણાં રે, તમો છો દીનદયાળ;
દાસ પોતાનો જાણીને, કરજો રે સંભાળ. ૯

ધોળ ૨.

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈ જાચું રે
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાનરે, હું તો નવ રાચું રે. ૧
રીઝે રાબડી થકી ગરીબ લોકરે, ભોગીને નવ ભાવેરે,
અમો છું રાજના ખાસા ખવાસ, એ મુક્તિ મન ન આવેરે. ૨
નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે;
મન માન્યું મળે સહુ સુખ રે; તે એકતામાં ક્યાંથી રે. ૩
દિવ્યરૂપ છો સદા સાકારરે; આનંદના રાશિરે,
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસીરે. ૪
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મરે, બ્રહ્મ જીવ લેખે રે;
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને દેખેરે. ૫

આપ સ્વામી સદા હું દાસરે, એ નાતો નિભાવો રે;
રુચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવોરે. ૬
વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપોરે,
વિષય વાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપોરે ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે; મનોહર માંગુ રે,
દયાપ્રિતમજી આપો મુને એહ રે, પાયે લળી લાગુંરે. ૮

પદ. ૩

જેના હૃદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઇ નથી કરવું રે;
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવું રે. ટેક.
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભદેવ, તેને કાંઇ નથી કરવું રે;
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ, તેને બાકી નથી તરવું રે.
લૌકિકવૈદિક તજી શુદ્ધ શ્રીજી શરણ, તેને કાંઇ નથી કરવુંરે.
દીનભાવ વિરહતાપ ગિરિધરણ, તેને બાકી નથી તરવું રે,
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઇ નથી કરવું રે;
દૃઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાંત, તને બાકી નથી તરવું રે.
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ તેને કાંઇ નથી કરવું રે.
ભક્ત દાસ દયા જગત અલગ પાપ; તેને બાકી નથી તરવુંરે.
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસક્ત, તેને કાંઇ નથી કરવું રે;
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભક્ત તેને બાકી નથી તરવું રે.
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઇ નથી કરવું રે.
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસીને હાથ, તેને બાકી નથી તરવું રે.
આસક્ત સહજે કૃષ્ણ કૃપાવડે થાય તેને કાંઇ નથી કરવું રે.
એનો જીવ પાસે ના મળે ઉપાય, તેને બાકી નથી તરવું રે.

સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઇ નથી કરવું રે;
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ. તેને બાકી નથી તરવું રે.

ધોળ ૪.

તેડી જાઓ તો અમારાં મન ઠરે, હું તો જોઉં શ્રીગોકુલની રીતરે;
હુંતો નેણે નિરખું શ્રીનાથજી, છે પૂર્વ જનમની પ્રીતરે. ૧
ત્યાં તો સાત મંદિર સોહામણાં, ભવન ભવન વસે વ્રજનાથરે;
વસે શ્રીવલ્લભાચાર્યજીના લાડીલા, મહા મોટા મુનિવર હંસરે. ૨
શ્રીવૃંદાવન રળીઆમણું. સોહામણા ઠકુરાણીના ઘાટરે;
સોહામણી વાય વહાલો વાંસળી, તે તો બળભદ્ર કેરા વીરરે. ૩
શ્રીવૃંદાવનની કુંજમાં, એમાં કેમ ના સર્જ્યા મોરરે;
અમો હેલ કરત નંદલાલ શું નયણે નિરખત નંદકિશોરરે. ૪
હું તો વિરહે દર્શનની વ્યાકુળી, જરાજીર્ણ મારી દેહરે;
હું તો વહુબેટીઓને પાયે પડું, નિહાળું શ્રીમુખચંદ્રરે. ૫
જેણે નયણે ના નિરખ્યા શ્રીનાથજી, તેણે શાને ધરી આ દેહરે;
જેણે શ્રીગોવર્દ્ધન જોયા નહિ, તેનો સુનો ગયો સંસાર. ૬
જેણે શ્રીવલ્લભકુલ જાણ્યા નહિ, તેનો એળે ગયો અવતારરે;
ધિક્ક ધિક્ક પડયો આ દેહને, ના નાહ્યો શ્રીજમુનાનીરરે. ૭
ધન્ય ધન્ય જીવન વ્રજવાસીનું, જેણે વ્રજમાં તે પૂર્ગો વાસરે;
કર જોડીને કરૂં વિનતિ, બલિહારી તે માધવદાસરે. ૮

પદ ૫.

મને કોઇ મિલાવોરે, ગોકુલ ગામનો ગારુડી. ટેક.
ગારુડી ગારુડી ગારુડી. મને ૧

મને મિલાવે તેને સર્વસ્વ આપું, આપું હૈયા કેરી હારડી. મુને.
જડીબુટ્ટી તો કામ ન લાગે, કહું છું આરડી આરડી. મુને.
મદન ભોરીંગ જેનાં ભાગ્ય ટાળ્યાં, પ્રેમ સુફળ રસ પ્યારડી. મુને.
પુરુષોત્તમપ્રભુકી છબી નિરખત, ચરણ કમળ ચિત્ત ચારડી. મુને.

પદ ૬.

મારૂં મન મોહ્યું રે શ્રીગિરિધરલાલને લટકે,
લટકે ને વળી મટકે મારૂં મન. ૧
મોર મુગટ મકરાકૃત કુંડલ, પીતાંબરને પટકે. મારૂં મન. ૨
વેણુ વગાડી વહાલે વશ કરી લીધાં, વેંત વાંસલડીને કટકે. ૩
વલ્લભના સ્વામી સંગ રંગભર રમતાં, ઘર ખોયું નવ ખટકે. ૪

ગરબો ૭.

નાગર નંદાજીના લાલ, રાસ રમંતાં મારી નથણી ગોવાણી. કાના જડી હોય તો આલ, કાના જડી હોય તો આલ. રાસ. ૧ નાની નાની નથની ને માંહી ગણેરાં મોતી, નથનીને કારણે હું નિત્ય ફરૂં છું જોતી જોતી. નાગર. ૨ નાની નાની નથણી ને માંહી જડેલા હીરા, નથની આપોને મારી સુભદ્રાના વીરા વીરા વીરા. નાગર. ૩ નાનેરી પહેરૂં તો મારે નાકે ના સોહાય, મોટેરી પહેરૂં તો મારા મુખપર ઝોલા ખાય ખાય ખાય. નાગર. ૪ આંબે બોલે કોયલડીને વનમાં બોલે મોર, રાધાજીની નથણીનો શ્યામળીઓ છે ચોર ચોર ચોર. નાગર. ૫ નથનીને કારણીએ મેં ઢુંઢયું વૃંદાવન, નથની આપોને મારા

પ્રાણજીવન વન વન વન. નાગર. ૬ નથની આપોને પ્રભુ નંદના કુમાર, નરસૈયાના સ્વામી ઉપર જાવું બલિહાર; હાર હાર હાર. નાગર. ૭

પદ ૮.

લટકાળો શ્રીગિરિવરધારી,
ગિરિવરધારી કુંજબિહારી, મને મારી નેન કટારીરે. ૧
કાલ મળ્યા હતા મને જુમનાની તીરે, રૂપ રસિક છબી ભારીરે. ૩
મોર મુકુટ મકરાકૃત કુંડલ, બંસી બજાવે પ્યારીરે. ૨
પુરુષોત્તમ પ્રભુ પ્રાણસનેહી, તેરે ચરણકમલ ચિત્ત વારીરે. ૪

પદ ૯.

છૈયા નંદના રે વહાલા વ્રજનારે, માહારી ચુંદડીના ચોર.
ચુંદડીના ચોર માહારી પામડીના ચોર. છૈયા. ૧
લાખ ટકાની ચુંદડી મારી અજબ રૂડો રંગ,
વેગળા રહો વર રાજીઆ. મારા શામળા થાશે અંગ. છૈયા. ૨
સાવ સોનાની ચુંદડી મારી, છેડલે રતન ચાર;
માતા જસોદા લાદ લડાવે, તેમાં શેનો પાડ? છૈયા. ૨
સાવ કસુંબલ ચુંદડી મારી છેડલે સાચો તાર;
સમ દઇને સૈયરને પૂછો, ઓઢી એકજ વાર. છૈયા. ૪
આંબે બોલે કોયલડી ને, વનમાં બોલે મોર:
રાધાજીની ચુંદડીનો શામળીયો છે ચોર. છૈયા. ૫
દાસ નરસિંહની વિનતિ સુણીને સમ શામળીઓ ખાય,
આપોને વહાલા ચુંદડી તે ઓઢીને મંદિર જાય. છૈયા. ૬

પદ ૧૦.

ગોપીજનના રે પ્રાણ મારા પ્રભુજીની પાસે, અહીંયાં રહ્યાં એ તો સુનાં શરીર, ગોપીજનના રે. ૧ કર્મે અમારે ક્યાંથી અક્રૂર આવ્યા. જક કરી લેઈ ગયા બળભદ્રવીર. ગોપી. ૨ ઘરરે રોકીને જ્યારે રહ્યાં રે રાધાજી, કેટલીક દીધીતી અમને ધારણ. ધીર. ગોપી. ૩ આવ્યાની આશે અમે રહ્યાં રે વિમાસે, આવડાં મેં નહોતાં જાણ્યાં. હૈયાનાં કુડ. ગોપી. ૪ શ્યામ સ્વરૂપ વિના શાં કરીયે સાધન, અંબ મૂકીને કોણ સેવે કથીર. ગોપી. ૫ ખારા તે જળમાં પંખી ચાંચ ન બોળે. ચઢયાના ઉતરે એવા સતીના શણગાર. ગોપી. ૬ જળ વિના જીવે એ તો હોય દાદુરડાં, મીન મરે જ્યારે ના હોય નીર. ગોપી. ૭ કેસરી ભૂખ્યો કદી ઘાસ ના ખાયે, કેળ ના ફળે એ તો બીજીરે વાર. ગોપી. ૮ પ્રેમની વાતો એ તો પ્રેમી જન જાણે, વંઝા શું જાણે પહેલા પ્રસવની. પીડ. ગોપી. ૯ વચન તમારાં ઉદ્ધવ હ્રદયામાં સાલે, તાકીને માર્યાં જાણે તનડામાં તીર. ગોપી. ૧૦ એક પલક ઘડી કહો કેમ ચાલે, નયણામાં રમી રહ્યા નંદકિશોર. ગોપી. ૧૧ ગિરિધરલાલ વિના ઘડીએ ના ગોઠે, પ્રિતમના સ્વામી મારા પ્રાણ. આધાર. ગોપી. ૧૨

પદ ૧૧.

વળી વેગે દર્શન આપજો, લાલ ગોવર્ધનધારીરે;
કરૂંરે પેરે પેરે વારણાં, મુખ પર જાઉં બલિહારીરે. ૧

સુંદર શોભા તાહરી શી કહું, મા'રે મુખ રસના એકરે.
શેષનાગ કહેવા સમર્થ નહિ, કહો જીવ કોણ વશેકરે. ૨
જસોદાને નયણે નિંદ્રા તજી, થઇ રહી આતુર નારરે;
વ્રજના જીવન મ્હારો વાલમો, કરજો અમારી સહાયરે. ૩
થોડા માંહે ઘણું કરી વિનતિ ચિત્તડામાં ધરજોરે;
દિન જાણી દીનાનાથજી, તાપ ત્રિવિધ તણાં હરજોરે. ૪

પદ ૧૨.

શ્રીવલ્લભ વિઠલ શ્રીજીરે રમવાને આવો,
શ્રીનવનીત પ્રિયાજી ન્હાનારે સંગે તેડીને લાવો. ૧
શ્રીબાલકૃષ્ણજી બાળુડારે બેલડીએ આવો,
શ્રીનટવરલાલજી પ્રાણ પ્યારારે એમને તેડી લાવો. ૨
રમવું જમવું રંગેરે વહાલાની સંગે;
કહ્યાં અમારાં માનોરે, શું થાઓ છો ઢંગે. ૩
શ્રીગુસાંઇજી મહારાજ તમને કહું છું રે ગુજરાત પધારો,
ત્યાં સર્વેને સમર્પણ દેઇનેરે પુષ્ટિમાર્ગ વધારો. ૪
સહુને સમર્પણ આપ્યાંરે તેવાં અમને આપો,
સહુ વૈષ્ણવને તાર્યારે એવા અમને તારો. ૫
મધ્ય રાતે મંદિરમાંરે વાંસલડી વાગી,
ભર નિદ્રાનાં સુતીરે, ઝબકીને જાગી. ૬
ઓચિંતી અજાણીરે બારણે આવી;
પાડોશણને પુછયુંરે મોરલી કયાં વાગી. ૭

જો ત્હારા મંદિરમાંરે વાંસલડી વાગી;
પુરુષોત્તમજી મહારાજ તમને કહું છું રે શ્રીજી દ્વાર પધારો,
ભામની વહુજીનાં દાસીરે,: જમુનાપાન કરવા પધારો. ૯
ચરણ શરણ અમને રાખોરે એટલું છે કામ,
અહર્નિશ દર્શન આપોરે દેઉ તમારૂં નામ. ૧૦

પદ ૧૩.

તારી વરણાગી વેરાએ શ્રીવલ્લભ નામ નવ જાણ્યું, તારા દુઃખના દિન કેમ જાશે ? શ્રીવલ્લભ નામ નવ જાણ્યું. ૧ તારી અક્કલ હૈયાની ફુટીલ્તું તો સગામાં સઘળે ગાજ્યો. શ્રી. ૨ શ્રીનાથજીનું નામ લેતાં લાજ્યો. શ્રી. ૩ તારાં સગાં નહીં આવે કોઇ સાથે. શ્રી. ૪ તું તો વિમુખ થયો છે તારે હાથે. શ્રી. ૫ તારાં ફુલ ફુલ્યાં કરમાશે. શ્રી. ૬ આવો અવસર ફરી નહીં આવે. શ્રી. ૬ છજાં મહેલ મેડીને ટાંકાં. શ્રી. ૭ તે તો પ્રાણી તારા મન કેરાં થોથાં. શ્રી. ૮ જેને હશે ગુરુની કૃપા. શ્રી. ૯ તેને લીલાનું સુખ સદા. શ્રી. ૧૦ કહે દાસનો દાસ કરજોડી. શ્રી. ૧૧ કરો સત્સંગ આળસ છોડી. ૧૨.

જાય છે જુવાની ચાલી, સમજ મન જાય છે જુવાની ચાલી; રાત દિવસ તું વિષયમાં ડોલે, કાળ લેશે ઝટ ઝાલી. સમજ. ૧ જર જોરૂ ને જમીન કારણ, નરકે ગયા કૈક ચાલી. સમજ. ૨ વસુધાને વશ કરી માન્ધાતા, આખર ગયો હાથ ખાલી. સમજ. ૩ દુઃખ હરણ કરણ સુખ ભજી લે; રાધે વર વનમાળી. સમજ. ૪

આવ્યું ઘડપણ ગઇ લાલી, વિચારી જો આવ્યું ઘડપણુ ગઇ લાલી; શરીર બગીચો સર્વે સુકાણો, તૃષ્ણા જાય નહિ ટાળી. વિચારી જો. ૧ ઘરના જણ કોઈ કીધું કરે નહીં, હાય હાય સીદ કરે ઠાલી? વિચારી જો. ૨ બાંધી મુઠીએ આવ્યો મેળવવા, જાય છે શિદ હાથ ખાલી. વિચારી જો. ૩ કાલનો કાલ કરણુ જે વિશ્વનો, મનથી ભજી લે મુરારી. વિચારી જો. ૪

માયાની આંટી મતવાલી, હો જીવને ;માયાની આંટી મતવાલી. જરાક રોગથી પડયો રહે ખાટલે, ડગલું શકે ન ચાલી? હો જીવને. ૧ હું ને મારૂં તેમાં મસ્ત થઇ ડોલે, વાત કરી હાથ દે તાલી. હો જીવને. ૨ દીકરા પોતરા માલ વગરના વહૂ મળી છે કાળી. હો જીવને. ૩ મારા વગર કેમ ચાલશે કુટુંબનું? દરાણું દળશે કોણ પાલી. હો જીવને. ૪ વિશ્વનો ભરણ કરણુ જે સુખનો, ખોજ્યા વિના ગયો ભવ ખાલી. હો જીવને. ૫

# દીનતા વિરહ આશ્રયનાં પદો.

### પદ ૧.

મીલે કબ શ્રીવલ્લભકે પ્યારે,
જીનકે હાવ ભાવ પ્રીતિ રસ તીન લોક તેં ન્યારે. ૧
કૃપા સમુદ્ર ભરે અંગ અંગમેં, ઉછલિત રસકી ધારે;
ભાલ તિલક બિરાજત અદ્દભુત, કરુણામય અનુહારે. ૨

કોટિ જન્મકે તન દુઃખ ભાજત, રહે સુકૃત ઉજીયાંરે;
પુલકિત પ્રેમ કંઠભભ આવત, સુખ ઉપજાવત ભારે. ૩
જાપર કૃપા કરત શ્રીગિરિધારી તબ ઇનકે અનુસારે;
રસિકદાસ જનનિ વિધિ પાઇએ, દોઉ નયનકે તારે. ૪
ભજીયે શ્રીવલ્લભવરકે ચરન. ટેક૦
સકલ પતિત ઉદ્ધારન કારન પ્રકટ કિયે અવતરન. ૧
ગૂઢ શ્રીભાગવત પ્રતિ પદ, અર્થ પ્રાકટ્ય કરન;
આશરો કરિ રહે જે જન, મિટે જન્મ ને મરન. ૨
અખિલ લીલા પ્રેમ સંયુત દીખાયે ગિરિધરન,
રસિક વિનતિ કરે માનો, ચરન કમલ અનુસરન. ૩
શ્રીવલ્લભ કૃપા કીજે મોહી. ટેક,
જ્ઞાન ભક્તિ વિવેક બલકો, આશરો નહીં કોઇ. ૧
યહ બલહીં ચિત્ત વિચારૂ, છિનક દ્રગભર જોઈ;
દેહો દર્શન કર નિજ દાસનકે દુઃખ ખોઇ. ૨
શ્રીવલ્લભ ભુલે બુરે તોઉ તેરે, ટેક
તુમહીં હમારી લાજ બઢાઈ; બિનતિ સુનો પ્રભુ મેરે, ૧
અન્ય દેવ સબ રંક ભીખારી; દેખે બહુત ઘનેરે,
હરિપ્રતાપ બલ ગીનત ન કાહુ; નીડર ભયે સબ ચેરે. ૨
સબ ત્યજ તુમ સરનાગત આયે દ્રઢ કર ચરન ગહેરે,
સૂરદાસ પ્રભુ તુમારે મિલે તે પાસે સુખ જુ ઘનેરૂ. ૩
તાહિકો સિરનાઇયે જો, શ્રીવલ્લભસુતપદરજ રતિ હોય;
કીજે કાહા આંન ઉચ્ચપદ, તિનસોં કાહા સગાઇ મોહિ. ૧

જાકે મનમેં ઉગ્ર ભરમ હે, શ્રીવિઠ્ઠલ શ્રીગિરિધર દોય;
તાકો સંગ વિષમ વિષ હુતે, ભૂલે ચતુર કરો મતિ કોઈ. ૨
સાર સાર વિચાર મતો કરિ, શ્રુતિ ગિય ગોધન લીયોહેનિચોય;
તહાં નવનીત પ્રગટ પુરુષોત્તમ; સહજહિ ગોરસ લીયોહે વિલોય ૩
ગુણ પ્રતાપ દેખીયત અપને ચક્ષુ, અશ્મસાર જલ ભિદે ન તોય;
કૃષ્ણદાસ'સુરહુંતે અસુર ભયે અસુરતે સુર ભયે ચરનન છોય. ૪

અબતો સાંચે કલિયુગ આપો. પુત્ર પિતાકો કહ્યો ન માનત કરત આપ મન ભાયો. ૧ પુત્રી બેચ પિતા ધન ખાવત દિનદિન મોલ સવાયો, યાતેં બરખા અલ્પ ભઈરી કાલે સબ જુગ ખાયો. ૨ છીપત ગોવર્દ્ધન ઘટત વૃંદાવન કાલિંદી રૂપ છીપાયો. સૂરદાસ પ્રભુ યા કલિયુગમેં મોહે કાહેકો જીવાયો. ૩

ગાયો ન ગોપાલ મન લાયો ન રસાલ લીલા, સુની ન સુબોધિની ન સાધુ સંગ પાયોહે ૧ સેવ્યો ન સ્વાદ કરી ઘડી હું ન અધ ઘડી; કબહું ન કૃષ્ણનામ રસના રટાયો હે. ૩ શ્રીવલ્લભશ્રીવિઠ્ઠલેશપ્રભુકી શરન જાય; દિન હોય મતિ છિન સીસહું ન નાયોહે. ૩ રસિક કહે બારબાર લાજહું ન આઇ તોય; મનુષ્ય જનમ પાયે કહાયો કમાયો હે. ૪

ગાયો ન ગોપાલ મન લાયો ન નિવારી લાજ, પાયો ન પ્રસાદ સાધુ મંડલીમેં જાય કે. ૧ ધાયો ન ધમક વૃંદાવિપિનકી કુંજનમેં, રહ્યો ન શરન જાય વિઠ્ઠલેશરાયકે. ૨ નાથજી ન નિરખ સકયોં છીનહું છબીલી છબી, સિંધ

પોર બેઠો નહિ સીસહું નમાયકે. ૩ કહે હરિદાસ તોય લાજહું ન આઇ જીય, જનમ ગમાયો ન કમાયો કછું આયકે. ૪

બોલો ભૈયા ગોવિંદ કૃષ્ણ હરિ. માલ દામ કછુ બૈઠત નહિ છુટત નહિ ગઠડી. ૧ એ કાયા કાગદકી પૂતરી સો છિનમેં જાત જરી, જા મુખ સૂર પ્રભુ નહિ ઉચરત તા મુખ ધૂર પરી. ૨

રુચિર પદકમલ શ્રીવલ્લભાધીશકે, રેન ઓર દિવસ નિજ શિર ધરીએ, ૧ ગહેત દ્દઢ બાંહ કાન શ્રીનંદ સુત પત્ર ફૂલ પુષ્પ સેવા અનુસરીએ. ૨ પ્રેમ ભાવતે નિકટ સંતત રહત, રાખ વિશ્વાસ વ્રતતેં ના ટરીએ. ૨ શ્રીવિઠ્ઠલ ગિરિધરન હેત પ્રગટ શ્રીલક્ષમણ સુવન, ભક્તકે ભવનમેં વાસ કરીએ ૪

શ્રીવિઠ્ઠલનાથ બસત જીય જાકે, તાકી રીત પ્રીત છબી ન્યારી ટેક.
પ્રફુલ્લિત બદન કાંતિ કરુનામય, નેનનમેં ઝલકે ગિરિધારી. શ્રી.૧
ઉગ્ર સ્વભાવ પરમ પરમારથ સ્વારથ લેશ નહિ સંસારી;
આનંદરૂપ કરત એક ક્ષણમેં, હરિ જુકી કથા કહત વિસ્તારી. શ્રી.૨
મન કર્મ વચન તાહીકો સંગ કીજે, પૈયત બ્રજયુવતિન સુખકારી;
કૃષ્ણદાસ પ્રભુ રસિક મુગટમનિ; ગુનનિધાન શ્રીગોવર્ધનધારી શ્રી.૩

મેરી કૃતિ જીન દેખો શ્રીવલ્લભ મેરી કૃતિ જીન દેખો. ૧
ક્ષણું ક્ષણુંમેં દોષ પડત હે, ગીનત ન આવે લેખો. ૨
નિરાધાર કે શરન નાથ તુમ, અપનો બીરદ બીસેખો. ૩
રસિક કહે મોહે અપનો જાનકે, કરો કૃપા બીસેખો. ૪

વૃક્ષનકો મત લે, મનરે તું વૃક્ષનકો મત લે,
કાટે તાપેં ક્રોધ ન કીજે, સીંચે તાપે ન સ્નેહ. મનરે. ૧
જો કોઉ વાકો પત્થર ચલાવે, તાહીકો ફલ દે;
ધૂપ સહત હે અપને શિરપર, ઓરનકો સુખ દે. મનરે. ૨
ધન્ય ધન્ય એ જડ પરમ પરમારથ, વૃથા માનસ દેહ;
સૂરદાસ મન કર્મ વચન કર, સંતનકો મત એહ.મનરે. ૩

પરમ કૃપાલ શ્રીવલ્લભનંદન, કરત કૃપા નિજ હાથ દે માથે; જે જન શરન આયે અનુસરહી, ગ્રહી સોંપત શ્રીગોવર્દ્ધનનાથેં. ૧ પરમ ઉદાર ચતુર ચિંતામનિ, રાખત ભવધારા તેં સાથે; ભજિ કૃષ્ણદાસ કાજ સબ સરહી, જો જાને શ્રીવિઠ્ઠલનાથેં. ૨

ભૂલ જિન જાય મન અનત મેરો. ટેક. રહો નિશ-દિવસ શ્રીવલ્લભાધીશ પદ કમલસોં લાગ બિન મૂલકો ચેરો. ૧ અન્યસંબંધતેં અધિક ડરપત રહો, સકલ સાધન હુ તેં કર નિવેરો; દેહ નિજ ગેહ યહલોક પરલોક લો, ભજો શીતલ ચરન છાંડ અરૂઝેરો. ૨ ઇતની માગત મહારાજ કર જોરકેં, જેસો હૂ તેસો અબ કહાઉ તેરો, રસિક શિર કર ધરો ભવદુઃખ પરિહરો, કરો કરુના મોહિ રાખિ નેરો. ૩

આશરો એક દૃઢ શ્રીવલ્લભાધીશકો. ટેક. માનસી રીતકી મુખ્ય સેવા વ્યસન, લોક વૈદિક ત્યાગ શરન ગોપીશકો; દીનતા ભાવ ગુનગાન ઉદ્‌બોધ સોં, ઘોષ ત્રિય ભાવના ઉભય જાને. ૧ કૃષ્ણ નામ સ્કુરે પલ ન આજ્ઞા

ટરે, કૃતિ વચન વિશ્વાસ મન ચિત્ત આને; ભગવદીય જાન સત્સંગકો અનુસરે, ન દેખેં દોષ અરુ સત્ય ભાખેં. ૨ પુષ્ટિપથ મર્મ દસ ધર્મ યહ વિધિ કહે, સદા ચિત્તમેં શ્રીદ્વારકેશ રાખે. ૩

દૃઢ ઇન ચરનન કેરો ભરોંસો. ટેક.
શ્રીવલ્લભ નખચંદ્ર છટાબિન. સબ જુગમાંઝ અંધેરો. ૧
સાધન ઓર નહીં યા કલિમે, જાસોં હોત નિવેરો;
સૂર કહા કહેં દ્વિવિધ આંધરો, બિના મૂલકો ચેરો. ૨

મેરે તો તુમહો શ્રીવલ્લભસ્વામી. ટેક.
મેરે અંતરકી ગત જાનો તુમ અંતર્જામી. ૧
તુમ સરખે નહિ દીન દયાલ, મો સરખે નહિ કામી;
રસિક વિનતિ કરે કર જોડી સીસ નામી. ૨

જેસો હું તેસો તિહારો શ્રીવલ્લભ, અબ જિન છાંડ દેહો મોહિ કરતેં; બાંહ ગ્રહેકી લાજ મન ધર હો, નહિ ભરોંસો મોહિ સાધન બલતેં. ૧ તુમ ત્યજે ઓર ઠોર નાહિ મોકોં, જાસોં જાય કહો દુઃખ ભર તેં; રસિક શિરોમનિ શ્રીવલ્લભ પ્રભુ, રાખો મોહિ ચરન શરન ભવડરતેં. ૨

અદ્‌ભુત નિદ્રા આઇ મંડલીમેં,
દૃઢ ઇન ચરનન શબ્દ સુનતહી, તરતહી આંખ ખુલાઇ. ૧
બેગ ઉઠો પ્રસાદ બંટાવો, લે અપને ઘર જાઇ;
સૂરદાસ પ્રભુ જો સુન્યો સો, પુસ્તક માંહી સમાઇ. ૨

શ્રીવલ્લભ વલ્લભ વલ્લભ વલ્લભ, શ્રીવલ્લભદેવ અમારે સહાય. ઉઠત વલ્લભ બેઠત વલ્લભ, શ્રીવલ્લભ કહત કહાં

તેરો જાય. ૧ જાગત વલ્લભ સોવત વલ્લભ, શ્રીવલ્લભ સોં મેરી પ્રીત સહાય. ૨ સાધન વલ્લભ તીર્થ વલ્લભ, શ્રીવલ્લભ નામ નચો નિધિ પાય. ૩ દાસ કહે હું ઓર ન માગું શ્રીવલ્લભ ચરણુ કમલ શિર નાય. ૪

## શ્રીજીના અષ્ટ સખાનાં રૂપનો વિચાર.

### શ્રીમહાપ્રભુજીના સેવકો ૪.

૧. સૂરદાસજી કૃષ્ણુ સખા, ચંપકલતા સખી, શ્રીજીની વાણી ઇંદ્રિયનું રૂપ, ગિરિરાજના ચંદ્રસરોવર દ્વારના અધિકારી, સ્વામીની છાપ, કનોજીયા બ્રાહ્મણ સિહ ગામના વાસી.

૨. પરમાનંદદાસ, તોક સખા, ચંદ્રભાગા સખી, શ્રીજીની જીવ્હા ઇંદ્રિયનું રૂપ, સુરભિકુંડદ્વારના અધિકારી ગિરિરાજ ઉપર, સ્વામીની છાપ, કનોજીયા બ્રાહ્મણ, કનોજ ગામના.

૩. કુંભનદાસ, અર્જુન સખા, વિશાખા સખી, શ્રીજીની શ્રોતૃઇંદ્રિનું રૂપ, ગિરિરાજના જમુનાવતા દ્વારના અધિકારી દાસની છાપ, ગૌરવારજપૂત, જમનાવતા ગામના વાસી.

૪. કૃષ્ણદાસ, અંશુ સખા, લલિતા સખી, શ્રીજીની નાસિકા ઇંદ્રિયનું રૂપ, ગિરિરાજના બીલછુદ્વારના આધકારી, દાસની છાપ, કણબીની જ્ઞાતિ ચરોતર ગામના વાસી.

### શ્રીગુસાંઇજીના સેવકો ૪.

૧. નંદદાસ, ઋષભસખા, ચંદ્રરેખા સખી, શ્રીજીના ચરણુ ઇંદ્રિયનુ રૂપ, ગિરિરાજપર માનસી ગંગાદ્વારના અધિકારી, દાસની છાપ, સનોડીયા બ્રાહ્મણુ રામપુરના વાસી.

૨. ચતુર્ભુજદાસ, વિશાલ સખા, વિમલા સખી, ત્વચા ઇંદ્રિય રૂપ, ગિરિરાજ ઉપર રુદ્ર કુંડના અધિકારી દાસની છાપ, ગોરવા રજપૂત, જમના[illegible] ગામનાવાસી.

૩. ગોવિંદસ્વામી, સીદામા સખા, ભામા સખી, શ્રીજીના નેત્ર ઇંદ્રિયનું રૂપ, ગિરિરાજ ઉપર ગોવિંદ કદમ ખંડીદ્વારના અધિકારી સ્વામીની છાપ, સનોડીયા બ્રાહ્મણ, આંતરીયા ગામ વ્રજમાં છે તેના વાસી.

૪. છીત સ્વામી, સુબલ સખા, પદ્મા સખી, શ્રીજીના બાહુ ઇંદ્રિયનુંરૂપ ગિરિરાજ ઉપર અપછરા કુંડદ્વારના અધિકારી સ્વામીની છાપ, માથુર બ્રાહ્મણ ચોબા મથુરાપુરીના ચોબા.

એ આઠ સખાનાં રૂપ શ્રીજીની આઠ ઇંદ્રિયો જાણવા ઇંદ્રિયો અગિયાર તેમાં આઠનાં તો નામો ઉપર લખાયા તે ત્રણ બાકી રહ્યાં તેનાં સ્વરૂપો અનુમાને જાણવાં. પદ્મનાભદાસ, વિષ્ણુદાસ, ગદાધરદાસ. એ રીતે અગીઆરે ઇંદ્રિયોનાં રૂપો જાણવા.



